# સહકાર-પ્રવૃત્તિ.


મૂળ લેખકો:-

**વી. વેંકટ સુબય્યા,**

સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાયટીના મેમ્બર

અને

**વૈકુંઠ એલ. મહેતા,**

મુંબઇ સેન્ટ્રલ કોઓપરેટીવ બેન્કના મેનેજર.

અનુવાદક:

**નટવરલાલ હરિલાલ ભગવતી,**

એમ. એ. એલએલ. બી.



ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

પ્રસિદ્ધ કરનાર,

**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.**

આસિ. સેક્રેટરી-અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૫૦૦

કીંમત બાર આના.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્‌ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સન ૧૮૭૭ ના રોજ વિલ કર્યું તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦માં રૂ. ૨૦૦૦—૦—૦ સોસાઇટી-ને મળ્યા તે એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં. સદરહુ વિલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મીલકત્ત પુસ્તક પ્રસાર માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે સન ૧૮૯૪ માં રૂા. ૧૮૦૦૦ ની સરકારી પ્રોમિસરી નોટો પુસ્તકો તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળેલી છે તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તકો “ શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા તરીકે પ્રસિદ્ધ થયાં છે

| | | |
|---|---|---|
| ૧ | કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે તેનાં કારણો તથા તેમાં સુધારો કરવાના ઉપાય. | ૦—૯—૦ |
| ૨ | માને શિખામણ ... ... ... ... | ૦—૬—૦ |
| ૩ | નીતિમંદિર ... ... ... ... ... | ૦-૧૧—૦ |
| ૪ | બાળલગ્નથી થતી હાનિ ... ... ... | ૦—૬—૦ |
| ૫ | પુનર્વિવાહ પક્ષની પુરેપુરી સોળે સોળ આની ફજેતી ? | ૦—૫—૦ |
| ૬ | ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર ... ... | ૦—૪—૦ |
| ૭ | ધાર્મિક પુરૂષો ... ... ... ... | ૦—૪—૦ |
| ૮ | ઉદ્યોગી પુરૂષો ... ... ... ... | ૦—૪—૦ |
| ૯ | બેન્જામીન ફ્રાંકલીન ... ... ... ... | ૨—૦—૦ |
| ૧૦ | બોધક ચરિત્ર ... ... ... ... | ૦—૪—૦ |
| ૧૧ | સદ્વર્તન ... ... ... ... ... | ૧—૮—૦ |
| ૧૨ | રઘુવંશ કાવ્ય ... ... ... ... | ૧—૦—૦ |
| ૧૩ | જાવજી દાદાજી ચોધરીનું ચરિત્ર ... ... | ૦—૨—૦ |

| | | |
|---|---|---|
| ૧૪ | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભાગ ૧ લો. ... | ૦—૧૨—૦ |
| ૧૫ | ,, અર્વાચીન ,, ૨ જો. ... | ૧—૦—૦ |
| ૧૬ | નીતિ સિદ્ધાંત ... ... ... ... | ૧—૦—૦ |
| ૧૭ | ફ્રાન્સિસ બેકનનું જીવન ચરિત્ર... ... ... | ૧—૪—૦ |
| ૧૮ | શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવન ચરિત્ર... | ૦—૬—૦ |
| ૧૯ | પરોપકાર ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| ૨૦ | ઢોરનું ખાતર ... ... ... ... | ૦—૪—૦ |
| ૨૧ | જગતનો અર્વાચીન ઇતિહાસ ... ... ... | ૨—૦—૦ |
| ૨૨ | કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| ૨૩ | વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો... ... | ૦—૧૨—૦ |
| ૨૪ | વાર્નીશ ... ... ... ... ... | ૧—૦—૦ |
| ૨૫ | જીવનનો આદર્શ ... ... ... ... | ૦—૧૨—૦ |
| ૨૬ | કીર્તિકૌમુદી... ... ... ... ... | ૦—૧૨—૦ |
| ૨૭ | શિશુપાળ વધ પૂર્વાર્ધ ( સર્ગ ૧ થી ૩૦ ) ... | ૧—૮—૦ |
| ૨૮ | હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય ... ... | ૦—૬—૦ |
| ૨૯ | રસાયન શાસ્ત્ર ... ... ... ... | ૦—૧૦—૦ |
| ૩૦ | બ્રિટિશ હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભા. ૧ લો. | ૦—૧૨—૦ |
| ૩૧ | જાપાનની કેળવણીની પદ્ધતિ ... ... ... | ૦—૧૨—૦ |
| ૩૨ | શિશુપાલ વધ ઉત્તરાર્ધ ( સર્ગ ૧૧–૨૦ ) ... | ૧—૦—૦ |
| ૩૩ | લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૧ લો. ... | ૦—૧૨—૦ |
| ૩૪ | ખગોળ વિદ્યા ... ... ... ... | ૦—૧૨—૦ |
| ૩૫ | લેન્ડોરનાં કાલ્પનિક સંવાદો ભાગ ૨ જો. ... | ૦—૧૨—૦ |
| ૩૬ | માનસશાસ્ત્ર ... ... ... ... ... | ૧—૦—૦ |
| ૩૭ | શિક્ષિત આર્ય:સંતાનો ... ... ... | ૧—૦—૦ |
| ૩૮ | સહકાર પ્રવૃત્તિ ... ... ... ... | ૦—૧૨—૦ |

અમદાવાદ,<br>
તા. ૨૫ ફેબ્રુઆરી<br>
સને ૧૯૨૧.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ઓફીસ.

# પ્રસ્તાવના.

ભાષાંતરને પ્રસ્તાવનાની જરૂર ન હોય.

ગુજરાતી ભાષામાં સહકારને લગતાં પુસ્તકો નથી. તે ખામીને થોડે અંશે દૂર કરવાનો આ અનુવાદ એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રયત્ન છે. સહકારી મંડળીઓની સ્થાપનામાં આ પુસ્તક કેટલું મદદગાર થઇ શકશે તે તો કહી શકાતું નથી. પરંતુ આ પુસ્તકના વાંચનથી સહૃદય દેશહિતચિંતકોના મનમાં સહકાર પરત્વે થોડું પણ આકર્ષણ થાય તો પ્રયત્ન સફળ થયો ગણી શકાશે. સહકાર વિષયમાં વધુ શાસ્ત્રીય અને સર્વદર્શી પુસ્તકો લખાવાની ઘણી જરૂર છે. આશા રાખવામાં આવે છે કે આ ખામી કાળાંતરે ઘણા ટૂંક સમયમાં દૂર કરવામાં આવશે.

પુસ્તકમાં જણાવેલા મત મૂળ લેખકોના જ છે. તેમાં કોઇ પણ રીતનો ફેરફાર કરવામાં આવ્યો નથી. અનુવાદકના દોષ તેની શૈલીમાં વાક્યરચનામાં તથા શબ્દોની ક્લિષ્ટતામાં વખતે માલૂમ પડશે. પરંતુ ગુજરાતી સાહિત્યની સેવાના પ્રથમ પ્રયાસ તરીકે આ અનુવાદને વાચક સમક્ષ મૂકું છું. મ્હને શ્રદ્ધા છે કે પ્રથમ પ્રયાસની ભૂલો સહૃદય વાંચક ક્ષમા કરશે.

સાન્ટાક્રુઝ,<br>
તા. ૩૧–૩–૨૧

નટવરલાલ હરિલાલ ભગવતી.

# મૂળ ગ્રંથની પ્રસ્તાવના.

ચાલુ રાજકીય નિબંધમાળાના મણકા; તરીકે સહકાર પ્રવૃત્તિ વિષેનો નિબંધ બહાર પાડવાનું શા માટે ઉચિત ધાર્યું છે તે પ્રવેશક પ્રકરણમાં દર્શાવેલું હોવાથી આ પુસ્તકને લાંબી પ્રસ્તાવનાની જરૂર નથી.

આ પુસ્તકની રચનામાં કેટલાક સંજોગોને લીધે લેખકોથી ઘણો ભાગ જોડે બેસીને લખી શકાયો નથી. ખરૂં જોતાં આખો પહેલો ભાગ રા. વી. વેંકટ સુબય્યાનો લખેલો છે, અને આખો બીજો ભાગ રા. વૈકુંઠ એલ. મહેતાનો લખેલો છે.

હિંદુસ્થાનમાં સહકાર પ્રવૃત્તિનો વિકાસ, પ્રાથમિક મંડળીઓ અને મધ્યસ્થ નાણાં પૂરાં પાડનારી સંસ્થાઓના વહીવટને લગતાં તત્વો, સાર્વજનિક મદદ અને દેખરેખ વિષયની સરકારની નીતિ તથા તેવાજ બીજા પ્રશ્નો સહકાર કમિટી ( Committee on Co-operation in India )ના રીપોર્ટમાં એવા વિસ્તારપૂર્વક વર્ણવ્યા છે અને એવી સંપૂર્ણતાથી ચર્ચેલા છે કે આ પુસ્તકમાં તે કમિટીની સૂચનાઓનો વારંવાર નિર્દેશ અને ઘણી વખત રીપોર્ટમાંથી અક્ષરશઃ ઉતારા કર્યા વિના ચાલ્યું નથી. આ કિંમતી રીપોર્ટ ઉપરાંત નીચેનાં પુસ્તકો પણ હિંદુસ્થાનની સહકાર પ્રવૃત્તિ વિષેનાં વિવિધ પ્રકરણોની રચનામાં ઘણાં ઉપયોગી થઇ પડયાં છે.

એચ. કેલ્વર્ટ કૃત 'સહકારનાં સિદ્ધાંતો અને તેને લગતો કાયદો.' (H. Calverts' Law and principles of Co-operation.)

એચ. આર. ક્રોસ્થવેઇટ કૃત 'સહકાર્ય વિષે તુલનાત્મક અભ્યાસ, (H. L. Crosthwaite's. Comparative Studies in Cooperation ) અને

પી. મુકરજીકૃત 'હિંદુસ્થાનની સહકાર પ્રવૃત્તિ' (P. Mukherjee's Co-operative Movement in India).

છેવટે લેખકો પોતાનો ખેદ જાહેર કરે છે કે તેઓમાંના એકની સતત માંદગીને લીધે આ પુસ્તક ધાર્યા કરતાં ઘણું મોડું બહાર પાડી પાડી શકાયું છે.

# અનુક્રમણિકા.



| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|

## ભાગ ૧ લો.



## ભાગ ૨ જો.





# સહકાર-પ્રવૃત્તિ.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

#### પ્રવેશક.

ચાલુ રાજકીય નિબંધમાળામાં સહકાર વિષે નિબંધ દાખલ કરવા બાબત ક્ષમા યાચવાની જરૂર નથી. અહિંયા 'રાજકીય' શબ્દ વિશાળ અર્થમાં વપરાયેલો છે. 'રાજકીય' શબ્દનો સંકુચિત અર્થ કરીએ તો કેળવણી, જકાત, રેલ્વે વિગેરે રાષ્ટ્રીય મહત્વના વિષયોનો સમાવેશ ન થાય તે વિષયોનો પણ આ નિબંધમાળામાં સમાવેશ કરવામાં આવ્યો છે. સહકારના ઘણા લાભોમાં કેટલાક પ્રત્યક્ષ છે અને બીજા પરોક્ષ છે. તે લાભના આર્થિક, સામાજીક અને રાજકીય એવા ત્રણ વિભાગ પાડી શકાય. સહકારથી થતા લાભ જો આ ત્રણ વિભાગમાંથી ફક્ત એક વિભાગના હોય તોપણ દેશના પ્રત્યેક હિતૈષીએ સહકાર તરફ પોતાનું લક્ષ દોરવું જોઇએ. ખરૂં જોતાં કોઇ પણ દેશદાઝવાળા હિંદવાસીઓએ સહકારનાં સિદ્ધાંતો અને સહકારના વિકાસ તરફ દુર્લક્ષ કરવું ડહાપણભરેલું ન ગણાય.

સહકારના લાભ એવા દેખીતા (જગજાહેર) છે કે આખી દુનીયામાં એવો કોઇ પણ દેશ નથી કે જેણે સહકાર દાખલ કરવા અને તેનો વિકાસ કરવા આતુરતા દર્શાવી ન હોય. ગ્રેટબ્રીટન, જર્મની, અને

યુનાઇટેડ સ્ટેટસ જેવા બળવાન અને સમૃદ્ધિવાળા દેશોનો પણ સહકારી મંડળીઓ રાષ્ટ્રીયસમૃદ્ધિની પોષક છે એવો અનુભવ છે. આપણા દેશની જરૂરીયાતો ખરેખર તે દેશોના કરતાં ઘણીજ વધારે છે. અને દુનિયાના કોઇપણ દેશોમાં આપણા દેશની માફક સહકારના પ્રચારને અનુકૂળ સામાજીક અને આર્થિક સંજોગો હયાતીમાં નથી. આપણા દેશમાં આ પ્રવૃત્તિને અત્યાર સુધી જેટલી ફતેહ મળી છે તેટલી બીજા કોઇ દેશમાં આટલા ટુંક સમયમાં મળી નહતી. પરંતુ અત્યાર સુધીની સહકારની ખીલવણી નજદીક ભવિષ્યમાં જેટલી કરી શકાય તેના પ્રમાણમાં કાંઇ જ વીસાતમાં નથી. તેથી કરીને કેળવાયલા હિંદવાસીઓએ સહકારની પ્રગતિમાં રસપૂર્વક ભાગ લેવો એ ખાસ જરૂરી છે.

સહકાર એક આર્થિક પ્રવૃત્તિ હોવાને લીધે તેના આર્થિક લાભ સ્વાભાવિક રીતે આપણું ધ્યાન હેલું ખેંચે છે. જર્મની, ડેન્માર્ક, ઇટાલી અને બીજા દેશોમાં સહકારની જાદુની માફક અસર થઇ છે. ૨૦ ને ૩૦ ટકાના વ્યાજના દર ઘટીને ૪ ને ૫ ટકા જેટલા થઇ ગયા છે. ઘર કરીને વસેલા હદઉપરાંત વ્યાજ લેનારા શાહુકારોને સદાને માટે દૂર કરવામાં આવ્યા છે. ગરીબ કારીગરોને અને ખેડૂતોને નહોતી મળી શકતી તે મૂડી હવે તેમને પૂરતા જથામાં અને સસ્તા વ્યાજે મળે છે. દરેક દિશામાં સંપત્તિની ઉત્પત્તિ તથા સાહસ વધ્યાં છે. સાંચાકામ, ખાતર અને ફલદાયક દ્રવ્યોના પ્રયોગથી ખેતીની જાત અને પાક સુધારવામાં આવ્યાં છે અને માલ બનાવનાર તથા ખરીદનારની વચ્ચેના દલાલોને કાઢી નાખવાથી દરેક વસ્તુની ખરીદી તથા વેચાણ બન્ને લાભકારક રીતે થઇ શકે છે. ડેન્માર્ક દેશ જે એક વખતે વિનાશની અણી ઉપર હતો તે દેશ જમીનમાં કસ ઓછો હોવા છતાં સહકારને લીધે અત્યારે જો મનુષ્ય દીઠ સમદ્ધિની રાશ ગણીએ તો આખી દુનિયામાં એક અતિ સમૃદ્ધ દેશ થઇ પડયો છે. જર્મનીના કેટલાક પ્રદેશો જે એક વખતે ઉજ્જડ વેરાન હતા અને ભુખડીખારશ, કંગાળ અને અસંતોષી ભાંગ્યાંતૂટયાં ઝુંપડાંમાં વસ્તી

પ્રજાથી ભરપૂર હતા તેજ પ્રદેશો જાણે જાદુથી ફેરવાઇને સારાં બાંધેલાં ઘરો અને ઝુંપડાંઓમાં વસ્તી હસમુખી, સુખી અને ઉદ્યોગી પ્રજાથી ભરપૂર તથા પુષ્કળ ઢોરઢાંખરવાળાં લીલાંછમ ખેતરો અને વાડીઓથી ખીલી નીચ થઇ ગયા છે. જે દેશોમાં સહકારનો વેળાસર સ્વીકાર કરવામાં આવ્યો છે તે દેશોમાં ઉપર જણાવેલાં શુભ પરિણામો નજરે પડે છે. એટલુંજ નહિ પરંતુ હિંદુસ્તાનમાં કે જયાં સહકાર પ્રવૃત્તિને શરૂ થયે હજુ પૂરાં બાર વર્ષ પણ થયાં નથી, ત્યાં પણ ન્હાને પાયે આવાંજ પરિણામો જોવામાં આવે છે. ( આ વર્ણન પાછલા ભાગમાં કર્યું છે. )

પરંતુ યૂરોપના દેશોને સહકારની જેટલી જરૂર છે તેના પ્રમાણમાં આપણા દેશને સહકારની ઘણીજ વધારે જરૂર છે. આ નિબંધમાળામાં હિંદુસ્થાનની આર્થિક સ્થિતિ સંબંધે એક જૂદો નિબંધ લખાવાનો છે તેથી તે વિષયની બારીક તપાસ કર્યા શિવાય અત્રે તેની થોડી વિગતો રજુ કરીશું. આ તો એક જગજાહેર વાત છે કે હિંદુસ્તાન સુધરેલા દેશોના મુકાબલે ગરીબમાં ગરીબ અને આર્થિક દ્દષ્ટિએ જોતાં તદ્દન પછાત સ્થિતિનો દેશ છે. નીચે આપેલાં આંકડાઓ ઉપરથી થોડાક દેશોની વસ્તીના પ્રત્યેક મનુષ્ય દીઠ વાર્ષિક આવક અને તે દેશોનો પ્રત્યેક મનુષ્ય દીઠ એકત્રિત મૂડીનો ફાળો તથા તેની વિગતો માલૂમ પડશે.

| | મનુષ્યદીઠ આવક<br>પૌંડ. | મનુષ્યદીઠ મૂડી<br>પૌંડ. |
|---|---|---|
| યુનાઇટેડ કીંગડમ | ૩૩.૭ | ૩૦૨ |
| ફ્રાન્સ | ૨૭.૮ | ૨૫૨ |
| જર્મની | ૨૨.૫ | ૧૫૬ |
| ડેન્માર્ક | ૩૨.૫ | ૨૩૦ |
| ઇટાલી | ૧૨.૧ | ૧૦૧ |
| રૂશીયા | ૧૧.૫ | ૬૧ |
| યૂરોપ (સમસ્ત) | ૧૯.૪ | ૧૩૯ |

| | | |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકા | ૩૯ | ૨૩૪ |
| ઓસ્ટ્રેલીયા | ૪૦.૨ | ૨૫૬ |
| હિંદુસ્તાન | ૨. | ૧૦. |

હિંદુસ્થાનમાં લગભગ ૮૦ ટકા વસ્તી ખેડુતોની છે. સને ૧૮૮૦ ના દુષ્કાળ કમીશનનો એવો અભિપ્રાય હતો કે તે વખતનાં જમીનવાળા વર્ગોનો એક તૃતીયાંશ દેવામાં તદ્દન ડૂબી ગયેલો હતો અને બીજો તૃતીયાંશ દેવાદાર હોવા છતાં પોતાનું દેવું વાળી શકે એવી સ્થિતિમાં નહતો. સને ૧૮૯૪ માં બહુજ કાળજીપૂર્વક કરેલી ગણત્રી પછી સર ફ્રેડરીક નીકલ્સન એવા ઠરાવ ઉપર આવ્યા હતા કે મદ્રાસ ઇલાકામાં ગામડાઓની અંદર ખેડૂતોએ જમીન ગીરો મૂકીને કરેલું દેવું કુલ ૨૦ કરોડ રૂપીયાનું હતું. રોકડ નાણાં કરજે કાઢેલાં તે દેવું ૧૫ કરોડ રૂપીઆનું હતું. અને દાણા ઉછીના લીધેલા તેનું દેવું ૧૦ કરોડ રૂપીયાનું હતું. ત્યાર પછી થોડા વખત બાદ સરકાર તરફથી ગણત્રી થયેલી તેમાં આખા હિંદુસ્તાનનાં ગામડાઓનાં દેવાદારીનું પ્રમાણ ૩ અબજ રૂપીયા સુધીનું તથા જમીન ગીરો મુકીને કરેલું દેવું ૧ અબજ ૩૦ કરોડ સુધીનું ગણ્યું હતું. માથા દીઠ ગણત્રી કરતાં પ્રજાની દરેક વ્યક્તિ ઉપર આ દેવાનો બોજો અનુક્રમે રૂ. ૧૨ અને રૂ. ૫ થાય. આ દેવું ઘણું ભારે છે. પરંતુ તેના આંકડાથી જ માત્ર આપણે બ્હીવાનું નથી; કારણ પ્રશીયા, ફ્રાન્સ, ઇટાલી આદિ યૂરોપનાં દેશો તેમની આવક અને દેશની સમગ્ર સંપત્તિના પ્રમાણમાં જોઇએ તો આપણા કરતાં પણ વધારે દેવાદાર છે; તોપણ હિંદુસ્તાનના દેવા વિષે કેટલીક બાબતો નોંધ કરવા લાયક છે. તે દેવું દર વર્ષે વધતું જાય છે અને તેનો ઘણોખરો ભાગ ભારે મહેસુલ, વરસાદની અછત, લગ્ન પ્રસંગ, ઉત્તરક્રિયાઓ, વિગેરે કારણોને લાધે વધે છે. આ જાતના દેવાથી કાંઇ સંપત્તિની ઉત્પત્તિ થતી નથી ત્યારે બીજી બાજુ યૂરોપના ખેડુતનું દેવું ઘણુંખરૂં જમીનની ખરીદી અને તેની સુધારણા અર્થે વ્હોરેલું હોય છે. એક પ્રજા દેવાદાર

હોય તેટલાથી જ માત્ર ખુશી જવાનું નથી. ખરી વાત તો એ ધ્યાનમાં રાખવાની છે કે નાણાં ઉધાર લીધા પછી તેનો શો ઉપયોગ કરવામાં આવે છે. જો તે નાણાંનો કૂવા ખોદવામાં, ખેતરોનાં ખાતર નાંખવામાં અથવા એવા બીજા લાભકારક રસ્તે ઉપયોગ કરવામાં આવે તો બહુ સારૂ. પરંતુ જો તે નાણાંનો ગેરઉપયોગ કરવામાં આવે તો એવો ઉછીનો વ્યવહાર વખોડી કાઢવો જોઇએ. હિંદુસ્થાનમાં દેવાનો વધારો થવાનાં ઘણાં કારણો છે; તેમાં મુખ્યત્વે કરીને જમીનની મોંઘવારી, જમીનમાં નાણાં રોકવાં એ ઘણોજ સહીસલામતી ભરેલો માર્ગ છે એવી માન્યતાવાળા પૈસાદાર લોકોની જમીન માટે પડાપડી અને ખેડૂતનું પોતાનું ઉડાઉપણું અને ટૂંકી નજર વિગેરે કારણોને લીધે દેવું વધતું જાય છેઃ નાણાંની છૂટ અને જમીનની મોંઘવારી આ બન્ને કારણોને લીધે જમીન ઉપર નાણાં વધારે મળતાં હોવાથી ઘણુંખરૂં ખેડૂત પહેલાં કરતાં વધારે દેવું કરે છે અને કરજે કાઢેલાં નાણાં બીન કાળજીથી (સ્વસ્થ હૃદયથી) ખરચી નાંખે છે. આવી સ્હેલાઇથી નાણાં ઉછીનાં મળી શકે છે તે ઘણું નુકશાનકારક છે, અને એ ટેવને જડમૂળથી ઉખેડવા પ્રયત્નની જરૂર છે. ખેતીવાડીમાં કુદરતી રીતે થોડુંઘણું પણ દેવું કર્યા વિના ચાલતું નથી; અને ખાસ કરીને ન્હાના ખેડૂતનો તો દેવું કર્યા વિના છૂટકો જ થતો નથી. તેની બધી મૂડી જમીન, ઓજાર, પાક, ઢોરઢાંખર ઇત્યાદિમાં રોકાયેલી હોય છે અને જરૂરના પ્રસંગે અથવા અચાનક પ્રસંગે સાધારણ ખર્ચ કરવામાં પણ નાણાં કરજે કાઢવા શિવાય તેને બીજો કોઇ પણ ઉપાય રહેતો નથી. આ જાતનો અનુત્પાદક નાણાં ઉછીનાં લેવાનો વ્યવહાર બંધ કરવો એ આપણું પહેલું કર્તવ્ય છે.

સદગત્ રાનાડે વિગેરે હિન્દની આર્થિક સ્થિતિના અભ્યાસીઓ વારંવાર પોતાનો ખેદ જાહેર કરતા આવ્યા છે કે ખેતીવાડીની સુધારણા સારૂ પૂરતી મૂડીનો ઉપયોગ થતો નથી. પરંતુ જ્યાં સુધી વ્યાજનો દર હમણાં છે તેટલો ને તેટલો રહેશે ત્યાં સુધી બીજું શું થવાનું

હતું? મદ્રાસ અને મુબાઈ ઇલાકામાં જ્યાં જમીન રૈયતની પોતાની માલિકીની છે અને ખેડૂત જમીનને ગીરો મૂકી શકે છે ત્યાં પણ સાધારણ રીતે ન્હાના ખેડૂતને ૧૨ થી ૨૪ ટકા સુધી વ્યાજ ભરવું પડે છે. ઉત્તર હિંદુસ્થાનમાં તો વ્યાજનો દર ૨૪ થી ૩૬ ટકા સુધી થવા જાય છે. દેખીતી રીતે કોઈ પણ ખેડૂત પોતાની ખેતી સુધારવા સારૂ આવા ભારે વ્યાજે નાણાં ઉછીનાં લઈ ન શકે. ખેતી સુધારવા સારૂ નાણાં સસ્તા વ્યાજે મળવાં જોઇએ. સદગત્ રાનાડે ખેદ સાથે જણાવતા કે જ્યારે એક બાજુ ઇલાકાની તથા બીજી બીનસરકારી બેંકોમાં નાણાં નિરર્થક પડયાં રહે છે ત્યારે બીજી બાજુ ખેતી અને હુન્નર ઉદ્યોગની ખીલવણી સારૂ નાણાં પૂરતાં પ્રમાણમાં મળી શકતાં નથી. ખેતીવાડીની સુધારણા સારૂ સસ્તા વ્યાજે નાણાં કેવી રીતે મેળવવાં એ આપણી આર્થિક સ્થિતિની સુધારણાનો એક મહત્ત્વનો પ્રશ્ન છે. તપાસ કરતાં એમ માલુમ પડે છે કે આપણા દેશમાં આપણી ખેતીવાડીની સામાન્ય જરૂરીયાતો પૂરી પાડવાને સારૂ પૂરતા પ્રમાણમાં મૂડી મળી શકે તેમ છે. પરંતુ તે મૂડી બહાર પડતી નથી. ખેતીવાડીના વિજ્ઞાનના અભ્યાસીઓ એમ જણાવે છે કે આપણાં ન્હાનાં ખેતરો અને આપણાં હવાપાણી જોતાં મોંઘા સાંચાઓ તથા ખાતરોની આપણને કાંઇ જરૂર નથી. હિંદુસ્થાનના અર્થશાસ્ત્રના અભ્યાસીઓની એવી ગણત્રી છે કે પ્રજાના દરેક મનુષ્ય દીઠ રૂ. ૨૫ ની કિંમતનું દ્રવ્ય સોના ચાંદીના દાગીનાના રૂપમાં ઘડાયેલું છે. અને જો લોકો ફક્ત ખરેખરા અર્થશાસ્ત્રના સિદ્ધાંતો સમજી શકે તો આમાંનું ઘણું દ્રવ્ય ઉપયોગમાં આવે. શહેરોમાં વસતા ધંધાદારી લોકો નાણાં બચાવીને મોટી બેન્કોમાં ભરે છે. અને આ બેન્કો ખેડૂતોને નાણાં ધીરતી નથી. અથવા તો એ ધંધાદારી લોકો બચાવેલાં નાણાંમાંથી ઘરેણાં ઘડાવે છે અથવા જમીન વેચાતા લે છે. આથી પણ કાંઇ સંપત્તિની ઉત્પત્તિમાં વધારો થતો નથી. એવી સામાન્ય માન્યતા થઇ ગઇ છે કે છોકરાંઓને જમીનનો વારસો મૂકી જવો એ બહુ સલામતીભરેલું છે અને તેથી કરીને જમીન ઉપર ઘણી

પડાપડી થવા માંડી છે. પરિણામે ઘણી વખતે આવી રીતે જમીનમાં રોકેલાં નાણાંનું ૪ ટકાથી પણ ઓછું વ્યાજ છૂટે છે. આપણી આર્થિક સ્થિતિ તરફ નજર કરીએ તો જમીનની માલીકી આવી રીતે વારંવાર બદલાતી રહે તેમાં કાંઇ આપણને ફાયદો નથી. પરંતુ જમીનનો કસ વધે અને પાક વધારે થાય એવી રીતે જો મૂડીનો ઉપયોગ થાય તોજ દેશને ફાયદો થાય.

વળી આપણા વ્યાપારની સ્થિતિ પણ એવી શોચજનક છે કે હિંદુસ્થાનના પાકનું પૂરેપૂરૂં મૂલ્ય દુનીયાના બજારમાં ઉપજતું નથી. આપણે કાચો માલ પરદેશ મોકલીએ છીએ અને તૈયાર બનાવેલા માલની આયાત કરીએ છીએ એ વાત ખરેખર ખેદજનક છે. પરંતુ તેને લીધે આપણને આપણા મોકલેલા માલની પૂરેપૂરી કીંમત મળી શકે નહિ એમ નથી. પાક એકઠો કરનારા અને કાચા માલની નીકાશ કરનાર• પેઢીઓને તે પાક પૂરો પાડનારા દલાલોની લુચ્ચાઇને લીધે હિંદુસ્થાનના માલની દુનીયાના બજારોમાં શાખ હલકી પડી ગઈ છે અને પરદેશીઓ હિંદુસ્થાનના માલની નાછૂટકેજ ખરીદી કરે છે. ફક્ત ૪ કે ૫ ટકાનો ખોટો લાભ મેળવવા સારૂ દલાલો ૩ તથા દાણાને પાણીથી ભીંજવે છે અથવા તેમાં હલકી જાતનો માલ ભેળસેળ કરે છે. આથી જો કે દલાલને થી ૫ ટકા અજુગતી રીતે મળે છે ખરા પરંતુ તેથી કરીને ખેડૂતને તથા દેશને ભારે નુકશાન જાય છે. કારણકે કાચો માલ ખરીદ કરનાર કારખાનાવાળો રદી માલ બાદ કરતાં અને માલની સાફસુફ તથા સાંચાનો ઘસારો વિગેરેની ગણત્રી કરતાં તેને પરવડે તેટલીજ કીંમત કાચા માલની આપે છે. દલાલની લુચ્ચાઇને લીધે આવી રીતે રૈયતને અને દેશને પાકની કીંમતનો ૩૦ થી ૪૦ ટકા જેટલો ભાગ ગુમાવવો પડે છે એમ ગણત્રી ઉપરથી માલુમ પડ્યું છે.

આપણી આર્થિક સ્થિતિની આ બધી ખામીઓ સહકારથી દૂર કરી શકાય તેમ છે. સહકારનો એક મુખ્ય ઉદ્દેશ—કરકસરની ટેવ પાડવી

તે જો સચવાય તો વધતા જતા દેવા ઉપર અંકુશ મૂકી શકાય. અને તેથી કરીને લગ્ન મરણ ઇત્યાદિ પ્રસંગોનો નિરર્થક મારવાડી અથવા વાણીયો જે હદ ઉપરાંત વ્યાજ અને લખામણી પાઘડી વિગેરે લાગતો લઇને દેણદારનું લોહી ચૂસી લે છે અને તેની આશાઓનો સમૂળગો નાશ કરે છે, તેનું દેવું સહકારી મંડળ પાસેથી ઓછા વ્યાજે નાણું લઇને પતાવી શકાય, અને સહકારી મંડળીનું દેવુ ધીરે ધીરે ન્હાના ન્હાના હપતાઓથી વાળી શકાય. લોકોમાં અરસપરસ વિશ્વાસની લાગણી ઉત્પન્ન કરીને તથા વેપારી રીતભાતમાં લોકોને કેળવીને સહકારી મંડળી તેમને થાપણો મુકવાને પ્રેરી શકે અને તેથી જે નાણું હાલમાં જમીનમાં દટાયેલું છે અથવા ઘરેણાંના રૂપમાં ઘડાયેલું છે તે નાણું બહાર આવીને ઉત્પાદક રીતે ઉપયોગમાં આવી શકે. હાલમાં ખેતીવાડીની સુધારણા સારૂ સહકાર ઘણું ઉત્તમ સાધન ગણાય છે અને ખાસ કરીને ન્હાના ખેડૂતની બાબતમાં તો સહકાર જેવું અસર કારક સાધન બીજું ખોળી કાઢવું ઘણું અઘરૂં પડે. સહકારથી ખેડૂતને સસ્તા વ્યાજે નાણાં મળી શકે છે, ચોખ્ખાં બી, ઓજાર, ખાતર અને બીજી જરૂરીયાતની ચીજોની તેને સારૂ કીફાયત ભાવે ખરીદી કરવામાં આવે છે. માખણ, ગોળ ઇત્યાદિ પદાર્થો બનાવવામાં અને ખળીમાં પાક સારૂં કરવામાં નીપજતી કરકસરથી તેને ઘણો ફાયદો થાય છે. તેનો માલ ચોખ્ખી સ્થિતિમાં વેચાય છે અને તેથી કરીને એકલો દલાલનો નફો નહિં પણ ભેળસેળને લીધે જતું નુકશાન પણ બચે છે, તેનાં ઢોરઢાંખર સુધરે છે અને તેને બીજા અનેક રસ્તે ફાયદો થાય છે. કારીગરોને અને બીજા વર્ગોને પણ સહકારથી આવીજ રીતે મદદ મળી શકે છે.

આર્થિક દૃષ્ટિએ જોતાં આપણા દેશમાં સહકારથી આટલું બધું થઈ શકે તેમ છે. પરંતુ તે ઉપરાંત સહકારથી થતા ઉત્તમ નૈતિક અને રાજકીય લાભો વિશેષ કરીને કોઇપણ દેશહિતેચ્છુએ ભૂલી જવા જોઇએ નહિ. કરકસર, સ્વાશ્રય અને પરસ્પર સહાય એ સહકારનાં

મુખ્ય લક્ષણ છે. સહકારી મંડળીનો દરેક સભાસદ તેના પડોશીનું હિત વધારવા સારૂ ઇન્તેજારી ધરાવે છે અને સર્વે સભાસદો સાર્વજનિક લાભ માટે દરકાર રાખતાં શીખે છે. સહકારમાં પ્રમાણિકપણા ઉપર ભારે વજન મૂકવામાં આવે છે. ખરૂં જોતાં સહકારનો ઉદ્દેશજ એ છે કે નાણાં ઉછીનાં લેવામાં જમીનનો અવેજ મૂકવાને બદલે પ્રમાણિકપ-ણાનો અવેજ મૂકીને નાણું મેળવી શકાય. સહકાર નિયમિતતા, વખતની ઉપયોગિતા, અગમચેતી અને વેપારી રીતભાત શીખવે છે. સહકારના વિષયપર સર્વમાન્ય પુસ્તકોના જાણીતા ઇંગ્રેજ લેખક મી. વુલ્ફના શબ્દોમાં કહીએ તો 'સહકારને લીધે આળસુ મનુષ્ય ઉદ્યોગી બને છે. ઉડાઉ હોય તે કરકસર કરતાં શીખે છે, દારૂડીઓ પોતાની ચાલચલગત સુધારી સ્વસ્થ બને છે, પીઠાંનો સ્હેલાણી પીઠું છોડી દે છે. છોકરાંને ઘેર છોકરાં હોય તેવો વૃદ્ધ માણસ પણ અભણ હોય તો વાંચતાં લખતાં શીખે છે. પોતાના ગામડામાં સહકારી મંડળીની સ્થા-પના થયા બાદ થોડા વખત પછી તે મંડળીને લીધે શા શા લાભ થાય તે વિષે ઇટાલીનો એક પાદરી નીચે પ્રમાણે કહે છેઃ–' લોકો હવે પીઠાંઓમાં ઓછા જાય છે અને વધુ સારી રીતે અને વધુ પ્રમાણમાં પોતાનો ધંધો રોજગાર કરે છે. મંડળીના સભાસદ તરીકે ફક્ત સારી ચાલચલગતવાળા મનુષ્યોને લેવા એવો નિયમ હોવાને લીધે અને ઘણા દારૂડીયાઓને પીઠામાં ફરી પગ નહિ મૂકવાની પ્રતિજ્ઞા લેતા અને પો-તાનું વચન પૂરેપૂરૂં પાળતા જોયા છે. નાણાં ઉછીનાં લેવાના અરજીના પત્રક ઉપર સહી કરી શકાય એ હેતુથી પચાસ વર્ષથી પણ મોટી ઉ-મરના અભણ મનુષ્યો વાંચતા લખતાં શીખ્યા છે. ધર્માદામાંથી ગુજરાન ચલાવતા અને તેથી કરીને મંડળીના સભાસદ ન થઇ શકતા ગરીબ લોકોએ પોતાનાં નામ ધર્માદાની યાદીમાંથી કઢાવી નાંખવા તનતોડ પ્રયાસ કર્યા છે અને તેઓ ધર્માદાને બદલે પોતાની જાતમહેનતથી ગુજરાન ચલાવવા લાગ્યા છે. આ બધો મંડળી તરફથી તેમને સસ્તા વ્યાજે ધીરવામાં આવેલાં નાણાંનો પ્રતાપ છે. ગરીબ સ્થિતિના લોકો

જેઓ જેમતેમ કરીને પણ પોતાનું પૂરૂં કરી શકતા નહતા તેઓને ગાય ખરીદ કરી આપવામાં આવતી હોવાથી તે ગાયના દુધમાંથી તથા પંનીરમાંથી તેઓ દેવું પાછું વાળે છે અને વાછરડાં તેમને ચોખ્ખા નફામાં રહે છે.'

મી. વુલ્ફે સહકારને (બહુજ યોગ્ય રીતે) સોનાની ખાણોવાળું બીજું કેલીફોર્નીયા કહ્યું છે એ બહુજ યોગ્ય છે. પરંતુ મી. વુલ્ફ કહે છે કે સહકાર અને કેલીફોર્નીયા બેની સરખામણી કરીએ અને વિચારીએ કે એ બેમાંથી કોને લીધે વધુ દ્રવ્યોની ઉત્પત્તિ થઇ છે તો તેનો ઉત્તર આપવો ઘણો મુશ્કેલ પડશે. પરંતુ જો એવો પ્રશ્ન કરવામાં આવે કે એ બેમાંથી કોને લીધે પ્રજાને વધુ સંગીન લાભ થયા છે,-કેલીફોર્નીયામાંથી નીપજતા સોનાથી કે સહકારથી-જે સોનાએ આરંભથીજ લૂંટફાટ અને અવ્યવસ્થા દુનીયામાં ચલાવી અને જે સોનું દુનીયાની સારી સેવા બજાવ્યાં છતાં જયારે ત્યારે લાભ ઇર્ષા અને અપ્રમાણિક-પણાના વધવાનું એક મુખ્ય કારણ છે તે સોનાથી, કે જે સહકાર પ્રમાણિકતાના ભંડોળરૂપ છે, દુર્ગુણોને ઠેકાણે સદ્‌ગુણનું સામ્રાજ્ય પ્રવર્તાવે છે, મનુષ્યોને કરકસરવાળા, ઉદ્યોગી, ગંભીર અને પ્રમાણિક બનાવે છે અને કોઇ પણ જાતની નાણાંની ઉથલપાથલથી અથવા સંકટથી નાશ ન પામે એવાં સુંદર મકાનો પ્રજાના મોટા વર્ગ પાસે બંધાવે છે તે સહકારથી-તો તે પ્રશ્નનો ફક્ત એકજ ઉત્તર આપી શકાય કે પ્રજાને વધુ સંગીન લાભ તો સહકારથી જ પ્રાપ્ત થયા છે. આપણા દેશમાં પણ કેટલેક ઠેકાણે નોંધ કરવા લાયક નૈતિક લાભ નજરે પડયા છે, તે લાભની બીજે પ્રસંગે નોંધ લઇશું.

હિંદુસ્થાનની જમીનમાં સહકારનું બીજ રોપાયું છે. અને એ સહકારના રોપાને મોટે ભાગે સરકારના હાથે પાણી પાવામાં આવે છે. તેથી કરીને સ્વાભાવિક રીતે આપણા વિદેશી બાગવાનો સહકારનાં રાજકીય ફળ આપણને ચાખવા દેશે નહિ. તોપણ સહકારના રોપાને રાજકીય ફળ આવ્યા વિના રહેવાનાં નથી. આપણે એવા લોકશાસ-

નના યુગમાં છીએ કે આખી દુનીયામાં રાજ્યનો કારભાર વધુને વધુ પ્રમાણમાં પ્રજાના મતથી દર્શાવેલી પ્રજાની મરજી અનુસાર ચલાવવામાં આવે છે. જેટલા ડહાપણથી આ લોકમત જણાવવામાં આવે તેટલા પ્રમાણમાં લોકશાસનથી ચાલતો રાજકારભાર સફળ થઇ શકે. સહકારી મંડળીના કાર્યવાહકોની ચુંટણીમાં અને મંડળીના વહીવટના સામાન્ય પ્રશ્નોનું નિરાકરણ કરવામાં તથા બીજી ઘણી દિશાઓમાં પ્રત્યેક સભાસદે પોતાનો મતાધિકાર ( Vote ) કેવી રીતે વાપરવો તે વિષયનું શિક્ષણ દરેક સભાસદને સહકારી મંડળી તરફથી મળે છે. દરેક મંડળીમાં ઘણા માણસો ડહાપણથી, સાર્વજનિક હિતને વાસ્તે અને સ્વાર્થને કોરાણે મુકીને મંડળીની વ્યવસ્થા કેમ ચલાવવી તે બાબતમાં કેળવાય છે અને આ કેળવણી તેઓને બીજાં સાર્વજનિક કામોમાં ઉપયોગી થઇ શકે છે. ઉપરાંત, ન્હાની મંડળીઓ એકઠી મળીને મધ્યસ્થ મંડળીઓ સ્થાપે છે અને જથાબંધ માલ પૂરો પાડવા વિગેરેની મંડળીઓ–સ્થાપવાનો પ્રયત્ન કરે છે. તથા ખામીઓ દૂર કરવા, નવા નવા માર્ગો ખોળી કાઢવા અને યોગ્ય રસ્તે સહકારનો પ્રચાર કરવા સારૂ સહકારના બાહોશમાં બાહોશ અનુભવીઓને ચુંટી કાઢવામાં આવે છે. આવી રીતે સહકારને લીધે મતાધિકારવાળા સભાસદને બાહોશ પ્રતિનિધિઓની ચુંટણી કરતાં આવડે છે, સ્થાનિક સહકારકોને સાર્વજનિક હિત વાસ્તે કાર્ય કરતાં આવડે છે, અને મોટે પાયે સાર્વજનિક કાર્ય કરવાના કામમાં બુદ્ધિશાળી મનુષ્યોની ખોટ પૂરી પાડી શકાય છે. આ બધી ઘણી ઉપયોગી રાજકીય કેળવણી છે.

આપણે ઉપર કહી ગયા કે સહકારના આર્થિક અને નૈતિક લાભ જેવા જાહેર કરવામાં આવ્યા છે તેવા સહકારના રાજકીય લાભ સરકારી અમલદારો તરફથી જાહેર કરવામાં આવ્યા નથી. તોપણ તે લાભ તેમના જોવામાં આવ્યા નથી એમ તો નજ કહી શકાય. ૧૯૧૪ ની સાલમાં હિંદુસ્થાનની સહકારી કમિટી ( Committee on Cooperation in India ) ની નીમણુંક કરવામાં આવી હતી અને

સભાસદો મોટે ભાગે સરકારી સનદી નોકરો હતા. અત્યાર સુધી અભણ અને અવાજ વિનાના એવા મોટા ખેડૂતોના સમૂહોના એકત્રિત અને વ્યવસ્થિત થવાને લીધે ઘણા લાભ સાથે ઘણા ગેરલાભ થવાનો સંભવ છે એવું તે કમિટીએ ચોક્કસ જણાવ્યું હતું, અને એવી સૂચના કરી હતી કે સહકારી મંડળીઓ ઉપરનો સરકાર તરફનો અંકુશ તથા દેખરેખ વધારવાં જોઇએ, અને તેને સારૂ દેશના દરેક ભાગમાં દર હઝાર સહકારી મંડળીઓ દીઠ એક જોઇન્ટ રજીસ્ટ્રારની નીમણુંક કરવી જોઇએ, અને ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટને તે મંડળીઓમાં વારંવાર જવાનું અને તેમની સભાઓમાં હાજર રહેવાનું ફરમાવવું જોઇએ. કમિટીએ સહકારને અંગે જે ગેરલાભ થવાનો સંભવ છે એમ જણાવ્યું હતું તે ફક્ત રાજકીય દૃષ્ટિથી ભાસતા ગેરલાભ હશે એમજ લાગે છે પરંતુ એવી ખોટી બીક રાખવાનું કાંઇ કારણ નથી. સહકાર મંડળીઓના રોજીંદા કારભારની જોખમદાર વ્યવસ્થા કરતાં શીખવીને સભાસદને ઉત્તમ પ્રકારની રાજકીય કેળવણી આપે છે. ઇંગ્રેજી રાજ્યનો ઉદ્દેશ ઘણા મોભાવાળા માણસોના કહેવા પ્રમાણે હિંદવાસીઓને સ્વરાજ્ય ભોગવવા લાયક બનાવવાનો છે. આ ઉદ્દેશ પૂરો પાડવાને માટે ગ્રામ્ય પંચાયતો, લોકલબોર્ડો, મ્યુનીસીપાલીટીઓ અને ધારાસભાઓના જેટલું સહકાર્ય પણ અસરકારક અને આવકારદાયક નીવડી શકે. આપણા રાજકર્તાઓની કેટલીક ઉદાર વ્યક્તિઓએ દેશના કારોબારમાં સહકાર તરફથી મળતી આ પ્રકારની મદદનો સ્વીકાર કર્યો છે. બંગાળાની પ્રાંતિક સહકાર કોન્ફરન્સના પ્રમુખપદેથી સને ૧૯૧૩ માં લોર્ડ કારમાઇકલે આશા દર્શાવી કહ્યું હતું કે સહકારી મંડળીઓ દેશની જૂની ગ્રામ્ય પંચાયતોની પદવી લેશે અને તેને લીધે દેશના કારોબારમાં ઘણો સારો લાભ મળશે. તેજ વર્ષે મદ્રાસની પ્રાંતિક સહકાર કોન્ફરન્સના પ્રમુખપદેથી મદ્રાસની કારોબારી સભાના મેમ્બર સર પી. એસ. શિવસ્વામી આયરે પણ કહ્યું હતું કે સહકારી મંડળીઓથી સ્વરાજ્યના ઉગતા જુસ્સાને પોષણ મળશે. ત્યારપછીના બીજે વર્ષે બંગાળાની કોન્ફરન્સના પ્રમુખ મી.

પી. સી. લાયને કહ્યું હતું કે-"હું એક એવો વખત નજર આગળ જોઉં છું કે જ્યારે દરેક ગામડાની સહકારી મંડળી ગામના હિતની સઘળી બાબતોનો વિચાર કરવા સારૂ બધા ગામના લોકોને એકઠા કરીને ગામના અને પ્રદેશના રાજકારોબારમાં ખાસ અંગભૂત થઇ પડશે અને મત આપવા સારૂ એક લાયક પ્રાથમિક સંસ્થા તરીકે ગણાશે. આવી એક વિશિષ્ટ મંડળી તરફથી ચુંટાયેલો પ્રતિનિધિ સમગ્ર મંડળીઓ તરફથી ચુંટાયેલા પ્રતિનિધિઓની મોટી સભામાં પોતાના ગામનું હિત જાળવશે અને પોતે તેનાથી પણ ઉંચા દરજ્જાની સભાઓમાં પ્રતિનિધિઓ ચુંટવામાં મદદ કરશે. આ પ્રગતિના દરેક પગલે સરકાર તમોને સંપૂર્ણ મદદ કરશે. કારણ કે મ્હારી એવી માન્યતા છે કે આજ રીતથી આપણે ખરો લોકમત દર્શાવનારી સંસ્થાઓ ઉભી કરી શકીશું, કે જે સંસ્થાઓ સાર્વજનિક પ્રશ્નો ઉપરની પોતાની લાગવગને લીધે બંગાળા પ્રાંતના સારા રાજ્યકારભારમાં ઘણી કીંમતી મદદ કરી શકશે. મોટા સરકારી અમલદારોના પ્રમુખપણા નીચે ગયે વર્ષે મળેલી મદ્રાસની પ્રાંતિક અને ડીસ્ટ્રીકટોની સહકાર કોન્ફરન્સોમાં એવા ઠરાવ પસાર કરવામાં આવ્યા હતા કે સહકારી મંડળીઓની પંચાયતોમાં કરેલા કામને લોકલ બોર્ડોમાં અને મ્યુનીસીપાલીટીઓના સભાસદો તરીકે ચુંટાવાની ઉમેદવારી કરવા સારૂ અને તેવા ઉમેદવારોની ચુંટણીનો મતાધિકાર પ્રાપ્ત કરવા સારૂ એક લાયકાત તરીકે સરકારે સ્વીકારવું જોઇએ. ૧૯૧૭ના ફેબ્રુઆરીમાં મળેલી બંગાળા પ્રાંતિક સહકાર કોન્ફરન્સે એવી સૂચના કરી હતી કે દરેક પ્રાંતની મધ્યસ્થ બેન્કોને પ્રાંતિક ધારાસભામાં એક સભાસદ ચુંટી મોકલવા સારૂ મત ધરાવનારી પ્રાથમિક સંસ્થા તરીકે ગણવી જોઇએ, અને સમગ્ર મધ્યસ્થ બેન્કોને એકત્ર મળીને વડી ધારાસભામાં પોતાનો પ્રતિનિધિ ચુંટી મોકલવાનો અધિકાર આપવો જોઇએ. આ સૂચનાઓ ઘણી સારી છે અને આશા રાખવામાં આવે છે કે હિંદી સરકાર અને ઇંગ્લાંડના આપણા રાજ્યકર્તાઓ આપણી માગણીઓનો ડહાપણપૂર્વક સ્વીકાર કરશે.

આયર્લૅન્ડનો એક ચુસ્ત સ્વદેશભક્ત અને સહકારનો અગ્રેસર 'આઇરિસ હોમસ્ટેડ' ( Irish Homestead ) પત્રનો અધિપતિ મી. જી. ડબલ્યુ. રસલ સહકાર તરફ આયર્લૅન્ડના રાજનીતિજ્ઞોની બેદરકારી વિષે પોતાનો ખેદ જાહેર કરતાં ખરેખર સત્ય કહે છે કે અજ્ઞાન પ્રજા સમૂહના ખોટા જુસ્સાને બાહોશીથી અને પોતાની વકતૃત્વકળાથી પૂરતો ટેકો આપનાર કહેવાતા લોકનાયકોને બદલે અતિ ઉત્તમ વિચારનો અને ડહાપણવાળા કારોબાર નિપુણ લોકોને કેવી રીતે અગ્રસ્થાને લાવવા એ પ્રશ્ન અત્યારે લોકશાસનનો એક મહત્વપૂર્ણ પ્રશ્ન છે. "આયર્લૅન્ડ સંયુક્ત હતું ત્યારે જેટલા ડહાપણવાળા રાજનીતિજ્ઞો હતા તેનાથી વધુ ડહાપણવાળા રાજનીતિજ્ઞો જ્યાં સુધી આપણે લોકોને પ્રતિનિધિઓની ચુંટણી કરવા લાયક બનાવે તેવી સમાજસ્થિતિ ઉત્પન્ન નહિ કરીએ ત્યાં સુધી સ્વરાજ્ય હોવા છતાં પણ આપણને નહિ મળે. આ કેળવણી સહકારી મંડળીઓ જેવી સારી રીતે આપી શકે છે તેટલી સારી રીતે બીજી થોડીક જ સંસ્થાઓ આપી શકતી હશે. હિંદુસ્થાનના રાજનીતિજ્ઞોએ આ બાબતમાં વધારે ડહાપણ બતાવ્યું છે અને તેઓ સહકારના લાભ તરફ તદ્દન બેદરકાર રહ્યા નથી. પરંતુ સહકારી મંડળીઓ આપણને સ્વરાજ્ય સારૂ તૈયાર કરવામાં બહુ સારી મદદ આપી શકશે અને સહકાર રાજકીય નિષ્ઠાનો એક સારો સ્થંભ થશે એ જ્ઞાનપૂર્વક સહકારનો પ્રચાર કરવામાં અત્યાર સુધી જેટલા પ્રયત્ન કરવામાં આવ્યા છે તેના કરતાં વધુ પ્રમાણમાં પ્રયાસ કરવા ઘટે છે.



# પ્રકરણ ૨ જું.

## સહકારી મંડળી એટલે શું?

આ પ્રકરણમાં સહકારી મંડળીના સામાન્ય સ્વરૂપનો ખ્યાલ આપવામાં આવશે. જૂદી જૂદી જાતની મંડળીઓની વિગતો યોગ્ય સ્થળે આપીશું.

'સહકાર્ય' એટલે સહ–કાર, સાથે મળીને કામ કરવું તે. પરંતુ 'સહકાર્ય–પ્રવૃત્તિ' એવું બોલીએ છીએ ત્યારે આપણે 'સહકાર' શબ્દનો સંકુચિત અને શાસ્ત્રીય અર્થમાં પ્રયોગ કરીએ છીએ. સહકાર્ય એક વિશિષ્ટ જાતનો વ્યવહાર સૂચવનારો અર્થશાસ્ત્રનો શબ્દ છે. દાખલા તરીકે ગાયનના જલસા કરાવવાનો અથવા તહેવારના દિવસોએ સ્હેલ કરવા જવાનો જે મંડળીઓનો ઉદ્દેશ હોય તેવી મંડળીઓના પરત્વે સહકાર શબ્દ ન વાપરી શકાય. સહકાર પોતાનો વ્યવહાર–પ્રમાણિક પણાના તથા ન્યાયવૃત્તિના ઉપર રચે છે, અને તેથી કરીને પોતાના ખાસ ઉદ્દેશ તરીકે સ્વાશ્રય, બંધુભાવના, વેપારી રીતભાત, વ્યવસ્થાપક શક્તિ, ઉચ્ચવૃત્તિ વગેરે સદ્‌ગુણોને ખીલવે છે; ટૂંકામાં સહકારી મંડળીઓના સભાસદોની અંદર ચારિત્ર્ય અને સ્વરાજ્યની યોગ્યતા ઉત્પન્ન કરે છે.

એક ઇંગ્રેજ લેખકે સહકારી મંડળીનું નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે–" સહકારી મંડળી એટલે ગરીબ અથવા અર્થહીન માણસોએ એકઠા મળીને વ્યાપાર અથવા કામકાજ ચલાવવા સારૂ સ્થાપેલી મંડળી, જેનો કારોબાર નિઃસ્વાર્થ રીતે ચલાવવામાં આવે અને જેનો દરેક સભાસદ જેટલે દરજ્જે મંડળીનો ઉપયોગ કરે તેટલે દરજ્જે મંડળીથી પ્રામ થતા લાભ મેળવી શકે." આ વર્ણનમાં જે મંડળીઓ દ્રવ્યની ઉત્પત્તિ કરવા સારૂ એકત્ર થયેલા માણસોની બનેલી હોય છે અને જે મંડળીઓમાં ઉત્પન્ન કરવામાં આવેલા દ્રવ્યનો ઉપભોગ સર્વ સામાન્ય

આયર્લેંન્ડનો એક ચુસ્ત સ્વદેશભક્ત અને સહકારનો અગ્રેસર 'આઇરિસ હોમસ્ટેડ' (Irish Homestead) પત્રનો અધિપતિ મી. જી. ડબલ્યુ. રસલ સહકાર તરફ આયર્લેન્ડના રાજનીતિજ્ઞોની બેદરકારી વિષે પોતાનો ખેદ જાહેર કરતાં ખરેખર સત્ય કહે છે કે અજ્ઞાન પ્રજા સમૂહના ખોટા જુસ્સાને બાહોશીથી અને પોતાની વક્તૃત્વકળાથી પૂરતો ટેકો આપનાર કહેવાતા લોકનાયકોને બદલે અતિ ઉત્તમ વિચારનો અને ડહાપણવાળા કારોબાર નિપુણ લોકોને કેવી રીતે અગ્રસ્થાને લાવવા એ પ્રશ્ન અત્યારે લોકશાસનનો એક મહત્વપૂર્ણ પ્રશ્ન છે. "આયર્લેન્ડ સંયુક્ત હતું ત્યારે જેટલા ડહાપણવાળા રાજનીતિજ્ઞો હતા તેનાથી વધુ ડહાપણવાળા રાજનીતિજ્ઞો જ્યાં સુધી આપણે લોકોને પ્રતિનિધિઓની ચુંટણી કરવા લાયક બનાવે તેવી સમાજસ્થિતિ ઉત્પન્ન નહિ કરીએ ત્યાં સુધી સ્વરાજ્ય હોવા છતાં પણ આપણને નહિ મળે. આ કેળવણી સહકારી મંડળીઓ જેવી સારી રીતે આપી શકે છે તેટલી સારી રીતે બીજી થોડીક જ સંસ્થાઓ આપી શકતી હશે. હિંદુસ્થાનના રાજનીતિજ્ઞોએ આ બાબતમાં વધારે ડહાપણ બતાવ્યું છે અને તેઓ સહકારના લાભ તરફ તદ્દન બેદરકાર રહ્યા નથી. પરંતુ સહકારી મંડળીઓ આપણને સ્વરાજ્ય સારૂ તૈયાર કરવામાં બહુ સારી મદદ આપી શકશે અને સહકાર રાજકીય નિષ્ઠાનો એક સારો સ્થંભ થશે એ જ્ઞાનપૂર્વક સહકારનો પ્રચાર કરવામાં અત્યાર સુધી જેટલા પ્રયત્ન કરવામાં આવ્યા છે તેના કરતાં વધુ પ્રમાણમાં પ્રયાસ કરવા ઘટે છે.



# પ્રકરણ ૨ જું.

## સહકારી મંડળી એટલે શું ?

આ પ્રકરણમાં સહકારી મંડળીના સામાન્ય સ્વરૂપનો ખ્યાલ આપવામાં આવશે. જૂદી જૂદી જાતની મંડળીઓની વિગતો યોગ્ય સ્થળે આપીશું.

'સહકાર્ય' એટલે સહ–કાર, સાથે મળીને કામ કરવું તે. પરંતુ 'સહકાર્ય–પ્રવૃત્તિ' એવું બોલીએ છીએ ત્યારે આપણે 'સહકાર' શબ્દનો સંકુચિત અને શાસ્ત્રીય અર્થમાં પ્રયોગ કરીએ છીએ. સહકાર્ય એક વિશિષ્ટ જાતનો વ્યવહાર સૂચવનારો અર્થશાસ્ત્રનો શબ્દ છે. દાખલા તરીકે ગાયનના જલસા કરાવવાનો અથવા તહેવારના દિવસોએ સ્હેલ કરવા જવાનો જે મંડળીઓનો ઉદ્દેશ હોય તેવી મંડળીઓના પરત્વે સહકાર શબ્દ ન વાપરી શકાય. સહકાર પોતાનો વ્યવહાર–પ્રમાણિક પણાના તથા ન્યાયવૃત્તિના ઉપર રચે છે, અને તેથી કરીને પોતાના ખાસ ઉદ્દેશ તરીકે સ્વાશ્રય, બંધુભાવના, વેપારી રીતભાત, વ્યવસ્થાપક શક્તિ, ઉચ્ચવૃત્તિ વગેરે સદ્ગુણોને ખીલવે છે; ટૂંકામાં સહકારી મંડળીઓના સભાસદોની અંદર ચારિત્ર્ય અને સ્વરાજ્યની યોગ્યતા ઉત્પન્ન કરે છે.

એક ઇંગ્રેજ લેખકે સહકારી મંડળીનું નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે–" સહકારી મંડળી એટલે ગરીબ અથવા અર્થહીન માણસોએ એકઠા મળીને વ્યાપાર અથવા કામકાજ ચલાવવા સારૂ સ્થાપેલી મંડળી, જેનો કારોબાર નિઃસ્વાર્થ રીતે ચલાવવામાં આવે અને જેનો દરેક સભાસદ જેટલે દરજ્જે મંડળીનો ઉપયોગ કરે તેટલે દરજ્જે મંડળીથી પ્રામ થતા લાભ મેળવી શકે. " આ વર્ણનમાં જે મંડળીઓ દ્રવ્યની ઉત્પત્તિ કરવા સારૂ એકત્ર થયેલા માણસોની બનેલી હોય છે અને જે મંડળીઓમાં ઉત્પન્ન કરવામાં આવેલા દ્રવ્યનો ઉપભોગ સર્વ સામાન્ય

રીતે થાય છે અથવા અગાઉથી નક્કી કરવામાં આવેલા ન્યાયના તથા સાર્વજનિક હિતના ધોરણ ઉપર કરવામાં આવે છે તેવી મંડળીઓનો પણ સમાવેશ થઇ જાય છે. સહકારનો મંત્ર 'વ્યક્તિ સમષ્ટિને વાસ્તે અને સમષ્ટિ વ્યક્તિને વાસ્તે' એવો હોવાથી સહકારમાં ચડસાચડસીને કોઇ રીતનો અવકાશ હોતો નથી.

સહકાર ધર્માદો નથી, પરંતુ એક વેપારી સંસ્થા છે. ધર્માદાથી ન ખીલવી શકાય તે કરકસર અને સ્વાશ્રયના ગુણો સહકાર ખીલવે છે. ધર્માદો લેનારના ચારિત્ર્યનો પાયો ઉંડો નાંખે છે. સહકારી બેન્કો મફત નાણાં અથવા વગર વ્યાજની થાપણો લેવા માંગતી જ નથી, પરંતુ વેપારીની માફક બજારભાવે નાણાં તથા થાપણો ઉછીની લે છે. સહકારી મંડળીમાં કામકાજ કરનારાઓને પગાર આપવામાં આવે છે અને જ્યાં પગાર આપવામાં આવતો નથી ત્યાં સભાસદો પોતાને સોંપવામાં આવેલું કામ કરકસર સારૂ અને અરસપરસ મદદ સારૂ મફત કરી આપવાનું માથે લે છે. ગરીબ લોકોને સારૂ સ્થપાયેલી ધર્માદા સંસ્થાઓ પુષ્કળ પૈસો રોકવા છતાં ગરીબોને (જથ્થને) માટે અને ખરો લાભ આપી શકી નથી, જ્યારે તેજ જગોએ સહકારથી ઘણો સારો લાભ આપી શકાયો છે. ધર્માદાની સરખામણી માણસ માંદો હોય ત્યારે તેનું દુઃખ ટાળવા સારૂ તેને આપવામાં આવતા ઔષધની સાથે થઇ શકે; પરંતુ સહકારની સરખામણી તો રોગને મૂળમાંથીજ અટકાવનાર આરોગ્યશાસ્ત્રનાં તત્વો અને ચોકખાઇ સાથે જ કરી શકાય. સહકારી મંડળીઓનો વ્યવસ્થાપક જે ઘણી અગવડ વેઠીને અને આત્મભોગ આપીને ગામડાંઓમાં જાય છે અને લોકોને સહકારી મંડળીઓ સ્થાપવા સારૂ ઉત્તેજન આપે છે તેનામાં લોકસમસ્તના હિતની લાગણીઓ હોય છે. સહકારના ઉપદેશકના તેમજ ધર્મવિષયક અથવા બીજા કોઇ પણ પ્રકારના ઉપદેશકના મગજમાં એવો ખ્યાલ હોય છે કે અમુક સિદ્ધાંતોના અનુકરણથી વ્યક્તિનું, લોકસમસ્તનું અથવા રાષ્ટ્રનું હિત વધશે; પરંતુ ફરક એટલોજ હોય છે કે જ્યારે સહકારનો ઉપદેશક લોક

સમસ્તના હિત સારૂ કામ કરનાર હોય છે ત્યારે બીજાઓ ફક્ત ધર્માદા વહેંચનારનીજ પદવી ભોગવે છે. ઘણા દેશોમાં રાજય તરફથી સહકારી મંડળીઓની સ્થાપનાને ઉત્તેજન મળે છે. મંડળીઓને ઘણી સગવડો અપાય છે અને સહકારનાં સિદ્ધાંતોનો લોકોમાં પ્રચાર કરવાના કામમાં ઘણી મદદ મળે છે. આવી મદદ કરવામાં સહકારને લીધે રાષ્ટ્રીય હિત વધશે એવીજ રાજયની માન્યતા હોય છે. પરંતુ જયારે રાજય આનાથી આગળ વધીને સહકારી મંડળીઓને પ્રત્યક્ષ નાણાંની મદદ કરે છે તથા એવીજ બીજી રીતની મદદ આપે છે ત્યારે સહકારનાં સત્ય સિદ્ધાંતોથી વિરૂદ્ધ વર્તન થાય છે અને એ વર્તન ઇચ્છવાયોગ્ય નથી.

સહકારી મંડળીમાં અને લીમીટેડ કંપનીમાં ફરક હોય છે. લીમીટેડ કંપની ચડસાચડસીના (હરીફાઈ) ધોરણપર રચાયેલી અને મૂડીવાળાઓની બનેલી હોય છે. અને ન્યાયવૃત્તિ સાર્વજનિક હિત વિગેરે ખ્યાલોને દૂર કરી બને તેટલો વધારે નફો મેળવવો એ તેમનો મુખ્ય ઉદ્દેશ હોય છે. અમુકથી વધુ સંખ્યાના માણસો કંપનીના ભાગીદાર થઇ શકતા નથી. કારણ કે શેરની સંખ્યા મર્યાદિત હોય છે. અને તેથી કરીને બજારમાં શેરો માગણીના પ્રમાણમાં મૂળ કીંમત કરતાં ઓછા અથવા વધારે ભાવે વેચાય છે. જેને શેર ખરીદવાની ઇચ્છા હોય અને જેની પાસે નાણાં હોય તે માણસ બજારમાંથી શેર ખરીદી શકે છે. કંપનીમાં ભંડોળની રકમ અને શેરની કીમ્મત ઉપર લક્ષ આપવામાં આવે છે અને નહિ કે શેર ખરીદનાર વ્યક્તિના ચારિત્ર્ય ઉપર. કંપનીના સમસ્ત ભાગીદારોને અથવા ડીરેકટરોને અમુક માણસ ભાગીદાર થાય કે ન થાય તેનો નિર્ણય કરવાની સત્તા હોતી નથી. સહકારી મંડળીમાં તો સભાસદ તરીકે દાખલ થવા ઇચ્છનાર માણસમાં ચારિત્ર્યની પહેલી જરૂર છે. વ્યવસ્થાપક કમિટીની મંજુરી શિવાય કોઈ પણ માણસથી સભાસદ થઇ શકાય નહિ. હરકોઇ માણસ સભાસદ થવાની અરજી કરી શકે છે. સભાસદ થવા ઇચ્છનાર માણસે વ્યવસ્થાપક કમિટીને પોતાના ચારિત્ર વિષે સંતોષ આપવો જોઇએ

અને પોતે સભાસદ તરીકેની જવાબદારી સ્વીકારવા તત્પર રહેવું જોઇએ. શેરોની કીંમત ઘણી ન્હાની હોય છે, જેથી કરીને ગરીબ માણસો જેઓના લાભને સારૂ ખાસ મંડળીઓ સ્થાપવામાં આવે છે તેઓ પણ મંડળીના શેર ખરીદી શકે છે. ઉપરાંત શેરના પૈસા પણ ન્હાના ન્હાના હપતાથી આપી શકાય છે. વળી શેરો મૂળ કીમતે જ આપવામાં આવે છે, જો કે કેટલીક સહકારી મંડળીઓ એવી પણ હોય છે કે જેઓ સહકારના મૂળ ઉદ્દેશથી ચળી પડીને મૂડીવાળાઓની મંડળીઓની માફક નફા ઉપરજ ધ્યાન આપે છે અને નવા સભાસદોને દાખલ કરતી નથી અથવા તો નવા સભાસદોને તેમના ચારિત્ર ઉપર ખાસ લક્ષ રાખ્યા સિવાય દાખલ કરે છે. તોપણ આવી મંડળીઓમાં અને લીમીટેડ કંપનીઓમાં ઉપર જણાવેલ ફરક ઘણે ભાગે હોય છે.

સહકાર હરિફાઇને દૂર કરવા મથે છે. વ્યક્તિવાદ અને હરિફાઇના પાયા ઉપર રચાયેલી સામાજીક વ્યવસ્થામાં સબળ માણસ નિર્બળ માણસ ઉપર અયોગ્ય લાભ મેળવી જાય છે અને તેથી નિર્બળ માણસોને એકઠા થઇને સબળ થવાની જરૂર પડે છે. એમ કહેવામાં આવે કે જયારે બે પાંચ મોટી કંપનીઓ એકઠી મળીને ટ્રસ્ટ અથવા વ્યાપારૈક્ય સ્થાપે ત્યારે પણ હરિફાઇ દૂર થઇ શકે છે પરંતુ આવાં ટ્રસ્ટોમાં તો સબળા વધારે સબળ થવાને એકઠા થાય છે. માલ એકઠો હાર્થ કરીને ભાવ ઉંચા ચઢાવી બીજાઓને પૈસે પૈસાદાર થવાના ઉદ્દેશથીજ એકઠા મળે છે. તેથી ઉલટું સહકારી મંડળીઓ તો નિર્બળ મનુષ્યોની સબળ થવાને સારૂ એકઠા મળીને સ્થાપવામાં આવેલી સંસ્થાઓ હોય છે. અને તેમનો વ્યવહાર નિઃસ્વાર્થતાથી ચલાવવામાં આવે છે. કામદાર સભાઓ પણ નિર્બળ માણસોની સબળ થવા સારૂ સ્થાપવામાં આવેલી સંસ્થાઓ હોય છે, પણ તેઓ ફક્ત મૂડીવાળાઓના જુલમની સામે થવા સારૂજ સ્થાપવામાં આવેલી હોય છે અને તેમનો મુખ્ય ઉદ્દેશ કામદાર કઇ શરતો સ્વીકારશે તેનોજ ફક્ત નિર્ણય કરવાનો હોય છે. તેઓ કાંઇ સહકારી મંડળીઓની માફક વેપારી ધોરણસર

ચલાવવામાં આવતી સંસ્થાઓ નથી. તેવીજ રીતે મિત્રમંડળોનો હેતુ પણ કરકસર અને અરસપરસ મદદ કરવાનો હોવા છતાં મિત્રમંડળો સહકારી મંડળીઓની માફક વેપારી ધોરણ ઉપર ચલાવવામાં આવતી સંસ્થાઓ ન હોવાથી તેઓ સહકારી મંડળીઓથી ભિન્ન છે.

સિદ્ધાન્ત તરીકે જોતાં સહકાર મનુષ્યના સમસ્ત આર્થિક જીવનમાં ઘટાવી શકાય. દ્રવ્યની ઉત્પત્તિ, વહેંચણી અને ઉપયોગ એ સર્વમાં સહકારના પ્રયોગ થઇ શકે. ગામડાંઓમાં તથા શહેરોમાં સહકારી મંડળીઓ નાણાંની ભીડવાળા મનુષ્યોને કેટલીક વખત ઉત્પાદક ખર્ચ સારૂ અને કેટલીક વખત અનુત્પાદક પણ જરૂરી ખર્ચ સારૂ નાણાં ઉછીનાં આપે છે. ખેડૂતોની સહકારી મંડળીઓ પાક અથવા ઢોરઢાંખરની જાત તથા ઉત્પન્ન સુધારવામાં, ઉત્પન્નનું વધુ ફાયદાકારક રીતે વેચાણ કરવામાં તથા ખાતર ઓજાર ઘાસ અને જરૂરીયાતની ચીજોની કીફાયત ભાવે ખરીદી કરવામાં મદદકર્તા થઇ પડે છે. મોચી, વણકર, દરજી ઇત્યાદિ કારીગરોની સહકારી મંડળીઓ તેઓને અંગ ઉપર નાણાં ધીરે છે અથવા તો ઓજાર અને કાચો માલ ખરીદ કરવામાં તથા તૈયાર કરવામાં આવેલો માલ વેચવામાં તેઓને મદદ કરે છે. કોઇ પણ પ્રકારના દ્રવ્યનો ઉપભોગ કરનારાઓની મંડળીઓ દ્રવ્ય ઉત્પન્ન કરનાર તથા દ્રવ્યનો ઉપભોગ કરનારની વચ્ચેના નફાખાઉઓ જેઓ માલની કીંમત નકામી વધારી દે છે અને સેળભેળ કરીને બન્ને બાજુથી ઘરાકોને છેતરે છે તેવાઓને દૂર કરીને દ્રવ્યના ઉત્પાદકને તથા ઉપભોગ કરનારને બન્નેને ફાયદો કરી આપે છે. આવી રીતે જો કે સિદ્ધાંત તરીકે સહકારનો પ્રદેશ અતિ વિશાળ છે તોપણ વ્યવહારમાં કેટલીક દિશાઓમાં સહકારનો કોઇ પ્રદેશ સંકુચિત છે. ખેતીવાડીમાં સહકારનો પ્રદેશ વિશાળ છે. પરંતુ હુન્નર ઉદ્યોગમાં સહકારના વિકાસની અમુક હદ બંધાઇ જાય છે. દાખલા તરીકે બારીક સાંચાકામથી અને માલની બનાવટમાં સુધારા વધારાવાળી પદ્ધતિથી કામકાજ કરનારી એક મીલના અથવા કારખાનાના

કામદારો જો સહકારના સિદ્ધાંતોને અનુસાર તે મીલ અથવા કારખાનું ચલાવવા માંગે તો સહકારનાં સર્વમાન્ય સિદ્ધાંતોની રૂએ સહકારી મંડળી એક લોકનિયુક્ત સંસ્થા હોવાથી કામદારોને પોતાનામાંથીજ વ્યવસ્થાપક કમિટી તથા મેનેજર ચુંટી કાઢવા પડે અને ઘણુંખરૂં તેઓમાંથી એવો એક પણ ન નીકળી આવે કે જેનામાં આવું કામ કરવાની શક્તિ હોય. કદાચ એકાદ બે એવા ખાહોશ માણસો નીકળી આવે તોપણ તેમની શક્તિનો તેમના જોડીદારો સ્વીકાર કરે કે ના કરે તે વિષે ઘણો સંશય રહે છે. આ ઉપરથી હુન્નરઉદ્યોગના પ્રદેશમાં સહકારનાં તત્ત્વોનો વધુ પ્રચાર શાથી થઇ શક્યો નથી તે સહજ સમજી શકાશે.

મીલો અને કારખાનાઓથી કામદાર વર્ગ ઉપર થતી ખરાબ અસરોનો શોચ કરતાં કેટલાકો એવી આશા રાખે છે કે સહકારનો પ્રયોગ કરવામાં આવશે તો જૂની રીતિના ગૃહ-ઉદ્યોગોની પુનઃ સ્થાપના થઇ શકશે. સહકાર સસ્તા વ્યાજે નાણાં ઉછીનાં આપીને, ઓજાર અને કાચો માલ કીફાયત ભાવે ખરીદ કરીને તથા તૈયાર કરવામાં આવેલા માલને સારા નફાથી વેચીને ગૃહ ઉદ્યોગોની ખીલવણીમાં મદદ કરી શકે ખરૂં પરંતુ કાંઇ આટલાથીજ પતે તેમ નથી. કારણ કે આમાં ખરો આર્થિક પ્રશ્ન તો ન્હાને પાયે દ્રવ્યની ઉત્પત્તિ તથા મોટે પાયે દ્રવ્યની ઉત્પત્તિ તે બેની વચ્ચેના વિરોધનો છે. એવી પણ સૂચના કરવામાં આવે છે કે કામદારો પોતેજ કારખાનાંના માલીકો બને તો કાલની તેમની હાડમારીઓ ઘણે ભાગે દૂર થઇ શકે. આ સૂચના ખરી છે અને સહકારનાં ધોરણ ઉપર કેટલાંક કારખાનાં સ્થાપી શકાય તેમ છે અને સ્થાપવામાં આવ્યાં છે. ડેન્માર્કની અંદર બધું માખણ સહકારના ધોરણ ઉપર ચલાવવામાં આવતાં કારખાનાંઓમાંજ બને છે, ઇંગ્લાંડમાં અને અન્ય દેશોમાં બૂટ બનાવવાનાં કારખાનાં સહકારના સિદ્ધાન્ત અનુસાર ચલાવવામાં આવે છે, મૈસૂરમાં ડાંગર ખાંડવાના તથા ગોળ બનાવવાનાં કારખાનાં એજ સહકારના ધોરણ પર ચાલે છે. તો પણ આ બધાં કારખાનાં થોડી મૂડીના રોકાણવાળાં તથા માલ બનાવવાની સરળ પદ્ધતિવાળાં હોય છે અને તે ચલાવવામાં બહુ ઉંચી

જાતની વ્યવસ્થાપક શક્તિનો ઉપયોગ કરવાની જરૂર પડતી નથી તેથી કરીનેજ તેઓ ફતેહમંદ નીવડી શક્યાં છે.

સહકારી મંડળી એક લોકનિયુક્ત સંસ્થા છે. તેનો બધો વ્યવહાર પાંચથી પંદર સભાસદોની બનેલી વ્યવસ્થાપક કમિટી, જેને હિંદુસ્થાનમાં પંચાયત કહેવામાં આવે છે તેની મારફત ચલાવવામાં આવે છે. આ કમિટીના સભાસદોને સહકારી મંડળીના સમસ્ત સભાસદો તરફથી ચુંટવામાં આવે છે અને સમસ્ત મંડળીનો તેઓના કામકાજ ઉપર અંકુશ રહે છે. મંડળીના દરેક સભાસદને એક મત આપવાનો અધિકાર હોય છે અને કોઇ એકને બદલે કોઇ બીજો મત આપી શકતું નથી. મોટી સહકારી મંડળીઓમાં વ્યવસ્થાપક કમિટી ઉપરાંત એક તપાસણીની કમિટી પણ હોય છે. આ બધી કમિટીઓના સભાસદો કાંઇ પણ મહેનતાણું લીધા વિના કામ કરે છે, પરંતુ મોટી મંડળીઓમાં તેમને પદરના ખર્ચ સારૂ થોડા પૈસા આપવામાં આવે છે. હોદ્દેદારોમાં પ્રમુખ, સેક્રેટરી અને ખજાનચી એ ત્રણ હોય છે. ન્હાની મંડળીઓમાં ખજાનચીનું કામ પ્રમુખ અથવા સેક્રેટરી પોતે ચલાવી લે છે. મોટી મંડળીઓનો પગારદાર સેક્રેટરી નીમાયેલો હોય છે ત્યારે તે વ્યવસ્થાપક કમિટીનો સભાસદ હોતો નથી.

સહકારનાં કેટલાંક રૂપાંતર તપાસીશું તો આપણને સહકારનાં ખરાં તત્વો શા છે તે જણાશે. શાખવાળી સહકારી મંડળીઓ નબળા મનુષ્યો સબળા થવાને સારૂ એકઠા મળીને સ્થાપેલી હોય છે. તેમના સભાસદો ગરીબ હોવાથી નાણાં કરજે કાઢતી વખતે તેમની પાસે કાંઇ પણ જામીનગીરી તરીકે મૂકવાનું હોતું નથી. તેથી કરીને દરેક સભાસદની પોતાની એકલાની શાખ ઓછી હોવાને લીધે તેને વ્યાજના ભારે દર ભરવા પડે છે. પરંતુ જયારે ખેડૂતો પોતાની શાખ વધારવા માટે એકઠા થાય છે અને દરેક માણસ બીજાઓને માટે સંપૂર્ણ જોખમદારી વ્હોરી લે છે ત્યારે કુદરતી રીતે તેમની શાખ એકત્ર થઇને વધે છે અને બધા એકઠા મળીને દરેક જણ પોતે એકલો મેળવી શકત તેનાથી ઘણા ઓછા વ્યાજે નાણાં મેળવી શકે છે. આવી રીતે

એકઠા થવાને લીધે તેમને સસ્તા વ્યાજે અને વધુ પ્રમાણમાં નાણાં ઉછીનાં મળી શકે છે. વળી દરેક સભાસદ દર અઠવાડીએ ફક્ત થોડા આના બચાવી શકે છે. આ રકમ બહુ જુજ હોવાને લીધે જો માણસ તે રકમને પોતાની પાસે રાખી મૂકે તો તેનો કાંઇ ઉપયોગ ન થાય અથવાં તેનું વ્યાજ પણ ના ઉપજી શકે. ઉલટું કાંઇ પણ રમત ગમતની તથા મોજશોખની ચીજમાં તે રકમ ખરચી નાંખવાનું તેને મન થઇ જાય. પરંતુ જો દરેક માણસના આવી રીતે બચાવવામાં આવેલા થોડા થોડા આનાઓ એકઠા કરવામાં આવે તો તેની મોટી રકમ થાય. જે રકમ કોઇ પણ સભાસદને ઉપયોગી કામમાં ખરચવા સારૂ ધીરી શકાય અને તેનું વ્યાજ ઉપજે. ઉપરાંત સહકારી મંડળી સભાસદને પણ તેના થાપણ તરીકે મૂકેલા થોડા આના ઉપર પ્રમાણસર જુજ વ્યાજ આપી શકે. અહિંયાં થાપણ મૂકનારાઓએ તેઓમાંના કોઇકને ઉપયોગી કામમાં વાપરવા સારૂ પૈસા આપવામાં તથા જાતે થોડું વ્યાજ મેળવવામાં સહકાર કર્યો કહી શકાય. ઘર સામગ્રી પૂરી પાડનારી સહકારી મંડળીઓમાં ખાધાખોરાકીની ચીજો તથા કાગળ પેનસીલ વિગેરે દરરોજના ઉપયોગની ફાલતુ ચીજો ખરીદનારાઓ એકઠા મળીને એક દુકાન ઉઘાડે છે. જે દુકાનમાં જથાબંધ માલના ભાવથી માલ ખરીદ કરવામાં આવે છે, સભાસદોને થોડો નફો લઇને અથવા બજાર ભાવથી ચીજો વેચવામાં આવે છે અને નફામાંથી દુકાનનો ખર્ચ તથા વ્યાજ વિગેરે બાદ કરતાં અને સભાસદોને ઉપયોગી થઇ પડે તેવાં કેળવણી ઇત્યાદિ કાર્યોમાં વાપરવા સારૂ અમુક રકમ અનામત મુકયા પછી દરેક સભાસદે જેટલો માલ ખરીધો હોય તેના પ્રમાણમાં બધા સભાસદોની અંદર નફાની વહેંચણી કરી નાંખવામાં આવે. છે. ઉપરાંત વેચવામાં આવતી ચીજોની ચોકખાઈ તથા વજન વિષે બાંહેધરી આપવામાં આવે છે. જો સભાસદ થનારા માણસો ઉપર જણાવેલી રીતે એકઠા થયા નહોત અથવા તેઓએ સહકાર કર્યો નહોત તો દરેક માણસ જરૂરીયાતની ચીજોની ખરીદી કરતી વખતે છૂટક માલ વેચનાર વેપારી પાસે જાત, હલકી જાતના માલનાં વધારે નાણાં આપી આવત

અને વખતે વજનમાં પણ છેતરાઇ આવત. ઘરસામગ્રી પૂરી પાડનારી મંડળી આવી રીતે દ્રવ્યનો ઉપભોગ કરનારાઓની તથા ખરીદ કરનારાઓની એકઠા મળીને સ્થાપવામાં આવેલી આર્થિક લાભ આપનારી મંડળીઓ હોય છે. વળી થોડી ગાયોના માલીક એવા ન્હાના ખેડૂતોની સહકારના ધોરણ પંર ચાલનારી માખણ બનાવવાની મંડળીઓ પણ સ્થાપવામાં આવેલી હોય છે. છેલ્લામાં છેલ્લી શોધ મુજબના સાંચાઓથી માંખણ બનાવવાના લાભ તો દરેક ખેડુતના જાણવામાં હોય છે. પરંતુ ન્હાના ખેડુતની એકલાની પાસે સાંચાની ખરીદી તથા કારખાનાનું બાંધકામ કરવા જેટલી મૂડી હોતી નથી અથવા તો તે કામ પૂર જેસથી ચલાવવા સારૂ પૂરતા પ્રમાણમાં દુધ (ઉત્પન્ન થતું) તેની પાસે હોતું નથી. તેથી ઉલટું જો ઘણા એવી જાતના ખેડુતો થોડો થોડો ફાળો આપીને મૂડી એકઠી કરી એવું એક કારખાનું કાઢે તો તેઓ પોતાનું દુધ ત્યાં લઇ જઇ તે કારખાનું સારી રીતે ચલાવી શકે. જો તેઓ આવી રીતે એકઠા ન થાય તો કોઇ સાહસિક મૂડી રોકનારો વેપારી તેજ જગોએ માંખણ બનાવવાનું કારખાનું કાઢે, જેમ બને તેમ ઓછા ભાવે ખેડૂતો પાસેથી દુધ વેચાતું લે, અને બધો નફો પોતે ખાઇ જાય. આ ઉપરથી માલૂમ પડશે કે ન્હાના ખેડૂતોએ એકઠા થઇને ઉપર બતાવ્યા મુજબ માખણ બનાવવાનું કારખાનું કાઢવું એ કેટલું લાભકારક છે. એક બીજો દાખલો આપીશું. મદ્રાસ શહેરમાં લગભગ સો મજૂરોને સરકાર તરફથી લીલામ કરવામાં આવેલા મીઠાંને રેલ્વેનાં વેગનોમાં ચઢાવવા સારૂ કોન્ટ્રાકટર તરફથી રોકવામાં આવતાં કોન્ટ્રાકટરને બધો ખર્ચ બાદ કરતાં દર વર્ષે ૪ થી ૫ હજાર રૂપીયા જેટલો નફો પડતો. આ મજૂરોની એક સહકારી મંડળી સ્થાપવામાં આવી અને તે સહકારી મંડળીએ મીઠું રેલ્વેમાં ચઢાવવાનો ઇજારો લીધો. આવી રીતે એકઠા મળવાથી વચ્ચેના નફાખાઉ કોન્ટ્રાકટરનો નફો મજૂરો પોતે મેળવી શકયા. સાથે સાથે એટલું પણ કહેવું જોઇએ કે સહકારી મંડળીના કારોબાર નીચે કોન્ટ્રાકટરના વખતના કરતાં વધારે નિયમસર અને સંતોષકારક રીતે કામ કરવામાં આવતું હતું. કારણકે મજૂરો સહકારી મંડળી સારૂ ઘણીજ ખંતથી કામ કરતા.

---

# પ્રકરણ ૩ જું.

## યૂરોપના દેશની સહકારી મંડળીઓ.

સહકારનાં બીજ ઘણા દેશોમાં અને જૂદા જૂદા સમયે નજરે પડયાં છે. હિંદુસ્થાનનાં જ્ઞાતિ બંધારણોમાં અને ગામપંચાયતોમાં સહકારનો થોડોઘણો અંશ છે, અને દક્ષિણ હિંદુસ્થાનમાં જે ચિત્‌ભંડોળો અને નિધિઓ હોય છે તેઓમાં સહકારનું તત્વ વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. જાપાનની અંદર બસોથી પણ વધારે વર્ષો પહેલાં સહકારના ધોરણ ઉપર રેશમના કીડા ઉછેરવાની મંડળીઓ સ્થાપવામાં આવેલી હતી, જે મંડળીઓ હાલ પણ અસ્તિત્વમાં છે, અને હાલ જર્મનીમાં સ્થપાઇ તેના કરતાં વીસ વરસ અગાઉ રેઇફીસનની ગામડાની બેન્કો જેવીજ સહકારી શાખવાળી મંડળીઓ નીકોમીયાએ સ્થાપી હતી. પરંતુ કામદાર વર્ગની આર્થિક સ્થિતિ સુધારવાના એક ઉત્તમ સાધન તરીકે સહકારનો ઉપયોગ તો ઓગણીસમી સદીની શરૂઆતમાં ઇંગ્લાન્ડમાંજ પહેલોવહેલો શરૂ કરવામાં આવ્યો, અને સમાજનું બંધારણ પણ હરિફાઇના ધોરણપર નહિં પણ સહકારના ધોરણપર રચી શકાય એવું સ્વીકારવામાં આવ્યું. શરૂઆતના પ્રયાસો સમષ્ટિવાદના સિદ્ધાંત અનુસાર ચાલતી અન્યનિરપેક્ષ અથવા પોતપોતાની જરૂરીયાતો પૂરી પાડનારી સંસ્થાઓની સ્થાપના તરફ દોરવામાં આવ્યા. પરંતુ તે પ્રયાસ નિષ્ફળ ગયા અને ફક્ત સહકારના ધોરણપર ચાલતી ઘરસામગ્રીની દુકાનો જ ફતેહમંદ નીવડી શકી. ઇંગ્લાન્ડનો દાખલો ફ્રાન્સે લીધો અને ફ્રાન્સમાં હુન્નરી કારીગર લોકોને મદદ કરવા સારૂ સહકારી આશ્રયવાળી સંસ્થાઓ સ્થાપવામાં આવી. તે પ્રયાસ પણ બહુ ફળીભૂત ન થયા. જર્મનીએ પણ ઇંગ્લાન્ડનું અનુકરણ કર્યું અને ત્યાં સહકારનાં ધોરણપર નાણાંની ધીરધાર કરનારી સંસ્થાઓ બે પરગજુ મહાપુરૂષોની

પ્રતિભા હેઠળ શરૂ કરવામાં આવી. આવી શાખવાળી મંડળીઓ જર્મનીમાં પહેલવહેલી સને ૧૮૪૮ માં સ્થાપવામાં આવી પરંતુ શરૂઆતમાં તેમનો પ્રચાર બહુજ ધીમે ધીમે થયો. ૧૮૮૦ ની સાલ પછી તેવી મંડળીઓ ઘણી પ્રસિદ્ધિમાં આવી અને ધીરધાર ઉપરાંત બીજી જાતનાં કામ પણ સહકારના ધોરણપર ઉપાડવામાં આવ્યાં. ઇંગ્લાન્ડ અને જર્મનીમાં આ પ્રવૃત્તિને ફત્તેહ મળી તેને લીધે બીજા દેશોનું ધ્યાન પણ તે તરફ ખેંચાયું અને બીજા દેશોએ આ પ્રવૃત્તિને ઘટતા ફેરફાર કરીને વધાવી લીધી. ડેન્માર્કમાં સહકારનો ખેતીવાડીની સુધારણામાં એવો સારો ઉપયોગ કરવામાં આવ્યો કે સહકારને તે દેશમાં જેટલી ફતેહ મળી તેટલી ફતેહ બીજે કોઇ ઠેકાણે એટલા ચોકસ પ્રમાણમાં નહિ મળી હોય. ઇટાલીમાં સહકારના ધોરણપર ઘણી શાખવાળી મંડળીઓ સ્થાપવામાં આવી. યૂરોપમાં એક પણ એવો દેશ નથી કે જ્યાં સહકારી મંડળીઓને સંભાળપૂર્વક ખીલવવામાં આવી નહિ હોય. ફીનલેન્ડ, સ્પેઇન, સર્વીયા, સ્વીટ્ઝર્લૅન્ડ ઇત્યાદિ બધા દેશોમાં સહકારનો પ્રચાર થયો છે. એશિયા અને અમેરિકા સુધી પણ આ પ્રવૃત્તિ પહોંચી ગઇ છે. સાઇબીરીયા, હિંદુસ્થાન, જાપાન, અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટસ, કેનેડા અને આરજેન્ટિના ઇત્યાદિમાં સહકાર નજરે પડે છે. આ બધા દેશોમાં કેવી રીતે સહકારની શરૂઆત થઇ અને તેનો કેવો અને કેટલો પ્રચાર થયો એ બધી વિગતો જાણવા જેવી હોવા છતાં અહીં તેનો વિચાર કરવાનું અસ્થાને છે, તોપણ અત્રે યૂરોપના ચાર મુખ્ય દેશોમાં ઇંગ્લાન્ડ, જર્મની, ડેન્માર્ક અને આયર્લૅન્ડમાં—થયેલી સહકારની પ્રગતિનું આપણે ટૂંકામાં અવલોકન કરીશું. કારણ ઇંગ્લાન્ડમાં ઘરસામગ્રી પૂરી પાડનારી સહકારી મંડળીઓ (સ્ટોર્સ) અને જર્મનીમાં સહકારી શાખવાળી મંડળીઓ ખાસ કરીને વૃદ્ધિ પામેલી છેઃ ડેન્માર્કમાં સહકારનો ખેતીવાડીની સુધારણામાં બહુ સારી રીતે ઉપયોગ કરવામાં આવ્યો છે, અને આયર્લૅન્ડની સ્થિતિ ઘણે ભાગે હિન્દુસ્થાનના જેવીજ છે.

## ઈંગ્લાન્ડ.

ઓગણીસમી સદીની શરૂઆતમાં ઈંગ્લાન્ડમાં પુષ્કળ ઔદ્યોગિક ઉથલપાથલ થઇ હતી. ગૃહ ઉદ્યોગોને બદલે કારખાનાંઓની સ્થાપના થઈ હતી. કામદારોનો મોટો ભાગ શહેરોમાં વસતો થઈ ગયો હતો, અને કારખાનાવાળાઓની હરિફાઇ તથા કામદારોની અસ્તવ્યસ્ત સ્થિતિ તથા તેઓની અંદર એકતાના અભાવને લીધે કામદારોને ઘણી હાડમારીઓ વેઠવી પડતી હતી. કામદારોની સ્થિતિ સુધારવાને સારૂ કામદાર સભાઓ અને બીજી કેટલીક સંસ્થાઓ ખોલવામાં આવી હતી. આ સંસ્થાઓમાં સહકાર્ય મુખ્ય સ્થાન ભોગવતું હતું. રોબર્ટ ઓવન જે પહેલાં એક કાવડીઆનો ગુમાસ્તો હતો પણ પછીથી ઘણા મજૂરોને કામે લગાડી શકે તેવી સારી સ્થિતિએ પહોંચ્યો હતો તેણે આ પ્રવૃત્તિને ઘણા ઉત્સાહથી અને મનનપૂર્વક ઉપાડી લીધી. તે કામદારોનો હિતેચ્છુ હતો અને તે એમ સિદ્ધ કરી આપવા માંગતો હતો કે, જો કામદારો તરફ ઉદારતાથી વર્તવામાં આવે, તેમનું વાતાવરણ સુધારવામાં આવે, અને તેમની પાસે ગજા ઉપરાંત કામ ન લેવાય તેવી વ્યવસ્થા કરવામાં આવે તો તેમનાં મન વંશ કરીને તેમની પાસેથી કામ લેવામાં કારખાનાવાળાને ઘણોજ ફાયદો થાય. આ વિચારોને તેણે પોતાના હાથ નીચેની ન્યુલેનાર્કની સુતરની મીલમાં આચારમાં મુકયા. તેણે કામદારોને મીલના નફામાં ભાગ આપવા માંડયો, અને મોટે પાયે કામદારોની કેળવણી, તન્દુરસ્તી, અને સામાજીક સ્થિતિની ઉન્નતિ કરવાના પ્રયાસો આદર્યા. ૧૮૦૦ થી ૧૮૨૦ ની સાલ સુધી આ ધોરણ પર મીલ ચલાવવામાં આવી અને તેનાં નૈતિક તથા આર્થિક પરિણામ ઘણાં જ સરસ આવ્યાં, ન્યૂલેનાર્ક ઘણું પ્રસિદ્ધિમાં આવી ગયું, અને તેને જોવા સારૂ મોટા મોટા લોકો અને ખુદ રાજા પણ આવવા લાગ્યા. પરંતુ પાછળથી ભાગીદારોમાં અને તેની જોડે કામ કરનારાઓમાં ઓવનની ધાર્મિક માન્યતાઓ વિરૂદ્ધ મતભેદ

થવાથી આ યોજના પડી ભાંગી. હરિફાઇના ધોરણને કોરાણે મુકીને સહકારના ધોરણપર રચાયેલા સમાજના નવા બંધારણનો ઓવન અગ્રેસર થયો, તેણે પોતાની જરૂરીયાતો પોતાની મેળેજ પૂરી પાડનાર સંસ્થાઓનો પ્રચાર વધાર્યો; અને ભાષણો, લખાણો, અને પુસ્તકોદ્વારા તે સિદ્ધાન્તોનો પ્રચાર તેણે બહુ જ ઉત્સાહપૂર્વક કર્યો. તોપણ આ સંસ્થાઓ ફતેહમંદ નીવડી શકી નહિં. ૧૮૩૨ થી ૧૮૪૬ સુધી દર વર્ષે જાણીતાં મથકોમાં કોન્ગ્રેસો ભરવામાં આવતી અને કામદારોની અંદર સહકારનાં અને ઐકયનાં સિદ્ધાંતો ઠસાવવાનો મહાભારત પ્રયાસ કરવામાં આવતો. દર વર્ષે ઓવન આ કોન્ગ્રેસોમાં આગેવાની ભર્યો ભાગ લેતો. કામદાર વર્ગની સ્થિતિ સુધારવાના એક સાધન તરીકે બધી ઘર સામગ્રીની ચીજો કીફાયત ભાવે વેચવાની દુકાનો સ્થાપવામાં આવેલી હતી. આ દુકાનોને ઓવનનાં સિદ્ધાંતોના પ્રચારથી ઘણો ટેકો મળ્યો. ૧૮૩૮ ની સાલ લગભગમાં આવી ઘર સામગ્રી પૂરી પાડનારી મંડળીઓની સંખ્યા ૪૦૦ થી ૫૦૦ સુધી થઇ. પરંતુ વ્યવસ્થાપકોના અને સભાસદોમાં ઉત્સાહ ઘટી જવાને લીધે તેમાંની ઘણી ખરી ભાંગી પડી. છતાં ૧૮૪૪ માં ૨૮ ગરીબ કામદારો જેઓમાંના ઘણાખરા ફલાલીના વણકર હતા તેઓએ એકઠા મળીને રોકડેલ ઇકવીટેબલ પાયોનીઅર્સ સોસાયેટી (Rochdale Equitable Pioneers' Society) નામની એક મંડળી સ્થાપી. તેનું ભંડોળ ૨૮ પાઉન્ડનું હતું અને તે ભંડોળ સભાસદોએ બે અને ત્રણ પેનીઓના હપતાઓથી પૂરૂં પાડયું હતું. આ મંડળી આગળ ઘણી પ્રસિદ્ધિમાં આવી અને તેનો દાખલો લઇને ઈંગ્લાન્ડમાં અને બીજા દેશોમાં બીજી ઘણી એવીજ મંડળીઓ સ્થપાઇ. શરૂઆતમાં તો દરેક સભાસદ વારાફરતી માલનું વેચાણ કરવા સારૂ દુકાનપર બેસતો, પણ વખત જતાં આ મંડળી એવી મોટી થઇ ગઇ કે હાલમાં તેના ૧૪૦૦૦ સભાસદો છે અને દર વર્ષે તે મંડળીમાં ૩ લાખ પાઉંડની કીમતના માલનું વેચાણ થાય છે. રોકડેલ મંડળીના કરતાં અગાઉ ઉઘાડવામાં આવેલી અને તેનાજ ધોરણસર

## ઈંગ્લાન્ડ.

ઓગણીસમી સદીની શરૂઆતમાં ઇંગ્લાન્ડમાં પુષ્કળ ઔદ્યોગિક ઉથલપાથલ થઇ હતી. ગૃહ ઉદ્યોગોને બદલે કારખાનાંઓની સ્થાપના થઈ હતી. કામદારોનો મોટો ભાગ શહેરોમાં વસતો થઈ ગયો હતો, અને કારખાનાવાળાઓની હરિફાઇ તથા કામદારોની અસ્તવ્યસ્ત સ્થિતિ તથા તેઓની અંદર એકતાના અભાવને લીધે કામદારોને ઘણી હાડમારીઓ વેઠવી પડતી હતી. કામદારોની સ્થિતિ સુધારવાને સારૂ કામદાર સભાઓ અને બીજી કેટલીક સંસ્થાઓ ખોલવામાં આવી હતી. આ સંસ્થાઓમાં સહકાર્ય મુખ્ય સ્થાન ભોગવતું હતું. રોબર્ટ ઓવન જે પહેલાં એક કાવડીઆનો ગુમાસ્તો હતો પણ પછીથી ઘણા મજૂરોને કામે લગાડી શકે તેવી સારી સ્થિતિએ પહોંચ્યો હતો તેણે આ પ્રવૃત્તિને ઘણા ઉત્સાહથી અને મનનપૂર્વક ઉપાડી લીધી. તે કામદારોનો હિતેચ્છુ હતો અને તે એમ સિદ્ધ કરી આપવા માંગતો હતો કે, જો કામદારો તરફ ઉદારતાથી વર્તવામાં આવે, તેમનું વાતાવરણ સુધારવામાં આવે, અને તેમની પાસે ગજા ઉપરાંત કામ ન લેવાય તેવી વ્યવસ્થા કરવામાં આવે તો તેમનાં મન વશ કરીને તેમની પાસેથી કામ લેવામાં કારખાનાવાળાને ઘણોજ ફાયદો થાય. આ વિચારોને તેણે પોતાના હાથ નીચેની ન્યુલેનાર્કની સુતરની મીલમાં આચારમાં મુકયા. તેણે કામદારોને મીલના નફામાં ભાગ આપવા માંડયો, અને મોટે પાયે કામદારોની કેળવણી, તન્દુરસ્તી, અને સામાજીક સ્થિતિની ઉન્નતિ કરવાના પ્રયાસો આદર્યા. ૧૮૦૦ થી ૧૮૨૦ ની સાલ સુધી આ ધોરણ પર મીલ ચલાવવામાં આવી અને તેનાં નૈતિક તથા આર્થિક પરિણામ ઘણાં જ સરસ આવ્યાં, ન્યૂલેનાર્ક ઘણું પ્રસિદ્ધિમાં આવી ગયું, અને તેને જોવા સારૂ મોટા મોટા લોકો અને ખુદ રાજા પણ આવવા લાગ્યા. પરંતુ પાછળથી ભાગીદારોમાં અને તેની જોડે કામ કરનારાઓમાં ઑવનની ધાર્મિક માન્યતાઓ વિરૂદ્ધ મતભેદ

થવાથી આ યોજના પડી ભાગી. હરિફાઇના ધોરણને કારણે મુકીને સહકારના ધોરણપર રચાયેલા સમાજના નવા બંધારણનો ઓવન અગ્રેસર થયો, તેણે પોતાની જરૂરીયાતો પોતાની મેળેજ પૂરી પાડનાર સંસ્થાઓનો પ્રચાર વધાર્યો; અને ભાષણો, લખાણો, અને પુસ્તકોદ્વારા તે સિદ્ધાન્તોનો પ્રચાર તેણે બહુ જ ઉત્સાહપૂર્વક કર્યો. તોપણ આ સંસ્થાઓ ફતેહમંદ નીવડી શકી નહિં. ૧૮૩૨ થી ૧૮૪૬ સુધી દર વર્ષે જાણીતાં મથકોમાં કોન્ગ્રેસો ભરવામાં આવતી અને કામદારોની અંદર સહકારનાં અને ઐકયનાં સિદ્ધાંતો ઠસાવવાનો મહાભારત પ્રયાસ કરવામાં આવતો. દર વર્ષે ઓવન આ કોન્ગ્રેસોમાં આગેવાની ભર્યો ભાગ લેતો. કામદાર વર્ગની સ્થિતિ સુધારવાના એક સાધન તરીકે બધી ઘર સામગ્રીની ચીજો કીફાયત ભાવે વેચવાની દુકાનો સ્થાપવામાં આવેલી હતી. આ દુકાનોને ઓવનનાં સિદ્ધાંતોના પ્રચારથી ઘણો ટેકો મળ્યો. ૧૮૩૮ ની સાલ લગભગમાં આવી ઘર સામગ્રી પૂરી પાડનારી મંડળીઓની સંખ્યા ૪૦૦ થી ૫૦૦ સુધી થઇ. પરંતુ વ્યવસ્થાપકોના અને સભાસદોમાં ઉત્સાહ ઘટી જવાને લીધે તેમાંની ઘણી ખરી ભાંગી પડી. છતાં ૧૮૪૪ માં ૨૮ ગરીબ કામદારો જેઓમાંના ઘણાખરા ફ્લાલીના વણકર હતા તેઓએ એકઠા મળીને રોકડેલ ઇકવીટેબલ પાયોનીઅર્સ સોસાયેટી (Rochdale Equitable Pioneers' Society) નામની એક મંડળી સ્થાપી. તેનું ભંડોળ ૨૮ પાઉન્ડનું હતું અને તે ભંડોળ સભાસદોએ બે અને ત્રણ પેનીઓના હપતાઓથી પૂરૂં પાડયું હતું. આ મંડળી આગળ ઘણી પ્રસિદ્ધિમાં આવી અને તેનો દાખલો લઇને ઇંગ્લાન્ડમાં અને બીજા દેશોમાં બીજી ઘણી એવીજ મંડળીઓ સ્થપાઇ. શરૂઆતમાં તો દરેક સભાસદ વારાફરતી માલનું વેચાણ કરવા સારૂ દુકાનપર બેસતો, પણ વખત જતાં આ મંડળી એવી મોટી થઇ ગઇ કે હાલમાં તેના ૧૪૦૦૦ સભાસદો છે અને દર વર્ષે તે મંડળીમાં ૩ લાખ પાઉંડની કીમતના માલનું વેચાણ થાય છે. રોકડેલ મંડળીના કરતાં અગાઉ ઉઘાડવામાં આવેલી અને તેનાજ ધોરણસર

કામકાજ કરનારી ઘર સામગ્રી પૂરી પાડનારી મંડળીઓ હજુ હયાતી ભોગવે છે, જેમાંની એક ૧૮૧૬ માં અને બીજી કેટલીક ૧૮૩૨ માં સ્થાપવામાં આવી હતી. પણ રોકડેલ મંડળીની ફતેહને લીધે જે વેપારી ધોરણ તથા રીતભાત ઉપર તે મંડળીઓનો કારોબાર ચલાવવામાં આવતો હતો તે ધોરણ તથા રીતભાતની યથાર્થતા સિદ્ધ થઇ છે અને તે ધોરણ બીજું કાંઇ નહિ પણ બજારમાં ચાલતા ભાવે રોકડથી માલ વેચવો અને માલ ખરીદ કરનારા સભાસદોની અંદર નફાની વહેંચણી કરી નાંખવી એજ છે.

અત્રે ઇંગ્લાન્ડની એક ઘરસામગ્રી પૂરી પાડનારી મંડળીના બંધારણની તથા કારોબારની વિગત આપીશું. જો વ્યવસ્થાપક કમિટીને કોઇ પણ ૧૬ વર્ષની ઉપરના પુરૂષ અથવા સ્ત્રીનું મંડળીમાં સભાસદ તરીકે દાખલ થવું મંડળીના હિત વિરૂદ્ધ નથી એવું જણાય તો તેવી કોઈપણ વ્યક્તિ મંડળીમાં સભાસદ થઇ શકે છે. દરેક સભાસદે સામાન્ય રીતે પાઉન્ડની કીંમતનો એક શેર ખરીદવો જોઇએ છે, પરંતુ આ શેર આપવામાં આવતી વખતે સભાસદ થનારને શરૂઆતમાં તો ફક્ત એક શીલીંગ અથવા તેવીજ ન્હાની રકમ આપવી પડે છે અને બાકીની રકમ તે સભાસદ અઠવાડીયાના અથવા પખવાડીયાના ત્રણ ત્રણ પેનીના ન્હાના હપતાથી ભરી શકે છે. સામાન્ય રીતે દરેક સભાસદ પોતાની ખરીદી ઉપરનો પોતાના નફાનો ભાગ મૂડી તરીકે એકઠો થવા દે છે અને તે રકમ સભાસદની શેરની મૂડી તરીકે ગણાય છે. દરેક સભાસદને એક મત આપવાનો અધિકાર હોય છે અને કોઇને બદલે બીજો કોઇ મત આપી શકતો નથી. ભાગીદારો દશ અથવા પંદર માણસોની એક વ્યવસ્થાપક કમિટી ચુંટી કાઢે છે અને આ ચુંટણીમાં પુરૂષ અથવા સ્ત્રી કોઈપણ ચુંટી શકાય છે. કમિટીના સભાસદોને કાંઇપણ મહેનતાણું આપવામાં આવતું નથી, પરંતુ કેટલેક ઠેકાણે ખીસાખરચી બદલ થોડી રકમ આપવામાં આવે છે. સામાન્ય રીતે એક પગારદાર સેક્રેટરીની નીમણોક કરવામાં આવે છે, પરંતુ આ માણસની નોકરી

કાંઇ આખો દિવસની હોતી નથી. શેરની મૂડી ઉપર ૫ ટકા વ્યાજ આપવામાં આવે છે. દુકાનનો અને વ્યવસ્થાનો ખર્ચ, મૂડી ઉપરનું વ્યાજ, અનામત ખાતે લઇ જવાની રકમ, ધર્માદા તથા કેળવણી વગેરેમાં ખરચવાની રકમ, આ બધી રકમો બાદ કરતાં જે નફો વધે તેને પ્રત્યેક સભાસદની માલની ખરીદીના પ્રમાણમાં દરેક સભાસદને વહેંચી આપવામાં આવે છે અને આ વહેંચણીનો દર સભાસદો પોતે સાધારણ સભામાં નક્કી કરે છે.

૧૯૦૯ ની સાલમાં ઇંગ્લાન્ડમાં ૧૧૩૩, સ્કોટલેન્ડમાં ૨૭૫ અને આયર્લેન્ડમાં ૨૨ મળી કુલ ગ્રેટબ્રીટનમાં ૧૪૩૦ છૂટક ઘરસામગ્રી પુરી પાડનારી મંડળીઓ હતી. તેમના સભાસદોની સંખ્યા ૨૫ લાખ હતી. તેમની શેરથી ઉભી કરવામાં આવેલી મૂડી ૩,૧૦,૦૦,૦૦૦ પાઉન્ડ હતી અને તેઓ તરફથી વેચવામાં આવેલા માલની કીમત ૭૦૦૦૦૦૦૦ પાઉન્ડ હતી.. સભાસદોને તેમની ખરીદીના એક પાઉન્ડ ઉપર ૨ શી. ૭ પેન્સ જેટલા નફાની વહેંચણી કરવામાં આવી હતી. ૧૯૦૯ માં આ મંડળીઓએ નીચે પ્રમાણે રકમો ખર્ચી હતી—

| | | |
|---|---|---|
| ધર્માદા | ૪૬,૧૫૦ | પાઉંડ |
| કેળવણીમાં | ૮૮,૮૪૨ | ,, |
| વ્યવસ્થા અને સિદ્ધાંતના પ્રચાર સારૂ આશરે | ૧૦,૦૦૦ | પાઉંડ. |

ઘરસામગ્રી પુરી પાડનારી મંડળીઓના સભાસદો માલનો ઉપયોગ કરનારાજ હોય છે. પરંતુ કેટલેક ઠેકાણે આવી મંડળીઓ પોતેજ અથવા બીજી તેવી મંડળીઓ સાથે એકઠી મળીને પોતાની જરૂરીયાતની કેટલીક ચીજો પોતે ઉત્પન્ન કરવાનું પણ માથે લે છે. ઉપર જણાવેલી ૧૪૩૦ મંડળીઓમાંથી ૯૭૬ મંડળીઓ ચાલુ ખપતી ચીજો જેવી કે પાંઉ, બૂટ, કપડાં અને તેવીજ બીજી ચીજો પોતાનાં કારખાનાંઓમાં બનાવે છે. તેમની ઉત્પન્ન કરેલી ચીજોની કીંમત ૧૯૦૯ માં ૧,૨૦,૦૦,૦૧૦ પાઉંડની હતી અને તે મંડળીઓએ ૧૫ લાખ પાઉંડ જેટલો પગાર વહેંચ્યો હતો.

કામકાજ કરનારી ઘર સામગ્રી પૂરી પાડનારી મંડળીઓ હજુ હયાતી ભોગવે છે, જેમાંની એક ૧૮૨૬ માં અને બીજી કેટલીક ૧૮૩૨ માં સ્થાપવામાં આવી હતી. પણ રોકડેલ મંડળીની ફતેહને લીધે જે વેપારી ધોરણ તથા રીતભાત ઉપર તે મંડળીઓનો કારોબાર ચલાવવામાં આવતો હતો તે ધોરણ તથા રીતભાતની યથાર્થતા સિદ્ધ થઇ છે અને તે ધોરણ બીજું કાંઇ નહિ પણ બજારમાં ચાલતા ભાવે રોકડથી માલ વેચવો અને માલ ખરીદ કરનારા સભાસદોની અંદર નફાની વહેંચણી કરી નાંખવી એજ છે.

અત્રે ઇંગ્લાન્ડની એક ઘરસામગ્રી પૂરી પાડનારી મંડળીના બંધારણની તથા કારોબારની વિગત આપીશું. જો વ્યવસ્થાપક કમિટીને કોઇ પણ ૧૬ વર્ષની ઉપરના પુરૂષ અથવા સ્ત્રીનું મંડળીમાં સભાસદ તરીકે દાખલ થવું મંડળીના હિત વિરૂદ્ધ નથી એવું જણાય તો તેવી કોઈપણ વ્યક્તિ મંડળીમાં સભાસદ થઇ શકે છે. દરેક સભાસદે સામાન્ય રીતે પાઉન્ડની કીંમતનો એક શેર ખરીદવો જોઇએ છે, પરંતુ આ શેર આપવામાં આવતી વખતે સભાસદ થનારને શરૂઆતમાં તો ફક્ત એક શીલીંગ અથવા તેવીજ ન્હાની રકમ આપવી પડે છે અને બાકીની રકમ તે સભાસદ અઠવાડીયાના અથવા પખવાડીયાના ત્રણ ત્રણ પેનીના ન્હાના હપતાથી ભરી શકે છે. સામાન્ય રીતે દરેક સભાસદ પોતાની ખરીદી ઉપરનો પોતાના નફાનો ભાગ મૂડી તરીકે એકઠો થવા દે છે અને તે રકમ સભાસદની શેરની મૂડી તરીકે ગણાય છે. દરેક સભાસદને એક મત આપવાનો અધિકાર હોય છે અને કોઇને બદલે બીજો કોઇ મત આપી શકતો નથી. ભાગીદારો દશ અથવા પંદર માણસોની એક વ્યવસ્થાપક કમિટી ચુંટી કાઢે છે અને આ ચુંટણીમાં પુરૂષ અથવા સ્ત્રી કોઈપણ ચુંટી શકાય છે. કમિટીના સભાસદોને કાંઇપણ મહેનતાણું આપવામાં આવતું નથી, પરંતુ કેટલેક ઠેકાણે ખીસાખરચી બદલ થોડી રકમ આપવામાં આવે છે. સામાન્ય રીતે એક પગારદાર સેક્રેટરીની નીમણોક કરવામાં આવે છે, પરંતુ આ માણસની નોકરી

કાંઇ આખો દિવસની હોતી નથી. શેરની મૂડી ઉપર ૫ ટકા વ્યાજ આપવામાં આવે છે. દુકાનનો અને વ્યવસ્થાનો ખર્ચ, મૂડી ઉપરનું વ્યાજ, અનામત ખાતે લઇ જવાની રકમ, ધર્માદા તથા કેળવણી વગેરેમાં ખરચવાની રકમ, આ બધી રકમો બાદ કરતાં જે નફો વધે તેને પ્રત્યેક સભાસદની માલની ખરીદીના પ્રમાણમાં દરેક સભાસદને વહેંચી આપવામાં આવે છે અને આ વહેંચણીનો દર સભાસદો પોતે સાધારણ સભામાં નક્કી કરે છે.

૧૯૦૯ ની સાલમાં ઇંગ્લાન્ડમાં ૧૧૩૩, સ્કોટલેન્ડમાં ૨૭૫ અને આયર્લેન્ડમાં ૨૨ મળી કુલ ગ્રેટબ્રીટનમાં ૧૪૩૦ છૂટક ઘરસામગ્રી પુરી પાડનારી મંડળીઓ હતી. તેમના સભાસદોની સંખ્યા ૨૫ લાખ હતી. તેમની શેરથી ઉભી કરવામાં આવેલી મૂડી ૩,૧૦,૦૦,૦૦૦ પાઉન્ડ હતી અને તેઓ તરફથી વેચવામાં આવેલા માલની કીમત ૭૦૦૦૦૦૦૦ પાઉન્ડ હતી. સભાસદોને તેમની ખરીદીના એક પાઉન્ડ ઉપર ૨ શી. ૭ પેન્સ જેટલા નફાની વહેંચણી કરવામાં આવી હતી. ૧૯૦૯ માં આ મંડળીઓએ નીચે પ્રમાણે રકમો ખર્ચી હતી—

| | | |
|---|---|---|
| ધર્માદા | ૪૬,૧૫૦ | પાઉંડ |
| કેળવણીમાં | ૮૮,૮૪૨ | ,, |
| વ્યવસ્થા અને સિદ્ધાંતના પ્રચાર સારૂ આશરે | ૧૦,૦૦૦ | પાઉંડ. |

ઘરસામગ્રી પુરી પાડનારી મંડળીઓના સભાસદો માલનો ઉપયોગ કરનારાજ હોય છે. પરંતુ કેટલેક ઠેકાણે આવી મંડળીઓ પોતેજ અથવા બીજી તેવી મંડળીઓ સાથે એકઠી મળીને પોતાની જરૂરીયાતની કેટલીક ચીજો પોતે ઉત્પન્ન કરવાનું પણ માથે લે છે. ઉપર જણાવેલી ૧૪૩૦ મંડળીઓમાંથી ૯૭૬ મંડળીઓ ચાલુ ખપતી ચીજો જેવી કે પાંઉ, બૂટ, કપડાં અને તેવીજ બીજી ચીજો પોતાનાં કારખાનાંઓમાં બનાવે છે. તેમની ઉત્પન્ન કરેલી ચીજોની કીંમત ૧૯૦૯ માં ૧,૨૦,૦૦,૦૧૦ પાઉંડની હતી અને તે મંડળીઓએ ૧૫ લાખ પાઉંડ જેટલો પગાર વહેંચ્યો હતો.

છૂટક ઘરસામગ્રી પૂરી પાડનારી મંડળીઓમાંની લગભગ ૯–૧૦ મંડળીઓએ એકઠી મળીને જથાબંધ માલ પૂરો પાડનારી મંડળીઓ સ્થાપી છે. આવી એક જથાબંધ માલ પૂરો પાડનારી મંડળી ઈંગ્લાન્ડમાં છે અને બીજી સ્કોટલાન્ડમાં છે. તેઓ પોતાના ખાસ આડતીઆઓ મારફત જથાબંધ માલની ખરીદી કરે છે અને ઉત્તર અમેરિકા; ડેન્માર્ક તથા બીજા દેશોનાં રહેનારા આડતીઆઓ જોડે સંબંધ રાખે છે. તે મંડળીઓનાં બૂટ, કપડાં, સાબુ, કોકો, બીડીઓ વિગેરે ચીજો બનાવવાનાં કારખાનાં લન્ડન, માન્ચેસ્ટર, ગ્લાસગો અને એવી બીજી જગ્યાઓમાં આવેલાં છે. તે ઉપરાંત તે મંડળીઓની માલીકીનાં આયર્લેન્ડમાં માંખણ બનાવવાનું કારખાનું, ડેન્માર્કમાં માંસ તૈયાર કરવાનું કારખાનું, ઓસ્ટ્રેલીયામાં તેલની મીલ, અને સીલોનમાં ચ્હાના બગીચા પણ છે. તે મંડળીઓની માલીકીની બેન્ક પણ છે અને વીમો પણ તેઓ પોતેજ ઉતારે છે. ઈંગ્લાન્ડની જથાબંધ માલ પૂરો પાડનારી મંડળી માલ લઈ જવા લાવવામાં પોતાનાં વહાણ વાપરે છે. ૧૯૧૦ ની સાલમાં આ મંડળી પાસે ચાર વહાણ હતા; જો કે ૧૯૧૫માં તેની પાસે નવ હતાં.

ગ્રેટબ્રીટનમાં બીજી જાતની સહકારી મંડળીઓનો વધારે પ્રચાર થયો નથી. હમણાં હમણાંમાં આયર્લેન્ડમાં ખેડૂતોની અંદર સહકારનો પ્રચાર કરીને ગામડાંઓની ઉન્નતિ કરવાના સફળ પ્રયત્નો થયા છે, જેની આપણે આગળ ઉપર નોંધ લેઇશું. ઈંગ્લાન્ડ અને સ્કોટલેન્ડમાં પણ આયર્લેન્ડનો દાખલો લઇને ખેતીવાડીની સુધારણા સારૂ ચોક્કસ પ્રયત્ન કરવામાં આવે છે. જો કે પરિણામ સંતોષકારક છે, તોપણ તેમાં કાંઇ વિશેષ અથવા આશ્ચર્યકારક નથી. શાખવાળી સહકારી મંડળીઓ ગ્રેટબ્રીટનમાં ઘણીજ થોડી છે. બીજી જાતની સહકારી મંડળીઓના આંકડા જાણવા લાયક નથી માટે આપ્યા નથી પરંતુ અહિયાં મકાન બાંધવાની સહકારી મંડળીઓ વિષે થોડુંક કહીશું. આવી મંડળીઓના બે વિભાગ પાડી શકાય–(૧) બાંધકામ કરનારી મંડળીઓને લગતા કાયદા (Building Societies Act) ની રૂએ રજીસ્ટર કરવામાં આવેલી મંડળીઓ

જેઓ મકાન બાંધવાની સહકારી મંડળીઓથી જૂદીજ કોટિની હોય છે તે, અને (૨) સહકારી મંડળીઓમાંથી ઉતરી આવેલી મકાન બાંધવાની મંડળીઓ, અથવા તો મંડળીઓ સહકારી મંડળીઓને લગતા કાયદાની રૂએ સ્થપાયેલી હોય છે તે. આ બીજી જાતની ૪૧૩ મંડળીઓ ૧૯૦૬ માં ઘરસામગ્રી પૂરી પાડનારી મંડળીઓ સાથે જોડાયેલી હતી, અને, ઘરસામગ્રી પૂરી પાડનારી મંડળીઓનાં ફાજલ પડેલાં નાણાં સભાસદોના લાભને સારૂ મકાનો બાંધવા માટે ઉપયોગમાં લેવામાં આવતાં. કેટલીક મંડળીઓમાં મકાનોની માલીકી મંડળીઓની પોતાની રહેતી અને મંડળીઓ સભાસદોને મકાનો ભાડે આપતી. બીજી કેટલીક મંડળીઓમાં મંડળીઓ મકાનો બાંધતી અને સભાસદોને વેચી દેતી, ત્યારે બીજી કેટલીક મંડળીઓ સભાસદોને ઘર બાંધવાનાં અથવા ખરીદ કરવાનાં નાણાં કરજે કાઢી આપતી. ૧૯૦૬ ની સાલમાં આ રીતે ૯૫ લાખ પાઉંડની રકમ ૪૬૫૦૦ મકાન બાંધવામાં રોકાયેલી હતી. આજ વર્ગમાં ૨૩ ભાડૂતોની ભાગદાર મંડળીઓ (Tenant Co-partnership associations) પણ હતી અને આ મંડળીઓની ગણત્રીમાં જાણીતા ઇલીંગ ટીનન્ટસ (Ealing Tenants) હેમસ્ટેડ ટીનન્ટસ (Hamnstead Tenants) અને ગાર્ડન સીટી ટીનન્ટસ (Garden City Tenants) જેવી પ્રખ્યાત મંડળીઓ પણ સમાઇ જતી. પરંતુ આ મંડળીઓને લગતા ખાત્રીપૂર્વક આંકડાઓ સહેલાઇથી મળી શકતા નથી. બીજી જાતની બાંધકામની મંડળીઓ જો કે તેઓને લગતા ખાસ કાયદાની રૂએ સ્થપાયલી હોય છે તોપણ તેઓને ખરીરીતે સહકારી મંડળીઓની કોટિમાંજ ગણી શકાય. તેઓનો ઉદ્દેશ ઘણે ભાગે મજૂર વર્ગના માણસોને મકાન ખરીદ કરવા સારૂ નાણાં ઉછીનાં આપવાનો હોય છે, અને આ નાણાં ૧૦ થી ૨૦ વર્ષની અંદર માફક હપતાથી પાછાં આપવાનાં હોય છે. ૧૯૦૯માં આવી ૧૮૦૮ મંડળીઓ હતી. તેમના ૬૦૦૦૦૦ સભાસદો હતા. અને તે સભાસદોએ મંડળીઓમાંથી લગભગ ૫૬૦,૦૦,૦૦૦ પાઉન્ડ ઉછીના લીધા હતા.

## જર્મની.

જેવી રીતે સહકારી ઘર સામગ્રીની દુકાનોની ઉત્પત્તિ ઇંગ્લાન્ડમાં થઇ છે, તેવીજ રીતે સહકારી શાખવાળી મંડળીઓની જર્મનીના જૂદા જૂદા પ્રદેશોના લોકોને ખાતર બે મહાન પરોપકારી પુરૂષોએ બે જૂદી જાતની શાખવાળી મંડળીઓ સ્થાપી અને બન્નેનાં પરિણામ ઘણાંજ સારાં આવ્યાં છે. આ બન્ને યોજનાઓનું મૂળ ૧૮૪૬ ને ૧૮૪૭ ના વર્ષમાં જર્મનીમાં થયેલી અનાવૃષ્ટિ અને દુકાળ હતાં. જો કે આ બન્ને યોજનાઓના સ્થાપનારાઓ આ બે યોજનાની તાત્વિક એકતા જોઇ શકયા નહિ તથા એક બીજાની યોજનાઓને ધિક્કારી કાઢવાનો અથાગ પ્રયત્ન કરતા હતા તો પણ સિદ્ધાન્ત તરીકે આ બન્ને યોજનાઓ સહકારના પાયા ઉપર રચાયેલી હતી અને એજ સહકારનાં તત્વોને લોકોની જૂદી જૂદી પરિસ્થિતિને અનુકૂળ તેવી રીતે ઉપયોગમાં લેવામાં આવ્યાં હતાં. એક યોજના શહેરોમાં વસતા લોકોને વાસ્તે ઘડાયેલી હતી. બીજી યોજના ગામડાંઓના વસતા લોકોને વાસ્તે હતી. આ બન્ને જાતની મંડળીઓ હમણાં જર્મનીમાં અને બીજા પ્રદેશોમાં હયાતીમાં છે અને હિંદુસ્થાનમાં પણ આવી જાતની મંડળીઓ જર્મનીમાં સ્થાપેલી છે તેજ રૂપમાં અથવા ઘટતા ફેરફાર સાથે દાખલ કરવામાં આવી છે. આ યોજનાઓના પ્રયોજકો શુલ્ઝડેલી-ટ્ઝ અને રેઇફીસન હતા.

શુલ્ઝ પોતાના વતન ડેલીટ્ઝમાં જજ હતો અને તેના ન્યાયાધીશ તરીકેના હોદ્દાને લીધે તેને ન્હાના વેપારીઓ અને કારીગરોની આર્થિક મુશીબતોનો સારો ખ્યાલ હતો. તેણે ઇંગ્લાન્ડમાં મુસાફરી કરી હતી અને ત્યાંના મિત્રમંડળો જોયાં હતાં. તેથી કરીને ૧૮૪૭ ના દુકાળ પછી તેના દેશીઓનાં દુઃખ દૂર કરવા સારૂ એવીજ સંસ્થાઓ સ્થાપવાની તેણે યોજના કરી. ૧૮૪૯ માં તેણે ભવિષ્ય સારૂ સંગ્રહ કરનારૂં ફંડ (Providant Fund) પ્રાવીડેન્ટ ફંડ સ્થાપ્યું અને કાચા

માલની જથાબંધ ખરીદી કરવાની બે મંડળીઓ સ્થાપી, જેમાંની એક ડેલીટ્ઝના સુથારો વાસ્તે અને બીજી એઈલનબરોના મોચીઓ વાસ્તે હતી. આ મંડળીઓથી ઘણો ફાયદો થયો, અને દેશમાં ઘણીજ ઝડપથી ઠેર ઠેર મંડળીઓની સ્થાપના કરવામાં આવી. ૧૮૫૦ માં તેણે એક શાખવાળી મંડળી સ્થાપી પરંતુ આ મંડળીના કામકાજની થાપણ પૈસાદાર લોકો પાસેથી કે જે લોકોને કદી પણ આ મંડળી પાસેથી નાણાં કરજે કાઢવાનો પ્રસંગ ના આવે તેવાઓ પાસેથી ઉઘરાવવામાં આવી હતી. પણ આ ભૂલ તુરતજ સુધારવામાં આવી. શુલ્ઝ એક અર્થશાસ્ત્રનાં સિદ્ધાંતોનો પ્રચારક હતો એમ કહી શકાય. તેનો ભવ્ય દેખાવ, તેની અસરકારક વાણી, તેની યોજનામાં તેનો પોતાનો અડગ વિશ્વાસ અને તેનો ચેપી ઉત્સાહ વિગેરે ગુણોને લીધે તે એક આદર્શ તત્વ પ્રચારક થઇ પડયો. એક મહાન ઇચ્છાથી તેણે આખા દેશને ઉપાડયો અને સહકારનાં સિદ્ધાંતોનો તેણે ઠેકઠેકાણે પ્રચાર કર્યો. સંખ્યાબંધ શાખવાળી મંડળીઓની સ્થાપના કરવામાં આવી અને કેટલીક શાખવાળી મંડળીઓની જોડે માલ વેચવાની મંડળીઓ પણ જોડાયેલી હતી. આ બધી મંડળીઓ સાથે માલ વેચવાની મંડળીઓ પણ જોડાયેલી હતી. આ બધી મંડળીઓ ઘણી સંતોષકારક રીતે ચાલી. ૧૮૮૩ ની સાલ સુધીમાં તો શુલ્ઝનાં સિદ્ધાંતોની રૂએ કામ કરનારી ૪૦૦૦ મંડળીઓ જર્મનીમાં સ્થપાઇ ગઇ હતી.

એક વિચિત્ર બાબત એ હતી કે શરૂઆતમાં શુલ્ઝને પોતાના કામમાં સરકાર તરફથી ઘણો વિરોધ ખમવો પડયો. તે વખતના જર્મનીના સત્તાધારીઓને મન, વાસ્તવિક રીતે દરેક દેશના અને દરેક સમયના આપખુદ સત્તાધારીઓને મન હોય છે તેમ—પ્રજાની અંદર સ્વાશ્રયની ચળવળ અથવા તો સરકાર લોકોને વાસ્તે સર્વ કાંઇ કરી શકતી નથી એવી જાતની કોઇ પણ સૂચના એ તદ્દન ફીતૂરી ગણવામાં આવતી. સહકારનાં તત્વોનો પ્રચાર કરવાને લીધે શુલ્ઝને તેમનો કોપ સહન કરવો પડયો. સરકાર તરફથી તેની ઘણા પ્રકારે સતાંવણી થવા

માંડી અને આખરે શુલ્ઝ પોતાની ન્યાયાધીશની જગ્યાનું રાજીનામું આપ્યું. ન્યાયની અદાયતોમાં તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું અને તેના કામમાં હરકોઈ રીતે અડચણો નાંખવામાં આવી. પરંતુ સરકાર જેમ જેમ તેના કામની આડે આવતી ગઇ તેમ તેમ તેનો જુસ્સો અને નિશ્ચય વધતાં ગયાં. જે લોકો સહકારના લાભ સમજવા લાગ્યા હતા તેઓએ તેને પૂજવા માંડયો. છેવટ સુધી શુલ્ઝને સરકાર તરફથી કોઇ પણ જાતની મદદ ના મળી અને સરકારે તેના કામની કાંઇપણ કદર ના કરી.

શુલ્ઝની મંડળીઓ શહેરના કારીગરો, ન્હાના વેપારીઓ અને એવાજ બીજા શહેરના ગરીબ વર્ગો માટે હતી. આ મંડળીઓનું બંધારણ બધી સહકારી મંડળીઓની માફક કરકસર, દ્રવ્યની ઉત્પત્તિ અને સ્વાશ્રય ઉપરજ રચાયલું હતું. તેણે આ મંડળીઓને અનિયમિત જવાબદારીવાળી સ્થાપી હતી, કારણ કે તે વખતે નિયમિત જવાબદારીમાં કોઇ પણ સમજતું નહતું. દરેક સભાસદને ફરજીયાત એક શેર ખરીદવો પડતો, અને આ શેરની કીંમત ઓછામાં ઓછા ૫ પૌંડ રાખવામાં આવી હતી. હમણાં હમણાં આ શેરની કીમત વધારવામાં આવી છે. અને કેટલીક મંડલીઓમાં ૧૫, ૨૫, ૩૦, અને ૫૦ પૌંડ જેટલી પણ શેરની કીંમત હોય છે. આ રકમ એકદમ આપવાની નહતી, કારણકે દરેક સભાસદ કરકસર કરીને પોતાની બચતમાંથી માસિક હપતાઓથી આ રકમ પૂરી પાડે એવો તેનો હેતુ હતો. આ શેર ઉપર નફાની વહેંચણી બહુ ઉદાર રીતે કરવામાં આવતી. જેથી કરીને સભાસદો પોતાની મંડલીમાં નાણાં રોકવાને લલચાય. આ મંડલીઓનું બંધારણ મુખ્યત્વે કરીને આર્થિક હતું. રેઇફીસનની માફક શુલ્ઝ સભાસદોના નૈતિક અને ખાનગી જીવનની જોડે સંબંધ રાખવા ઇચ્છતો નહતો. શુલ્ઝની એવી માન્યતા હતી કે લોકોની નૈતિક સુધારણા આપોઆપ થશે અને મંડળીઓએ તેમના નૈતિક જીવનની જોડે કાંઇ સંબંધ રાખવો જોઇએ નહિ. ઉત્પાદક કાર્યોમાં વાપરવા સારૂજ નાણાં ઉછીનાં

આપવામાં આવતાં. નાણું પાછા ભરવાની મુદત ઘણુંખરૂં ત્રણ મહિનાની રાખવામાં આવતી, પણ સભાસદની સ્થિતિ અનુસાર ઘણી વખત આ મુદતમાં વધારો કરવામાં આવતો. મંડળીનો કાર્યપ્રદેશ પણ કોઇ રીતે સંકુચિત કરવામાં આવતો નહિ. સામાન્ય વ્યાપારી પેઢીઓની માફક વ્યવસ્થાપકોને મહેનતાણું આપવામાં આવતું, અને બીજાં કારોબારનાં ખર્ચો પણ કરવામાં આવતાં. જો કે આવી સંસ્થાઓનો લાભ થોડા ખેડૂતો પણ લેતા, તો પણ આ સંસ્થાઓની શરતો તેમને અનુકૂળ પડતી ન હતી. તેમનો ધંધો એવો હતો કે તેઓ પોતાની બચતમાંથી દર મહિને હપતા ભરી શકે નહિ અને ઉપરાંત નાણાં પાછાં આપવાની ત્રણ મહિનાની મુદત ખેડૂતો વાસ્તે ઘણીજ ટુંકી હતી. શેરની મોટી કીંમત હોવાને લીધે બહુ ગરીબ લોકો પણ આ મંડળીઓના સભાસદ થઇ શકતા નહિં. નફાની વહેંચણી બાબતમાં પણ કોઇ જાતની હદ બાંધેલી ન હોવાથી કેટલાક સભાસદો ફક્ત નફાને લીધે આ મંડળીઓમાં જોડાતા, અને નાણું ઉછીનાં લેનાર સભાસદોનો સ્વાર્થ સચવાય છે કે નહિં તે વિષે દરકાર રાખવામાં આવતી નહિં. આથી કરીને સહકારનો એક મુખ્ય પાયો આ મંડળીઓમાંથી તૂટી પડયો. કારણ કે, આથી સહકારી મંડળી અને સંયુક્ત ભંડોળવાળી લીમીટેડ કંપનીનો ભેદ, લીમીટેડ કંપની મૂડીવાળા નાણાં ધીરનારાઓ જેઓ પોતે સબળ હોય છે અને જેઓને રક્ષણની કાંઈ જરૂર નથી તેવાઓની નફો ખાવાને સારૂ સ્થપાયેલી મંડળી હોય છે તેનો, અને સહકારી મંડળી નબળા, નાણાં ઉછીના લેનાર માણસોની પોતાના લાભને સારૂ સ્થપાયેલી મંડળી હોય છે તેનો ભેદ જરી પણ ગણવામાં ન આવ્યો. વ્યવસ્થાપકોને મહેનતાણું આપવાની રીત પણ આ મંડળીઓને લીમીટેડ કંપનીઓના જેવીજ બનાવી હતી. આવી મંડળીઓને બીજા દેશોમાં સ્થાપતી વખતે, દાખલા તરીકે ઇટાલીમાં સીનોર લુઝાટીએ આ મંડળીઓ ત્યાં સ્થાપી તે વખતે, આ ખામી દૂર કરવા સારૂ મંડળીઓના બંધારણમાં ઘટતા ફેરફાર કરવામાં આવ્યા છે. રેઇફીસ-

નની મંડળીઓ વધુ મક્કમ રીતે સહકારી ધોરણ પર અને નૈતિક પાયા પર રચાયેલી હોવાને લીધે તે મંડળીઓમાંથી આ ખામીઓ દૂર કરવામાં આવી છે. તોપણ એટલું તો કહેવું પડશે કે શુલ્ઝની મંડળીઓ ઘણી ફત્તેહમંદ નીવડી છે.તે મંડળીઓને લીધે કરકસર વધી છે અને ઉત્પાદક રીતે ખરચવાને સારૂ ઘણા લોકોને નાણાં મળી શક્યાં છે. આ મંડળીઓએ નફામાંથી મોટી રકમો કેળવણી અને બીજી ઉપયોગી પ્રવૃત્તિઓમાં ખર્ચી છે. આ મંડળીઓ શહેરના પ્રદેશની એક મોટી જરૂરીયાત પૂરી પાડે છે અને તેમનો પ્રચાર ધીરે ધીરે વધતો જાય છે.

રેઈફીસન ૧૮૧૮ ની સાલમાં હેમ નામના ગામમાં જન્મ્યો હતો. શરૂઆતમાં તે લશ્કરમાં જોડાયો હતો. પરંતુ આંખની ખામીને લીધે તેને એ નોકરી છોડવી પડી. પછીથી તે સાદી સરકારી નોકરીમાં દાખલ થયો અને ૧૮૪૫ માં ગામનો પટેલ (બર્ગો માસ્ટર) નીમાયો. જે જીલ્લામાં તેની નીમણોક થઇ હતી તે જીલ્લો ગરીબમાં ગરીબ હતો અને ૧૮૪૬ ને ૧૮૪૭ ના દુષ્કાળની તેના ઉપર ઘણીજ ખરાબ અસર થઇ હતી. જમીનમાં રસકસ ન હોવાને લીધે પ્રજા મહાપરાણે પૂરૂં કરતી હતી. કપડાંલત્તાં, ઘરબાર અને ખાધાખોરાકીની ઘણીજ અછત હોવાને લીધે પ્રજાનું કાંઇપણ સંરક્ષણ નહતું અને પ્રજા સઘળી નાણાં ધીરનાર યાહુદીઓના પંઝામાં સપડાયેલી હતી. આ યાહુદીઓના અત્યાચારની તો સીમાજ નહતી. યાહુદીઓ થોડો વેપાર કરતા અને સાથે સાથે પૈસાની ધીરધાર કરતા. જે લોકો તેમની પાસેથી નાણાં ઉછીનાં લેતા તેમને તેઓ ખેતરોની ઉત્પત્તિ પોતાને ત્યાં વેચવાની તથા જરૂરીયાતની ચીજો પોતાને ત્યાંથી ખરીદવાની ફરજ પાડતાં. તેઓનાં નાણાં કરજે કાઢનાર ખેડુતને એક દુબળી અને મુડદાલ ગાય બરાબર હૃષ્ટપુષ્ટ બનાવીને અને વાછરડા સાથે પાછી વાળવા સારૂ આપતા અને આવી રીતે પાછી વાળ્યા બાદ બીજી એવીજ દુબળી ગાય ફરીથી આપતા. ગામડીઆઓ એટલા તો દેવામાં ગરક થઇ ગયા હતા કે તેમનાં ઝુંપડાં, ઢોરઢાંખર અને બધી ચીજો યાહુદીઓને ઘેર ગીરો

સુકાઇ ગઇ હતી. આ નાણાં ધીરનારાઓમાં મોટો ભાગ યાહુદીઓનો હતો, તોપણ તેમાંના કેટલાક ખ્રીસ્તીઓ હતા. તેમના આચરણ પણ યાહુદીઓ કરતાં જરી પણ ઉતરતાં નહતાં. દુષ્કાળના વખતમાં આ ખેડૂતોના દુઃખો રેઇફીસનના જોવામાં સંપૂર્ણ રીતે આવ્યાં અને તેનું હૃદય તે દુઃખો ટાળવા તરફ દોરાયું. પહેલ વહેલું કામ તેણે એ કર્યું કે ૧૮૪૮ માં તેણે થોડા પૈસા એકઠા કરી સહકારના ધોરણ પર ચલાવવામાં આવતી એક ભઠીયારાની દુકાન કાઢી અને આ દુકાનમાંથી ખેડૂતોને ચાલુ ભાવ કરતાં અડધા ભાવે રોટલા આપવામાં આવ્યા. પછીથી તેણે એક ઢોર ખરીદવાની મંડળી સ્થાપી અને ૧૮૪૯ માં ૩૦૦ પોંડની થાપણથી પહેલી ગ્રામ્ય બેંક સ્થાપી. "પોતાના સિદ્ધાંતના પ્રચારક તરીકે તેનામાં અને શુલ્ઝમાં ઘણો ફરક હતો. સ્વભાવે શાંત, દેખાવ કરવાની વિરૂદ્ધ તથા પોતાની મર્યાદાની અંદર કામ કરવામાં સંતોષ માનનાર હોવાને લીધે પોતાની પ્રવૃત્તિ જાહેર કરવાનો અથવા બુમ બરાડાથી પોતાનાં સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો તેણે પ્રયત્ન કર્યો ન હતો." શરૂઆતમાં આ પ્રવૃત્તિ ઘણીજ ધીરે આગળ વધી. અને બીજી શાખવાળી મંડળી ૧૮૫૪ માં, ત્રીજી ૧૮૬૨ માં, અને ચોથી ૧૮૬૮ મા એવી રીતે ઘણા વર્ષના અંતરે સ્થાપવામાં આવી. ૧૮૮૦ સુધી આ મંડળીઓ સ્થાપવામાં બહુ ઢીલ થઈ પરંતુ ત્યાર પછી મંડળીઓની સ્થાપનાનું કામ આશ્ચર્યકારક ઝડપથી ચાલ્યું. આ મંડળીઓની સંખ્યા ૧૮૮૫ માં ૨૪૫, ૧૮૯૧ માં ૮૮૫ અને ૧૮૯૬ માં ૨૨૦૦ સુધીની હતી. રેઇફીસનને ગામડીઆઓ હેતથી 'બાપુ' કહીને બોલાવતા, અને જ્યારે તે ૧૮૮૯ માં મરી ગયો ત્યારે લગભગ અડધા જર્મનીએ તે પરોપકારી પુરૂષના મરણને લીધે શોક પાળ્યો હતો.

રેઇફીસને ગામડાંઓના ગરીબમાં ગરીબ વર્ગને માટેજ પોતાની બેન્કો કાઢી હતી. તેથી કરીને તેણે શેરનું ભંડોળ અથવા દાખલ ફી રાખ્યાં ન હતાં. જ્યારે ૧૮૮૯ માં કાયદો થવાને લીધે શેર રાખવાનું ફરજીયાત કરવામાં આવ્યું ત્યારે શેરની કીંમત ૧૦ થી ૧૫ માર્ક જેટલી

ઘણીજ ઓછી રાખવામાં આવી હતી અને તે પણ હપતાથી આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. પરંતુ વ્યવહારની ચોકખાઇ અને સભાસદનું ચારિત્ર એ બે બાબતો ઉપર તે ઘણુંજ વજન મૂકતો. મંડળીનો કાર્ય પ્રદેશ તેણે એક જ ગામડાના ( પેરીશના ) વિસ્તારનો રાખ્યો હતો, કે જેથી કરીને સભાસદો એકબીજાને ખરેખર ઓળખી શકે. સભાસદોને દાખલ કરતી વખતે ઘણી ચોક્સાઇ કરવામાં આવતી, અને સારા, નિયમિત વર્તન કરનાર અને સદ્‌ગુણી પ્રમાણિક માણસોનેજ સભાસદ તરીકે દાખલ કરવામાં આવતા. સભાસદોની જવાબદારી અનિયમિત હતી. નાણાં ૧૦ થી ૧૫ વર્ષની મુદત સુધી ઉછીનાં આપવામાં આવતાં, પરંતુ ક્યા કામને માટે નાણાં ઉછીનાં લેવામાં આવતાં તેની બારીક ચોકસી કરવામાં આવતી અને ફક્ત જરૂર પૂરતાંજ નાણાં ઉછીનાં આપવામાં આવતાં. જો બતાવવામાં આવેલાં કામ શિવાયનાં બીજાં કામમાં નાણાંનો ઉપયોગ કરવામાં આવે તો ચાર અઠવાડીયાંની નોટીસ આપીને તે નાણાં પાછાં ખેંચી લેવામાં આવતાં. સભાસદની અંગત જામીનગીરી ઉપર નાણાં ધીરવામાં આવતાં અને સાધારણ રીતે સાથે સાથે બે જામીન પણ લેવાતા. દર ત્રણ મહિને એક તપાસ કરનારી કમિટી ( ઇન્સ્પેકશન કમિટી ) આ જામીનોની સ્થિતિની તપાસ કરતી. જ્યારે કોઇ પણ એક જામીનની સ્થિતિ નબળી પડેલી જણાતી ત્યારે નાણાં ઉછીનાં લેનાર સભાસદને બીજો જામીન ખોળી લાવવાનું કહેવામાં આવતું. હપતા નિયમસર અને મુદતસર ભરવામાં આવે છે કે નહિં, તે ઉપર ખાસ ધ્યાન અપાતું. મંડળીઓની વ્યવસ્થા તદ્દન લોકશાન-નની પદ્ધતિ અનુસાર ચલાવવામાં આવતી અને દરેક સભાસદને કમિ-ટીની ચુંટણી કરવામાં મત આપવાનો અધિકાર હતો. મંડળીનું કાંઇ પણ કામ કરવા બદલ મહેનતાણું આપવામાં આવતું નહિં, ફક્ત શરાફ ( કેશીયર ) નેજ પગાર આપવામાં આવતો. પરંતુ શરાફને નાણાં ઉછીનાં આપવા બાબતમાં કાંઇ પણ મત આપવાનો અધિકાર ન હતો. શેરનું ભંડોળ ફક્ત નામનુંજ હોવાને લીધે, નફાની વહેંચણી થતી ન

હતી. પરંતુ બધો નફો અનામત ખાતે લઇ જવામાં આવતો. આ અનામત ભંડોળ પણ વહેંચવામાં આવતું ન હતું. પરંતુ જ્યારે મંડળી વિખેરી નાંખવામાં આવે ત્યારે આખા ગામના સાર્વજનિક હિત સારૂ તેનો ઉપયોગ કરવામાં આવતો. હિંદુસ્થાનની તથા બીજા દેશોની ગ્રામ્ય મંડળીઓમાં આ બધી વિગતોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

રેઇફીસનની પદ્ધતિની શાખવાળી મંડળીઓએ લોકોમાં સહકારનાં તત્વોનો પ્રચાર કરીને જર્મનીમાં અને બીજે ઠેકાણે જૂદી જૂદી જાતની ખેડૂતોની મંડળીઓ સ્થાપવામાં મદદ કરી છે, દાખલા તરીકે સહકારી અનાજના કોઠારો, સાંચાની ખરીદી તથા એકલી ઉપભોગ કરનારી મંડળીઓ, દ્રાક્ષ ઉગાડનારાઓની દ્રાક્ષ પીલવાની મંડળીઓ, વગેરેની સહકારી ધોરણ ઉપર સ્થાપના કરવામાં આવી છે. જો કે ડેનમાર્કમાં સહકારના ધોરણપર ચલાવવામાં આવતી ખેતીવાડીની મંડળીઓની ઘણીજ ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવેલી છે તોપણ જૂદી જૂદી જાતની ખેડૂતોની મંડળીઓની ઘણી મોટી સંખ્યા જર્મનીમાં જ છે. જે પ્રદેશોમાં રેઇફીસનના ગામની માફક રસકસ વિનાની જમીન અને અડધાં ભૂખ્યાં એવાં માણસો હતાં તેજ પ્રદેશોમાં રસાળ બગીચા અને દ્રાક્ષના લતા-મંડપો તથા મહેનતુ અને સમૃદ્ધિવાન પ્રજા હયાતીમાં આવ્યાં છે.

સને ૧૯૧૩ ના જર્મનની સહકારી મંડળીઓના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| મંડળીની જાત | સંખ્યા | સભાસદોની સંખ્યા |
|---|---|---|
| શાખવાળી મંડળીઓ | ૧૯,૨૦૦ | ૨૬,૦૦,૦૦૦ |
| ખેડૂતોની મંડળીઓ | ૩.૩૦૦ | ૩,૦૦,૦૦૦ |
| વખારો | ૬૦૦ | ૭૫,૦૦૦ |
| ઓજારની મંડળીઓ | ૨,૯૦૦ | ૬૦,૦૦૦ |
| ડેરીઓ | ૩,૪૦૦ | ૩,૨૦,૦૦૦ |
| ઘર સામગ્રી પૂરી પાડનારી મંડળીઓ (સ્ટોર) | ૨,૪૦૦ | ૨૩,૦૦,૦૦૦ |

સરનાંણે: કરતાં, જર્મનીમાં ૩૩,૦૦૦ થી વધારે સહકારી મંડળીઓ હયાતીમાં છે અને આમાંની ૮૦ ટકા જેટલી મંડળીઓ ખેડૂતોની છે. તે મંડળીઓના લગભગ ૬૦,૦૦,૦૦૦ સુધી સભાસદો છે. મંડળીઓના વેપારની કીંમત કરોડોથી અને અબજોથીજ આંકી શકાય. ૧૯૧૨ ની સાલમાં શાખવાળી મંડળીઓમાં મુકાયેલી થાપણો ૧૧,૨૦,૦૦,૦૦૦ પૌંડની હતી અને ૧૯૦૯ ની સાલ આખરમાં આ મંડળીઓએ તેમના સભાસદોને લગભગ ૧૫,૫૦,૦૦,૦૦૦ પૌંડ સુધીની રકમો ધીરી હતી. ૧૯૧૦ માં સહકારી ડેરીઓએ ૧,૬૦,૦૦,૦૦૦ પૌંડની રકમનો માલ તૈયાર કર્યો હતો અને ૧૯૧૩ મા ઘરસામગ્રી પૂરી પાડનારી દુકાનોના માલનું વેચાણ લગભગ-૩,૩૦,૦૦,૦૦૦ પૌંડની કીંમતનું હતું. આ બધી મંડળીઓના કામકાજ ઉપર દેખરેખ રાખવા સારૂ, કાયદા મુજબ તેમના હીસાબની તપાસણી સારૂ, તેમને સીધે રસ્તે દોરવા સારૂ અને સહકારનાં તત્વોનો પ્રચાર કરવા સારૂ સંખ્યાબંધ મધ્યસ્થ મંડળો સ્થપાયેલાં છે અને આ મંડળોની હકુમત કેટલીક વેળા આખા જીલ્લાઓ ઉપર, કેટલીક વખત આખા પ્રાંત ઉપર અને કેટલીક વખત તો આખા દેશ ઉપર પણ હોય છે. શુલ્ઝ ડેલીટઝ મંડળીઓનું ૧૬૦૦ મંડળીઓનું બનેલું એક સામાન્ય યુનીયન છે અને રેઈફીસન મંડળીઓનું ૫૮૦૦ મંડળીઓનું બનેલું એક યુનીયન છે.-હાસનું સ્થાપેલું યુનીયન તો ૧૫,૦૦૦ મંડળીઓનું બનેલું છે. એવાં બીજાં યુનીયનો પણ આસ્તત્વમાં છે. ૧૮૯૫ માં એક સરકાર આશ્રયવાળી સામ્રાજ્યની કેન્દ્રસ્થ બેન્ક બધી જાતની સહકારી મંડળીઓને નાણાં પૂરાં પાડવા, તેમનું એકીકરણ કરવા અને તેમના ઉપર દેખરેખ રાખવા સ્થાપવામાં આવી હતી. રેઇફીસનની મંડળીઓને ખાસ કરીને આ સરકાર તરફની ખલેલ પસંદ પડી ન હતી. તોપણ આ સરકારી બેન્કે ઘણી મંડળીઓને મદદ કરી હતી અને નવી મંડળીઓની સ્થાપનાને બહુ જબરૂ ઉત્તેજન આપ્યું હતું. આ બેન્ક બહુ ગંજાવર થઇ પડી છે અને ૧૯૧૨ માં તેનું કુલ કામકાજ ૮૦,૦૦,૦૦,૦૦૦ પૌંડથી વધારે રકમનું હતું.

## ડેન્માર્ક.

ડેન્માર્કમાં ખેડૂતોની સહકારી સંસ્થાઓની બહુજ ઉત્તમ રીતે ખીલવણી કરવામાં આવેલી છે અને તે જોવાને સારૂ ઘણા દેશોમાંથી પ્રતિનિધિઓ મોકલવામાં આવ્યા છે. ૧૬,૦૦૦ ચોરસ માઇલનો વિસ્તાર બહુ કસ વિનાની જમીન, અને ૨૭–૨૮ લાખ માણસોની વસ્તી હોવા છતાં, ડેન્માર્ક જે ફક્ત ખેતીવાડી ઉપર ગુજરાન ચલાવનારો દેશ છે તે પડોશના હુન્નર ઉદ્યોગવાળા દેશોની જોડે હરીફાઇમાં ટકી રહ્યો છે, એટલુંજ નહિં પણ વસ્તીના પ્રમાણમાં ગ્રેટબ્રીટન બાદ કરીએ તો યૂરોપના દેશોમાં વધારેમાં વધારે સમૃદ્ધિવાન દેશ થઇ પડયો છે. ૧૮૯૫ ની સાલમાં જયારે તેનું ખેતીવાડીનું અને સહકારનું બંધારણ પરિપૂર્ણ થયું ન હતું ત્યારે પણ પ્રજાની દરેક વ્યક્તિને મથાળે તેની વાર્ષિક આવક ૩૨–૬ પૌંડ હતી ( જયારે યુનાઇટેડ કીંગડમની આવક ૩૩–૭ પૌંડ હતી ) અને દેશની મૂડી દરેક માણસને મથાળે ૨૩૦ પૌંડ હતી. ( જયારે ગ્રેટબ્રીટનની મૂડી ૩૦૨ પૌંડ હતી અને ફ્રાન્સની મૂડી ૨૫૨ પૌંડ હતી ) ૧૯૦૮ ની સાલમાં ડેન્માર્ક બ્રીટનમાં ૧,૧૦,૦૦,૦૦૦ પૌંડનું માંખણ, ૫૩,૮૫,૦૦૦ પૌંડનું માંસ, અને ૧૮,૨૫,૦૦૦ પૌંડનાં ઇંડાં મોકલ્યાં હતાં, અને બ્રીટન ફ્કત એકજ દેશ નથી કે જયાં ડેન્માર્ક પોતાના માલની નીકાશ કરતું હોય. હમણાં હમણાંમાં આ આંકડાઓમાં ઘણો વધારો થયેલો છે.

આ સ્થિતિ પ્રાપ્ત કરવામાં ડેન્માર્કને બહુ મર્દાનગીથી ઉન્નત પ્રયાસ કરવા પડયા છે. પચાસ વર્ષ પહેલાં ડેન્માર્ક વિનાશની અણી ઉપર હતું. ૧૮૬૦ ની જર્મન જોડેની ખૂનખાર લડાઇમાં શ્લેસ્વીગ અને હોલ્સ્ટીન નામના બે અતિ ફળદ્રુપ પ્રાંત ડેન્માર્ક ખોઇ બેઠું અને તેને ભાગ ફકત જટલેન્ડ અને બાલ્ટીક સમુદ્રના થોડા ટાપુઓજ રહ્યા. આ પ્રદેશનો મોટો ભાગ પણ ખાડાખાબોચીયાં, રેતાળ પ્રદેશ અને એવાં જંગલોથી ભરપૂર હતો કે જયાં પવન અને તોફાન શિવાય બીજું કાંઇ

શક્ય ન હતું. તેનાં ઢોર બહુ કથળેલાં હતાં, અને બહુ થોડું દુધ દેતાં. માખણ પણ જૂની રીતથી કાઢવામાં આવતું અને ઉંચી જાતનું નીપજતું ન હતું. અધૂરામાં પૂરૂં અમેરિકાથી પુષ્કળ ઘઉંની નીકાશ થવાને લીધે ડેન્માર્ક જે ખાસ ઘઉંની નીકાશ ઉપરજ પોતાના નિર્વાહ ચલાવતું હતું તેના ઘઉંની કીંમતમાં ઘણો ઘટાડો થયો. આવા વિપરીત સંજોગો છતાં ડેન્માર્કે અનહદ હીંમતથી કામ લીધું અને કાંઇ પણ સાધન ન હતાં તે છતાં તેણે વેપાર રોજગારમાં અંકાવવા લાયક પ્રજાની સ્થિતિ સંપાદન કરી.

ડેન્માર્કના લોકોએ પહેલવહેલું જે કામ કર્યું તે એ હતું કે ૫૦૦૦ ચોરસ માઇલ જેટલી દરીયા કીનારાની રેતાળ જમીન હતી તેને ખેડવા લાયક બનાવી. ૧૮૬૬ માં ડેન્માર્કની જંગલ પ્રદેશની મંડળી ( Danish Heath Society ) સ્થાપવામાં આવી, રસ્તાઓ અને રેલ્વેઓ બનાવવામાં આવ્યાં, બગીચાઓ બનાવવામાં આવ્યા, નહેરો બાંધવામાં આવી, અને થોડા વરસમાં તો લગભગ ૧૦,૦૦,૦૦૦ એકર જમીન ખેતીવાડીને લાયક બનાવી દેવામાં આવી, બીજું પગલું લોકોએ ભર્યું તે ડેરીનો ઉદ્યોગ સુધારવાનું હતું. પહેલાં ખેડૂતો પોતાનું માખણ પોતે દરેક જૂદું જૂદું બનાવતા હતા અને તેથી એકજ જાતનું અને તાજું માખણ બનતું ન હતું. આ માખણને ઉઘરાવીને તેઓ પરદેશ મોકલતાં. આ રીતમાં સુધારો કરવામાં આવ્યો, અને માખણ બનાવવાના સાંચા સ્થાપવામાં આવ્યા, જયાં ખેડૂતોને ફક્ત પોતાનું ક્રીમ લાવવું પડતું. આથી કરીને ખેડૂતોનો વખત બચવા લાગ્યો, મહેનતમાં પણ ઉગારો થયો, અને માખણ પણ એકજ જાતનું નીકળવા લાગ્યું. વધારેમાં વધારે સુધારો તો ત્યારે થયો કે જયારે માખણ બનાવવાના સાંચામાં ક્રીમ કાઢવાનો સાંચો પણ ઉમેરવામાં આવ્યો. કારણકે, આ નવા સાંચામાં તો ખેડૂતને પોતાનું દુધ જેવું નીકળે તેવુંજ લાવવું પડતું અને તે દુધમાંથી તુરત જ માખણ બનાવવામાં આવતું તથા સાંચાનું દુધ જાનવરોને ખવડાવવા સારૂ તુરત જ ખેડૂતોને પાછું આપવામાં

આવતું. સારા સારા વિજ્ઞાનશાસ્ત્રીઓની શોધો અનુસાર જેમ જેમ ઉપર જણાવેલી સુધારણાઓ થતી ગઈ તેમ તેમ વધારામાં વિજ્ઞાન શાસ્ત્રીઓની શોધખોળોનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં લોકોને મદદ કરવા સારૂ રાષ્ટ્રીય અને ખેતીવાડીના શિક્ષણની વ્યવહારિક યોજનાઓ પણ જોડે જોડે ઘટાતી ગઇ. જમીનની મહેસુલ વિગેરેમાં પણ સારા સુધારા કરવામાં આવ્યા. વળી દુધ આપવામાં અને માંસ વિગેરેની વધુ ઉત્પત્તિ કરવામાં જેમ વધુ પ્રમાણમાં અને ઉત્તમ પ્રતિનો માલ ઉત્પન્ન થઈ શકે તેવી રીતે ઢોરોની સુધારણા પણ હાથમાં લેવામાં આવી. કેટલાક અખતરા કર્યા પછી એવું ખોળી કાઢવામાં આવ્યું કે જૂનાં ડેન્માર્કનાં ઢોર અને શ્લેસ્લીગ–હોલ્સ્ટીનની એક ઢોરની જાત એ બન્નેની મિશ્ર ઓલાદ ઉત્પન્ન કરવામાં આવે તો ઉત્તમ જાતનાં ઢોર પેદા કરી શકાય, અને આ શોધની અનુસાર થોડા વખતમાં જૂનાં ઢોરને બદલે આ નવી જાતાનાં ઢોર બધે ઠેકાણે મૂકી દેવામાં આવ્યાં.

આ બધા સુધારાનુ તાત્કાળિક પરિણામ એ આવ્યું કે ડેન્માર્કમાં જૂદી જૂદી જાતની સહકારી સંસ્થાઓ ઘણા મોટા પ્રમાણમાં સ્થાપવામાં આવી. આ સંસ્થાઓ ડેન્માર્કમાં કુદરતી રીતે જ આપોઆપ ઉગી નીકળી જણાય છે કારણ કે ડેન્માર્કમાં કોઇ રેઇફીસન અથવા પ્લન્કેટ ન હતો, સહકાર તત્વોનો પ્રચાર કરવા સારૂ કોઇ કટિબદ્ધ પ્રચારક પણ ન હતો. અને એવી પ્રચાર કરનારી મંડળીઓ પણ ન હતી. ડેન્માર્કના ખેડૂતો ઘણી ઉંચી કેળવણીવાળા અને ઘણા હોંશીયાર હોવાને લીધે, અમુક સંસ્થા તેમના હિતને વાસ્તે છે એવો તેમનો નિશ્ચય થાય તો તેઓ તેને માટે એકત્ર થવામાં જરાપણ આનાકાની કરે એવા નથી એમ જણાયું છે. દુનીયાના કોઇ પણ દેશમાં સહકાર ડેન્માર્કના જેવી સંપૂર્ણતાથી ખીલવવામાં આવ્યું નહિ હોય. જૂદાં જૂદાં કામ સારૂ વિવિધ જાતની મંડળીઓ સ્થાપવામાં આવી છે, જેમ કે; બી, ખાતર, ખાધા ખોરાકીનો સામાન, ઓજાર અને બીજી જરૂરીયાતની ચીજોની ખરીદી સારૂ ઢોર, ઘોડા, ડુક્કર અને મરઘાં બતકાં ઉછેરવા સારૂ

ઢોર ઢાંખર, માખણ, માંસ અને ઈંડાંના વેચાણ સારૂ, ઢોર ઢાંખરની જાત સુધારવા અને તેમનો વીમો ઉતારવા સારૂ, મધમાંખીના ઉછેર સારૂ: અને ફળ ફૂલ આદિ ઉગાડનારા અને મરઘાં બતકાં રાખનારા ખેડૂતો સારૂ. તે ઉપરાંત બીજી એવી નિયામક મંડળીઓ ( control societies ) પણ છે કે જેઓ દરેક ગાયના આપેલા દુધમાંથી ઉપજતા માખણની તથા તે દુધની જાત વિગેરેની ચોકસ ગણત્રી કરે છે. અને ગાય જે ખોરાક ખાય છે તેના પ્રમાણમાં આ ઉત્પન્ન કેટલી છે તેનું પ્રમાણ ખોળી કાઢે છે. આ ગણત્રી ઉપરથી તે નિયામક મંડળીઓ જે ગાયો વાછરડાંની ઉત્પત્તિ સારૂ ચુંટી કાઢવા જેવી જણાય તેવી ગાયોને ખોળી કાઢે છે. અને જે ગાયો નફો આવે તેવી ન જણાય તેવી ગાયોને દૂર કરવાની તજવીજ કરે છે. માલની આયાત અને નિકાશની બાબતમાં પણ દલાલની દલાલી કાઢી નાંખવામાં આવી છે. મોટો ખેડૂત જે ભાવથી અને જેટલા ફાયદાથી પોતાનો માલ વેચી શકે તેવીજ રીતે ન્હાનો ખેડૂત પણ સહકારી મંડળીઓ મારફત પોતાનો માલ વેચી શકે છે; એટલું જ નહિ પણ મોટા ખેડૂતો પણ આવી મંડળીઓના સભાસદો થવા લાગ્યા છે. આવું શુભ પરિણામ કોઇ પણ દેશમાં આવ્યું હોય તો તે ફક્ત ડેન્માર્કમાં. સહકારની પ્રગતિનું એક મુખ્ય લક્ષણ એ છે કે દરેક બારીકમાં બારીક કામ સારૂ પણ સહકારી મંડળીઓ સ્થાપામાં આવી છે. અને આ પ્રકારની સ્થિતિ ખેડૂતોની અંદર ઉંચી પ્રતિની કેળવણીની અને આવી મંડળીઓની વ્યવસ્થા કરનાર માણસોની છૂટને લઇનેજ પ્રાપ્ત થઇ શકી છે. એક ન્હાનો ખેડૂત જૂદી જૂદી જાતની ખેડૂતોની મંડળીઓનો સભાસદ હોવા ઉપરાંત આવી આઠ દશ સહકારી મંડળીઓનો સભાસદ હોય છે; પોતાનું દુધ એક મંડળી મારફત વેચે છે; માંસ બીજી મંડળી મારફત વેચે છે, ઈંડાં ત્રીજી મંડળી મારફત વેચે છે; પોતાની જરૂરીયાતો ચોથી મંડળી મારફત ખરીદે છે વિગેરે વિગેરે. ઢોર ઢાંખર અને તેમાંથી ઉત્પન્ન થતી ચીજોની સહકારી મંડળીઓ વેચાણ કરવાની રીત ખેડૂતને એટલી બધી

ફાયદાકારક માલૂમ પડી છે કે ૧૮૮૦ ની સાલની માફક ખેડૂત નીકાશ કરવા સારૂ અનાજ ઉત્પન્ન કરવાને બદલે ઉલટું ઘણી વેળાએ પોતાની ખોરાકી સારૂ જોઇતા અનાજની આયાત કરે છે. વેદના સમયના આર્યોની જેમ ગાય એક સમૃદ્ધિનું સાધન હતી તેવીજ રીતે ડેન્માર્કના ખેડૂતને ગાય રાષ્ટ્રીય સમૃદ્ધિનું એક મુખ્ય સાધન થઇ પડી છે.

ડેન્માર્કની અંદર પહેલવહેલી સહકારી મંડળી સ્થપાઇ તે ૧૮૬૬ માં ઈંગ્લાન્ડની રોકડેલની ઘર સામગ્રી પૂરી પાડનારી મંડળીના ધોરણ ઉપર સ્થપાઇ. હમણાં ૧૫૦૦ કરતાં વધારે સંખ્યાની ઘર સામગ્રી પૂરી પાડનારી મંડળીઓ હયાતીમાં છે. અને ગ્રેટબ્રીટનની પ્રથાથી ઉલટું આ મંડળીઓ ગામડાંના લોકોની જરૂરીયાતો પૂરી પાડે છે. પહેલ વહેલી ડેરી મંડળી ૧૮૮૨ માં સ્થપાઇ, અને પહેલવહેલી માંસની મંડળી ૧૮૮૭ માં સ્થપાઈ. ૧૯૧૩ માં લગભગ ૧૨૦૦ ડેરી મંડળીઓ હતી અને દરેક ગામડાના પ્રદેશ દીઠ એકની રાશ આવતી. સામાન્ય રીતે લગભગ ૧૫૦ ખેડૂતો એક માખણ બનાવવાની મંડળી કાઢે છે અને આનો ખર્ચ આશરે ૧૨૦૦ પૌંડ થાય છે. દરેક સભાસદ આઠ પૌંડનો એક શેર ખરીદે છે, પરંતુ તેનાં નાણાં તેને રોકડાં આપવાં પડતાં નથી. ખેડૂતોની શાખ એટલી સારી છે કે કોઇ પણ નાણાં ધીર-નારી સંસ્થા પછી ભલે તે સહકારી ધોરણવાળી હોય કે બીજી જાતની હોય તોપણ તે સભાસદોની જામીનગીરી ઉપર નાણાં ધીરે છે. અને ઉછીનાં લીધેલાં નાણાં મંડળીના નફામાંથી પાછા આપવામાં આવે છે. આવી જ રીતે વધારે ભંડોળવાળી માંસની મંડળીઓ પણ કાઢવામાં આવે છે. ૧૯૦૯ માં સહકારી મંડળીઓના આંકડા નીચે પ્રમાણે હતાઃ—

| | મંડળીઓની સંખ્યા. | સંભાસદોની સંખ્યા. |
|---|---|---|
| માખણ બનાવનારી મંડળીઓ | ૧,૧૫૭ | ૧,૫૭,૦૦૦ |
| માંસની મંડળીઓ | ૩૪ | ૯૫,૦૦૦ |
| ઢોરની નીકાશ કરનારી મંડળીઓ | | ૮૪,૦૦૦ |

| | | |
|---|---|---|
| ઇંડા નીકાશ કરનારી મંડળીઓ | ૫૫૦ | ૫૨,૦૦૦ |
| ઘોડા ઉછેરનારી મંડળીઓ | ૨૭૦ | ૨૧,૫૦૦ |
| ઢોર ઉછેરનારી મંડળીઓ | ૧,૨૬૦ | ૩૧,૩૦૦ |
| ડુક્કર ઉછેરનારી મંડળીઓ | ૨૫૩ | ૬,૪૩૦ |
| ઘેટાં ઉછેરનારી મંડળીઓ | ૧૦૨ | ૮૫૦ |
| નિયામક મંડળીઓ | ૫૧૯ | ૧૨,૦૦૦ |

આ મંડળીઓ ઉપરાંત ૧૯૧૪ માં ૧૫૬૫ ઘર સામગ્રી પૂરી પાડનારી મંડળીઓ હતી. ૬૦ ઉપરાંત મધમાંખ ઉછેરનારી મંડળીઓ હતી અને મોટી સંખ્યામાં વીમો ઉતારનારી મંડળીઓ તથા ફળફૂલ ઉગાડનાર અને મરઘાં બતકાં ઉછેરનાર ખેડૂતોની મંડળીઓ પણ હતી. માંસની મંડળીઓની સંખ્યા પણ વધીને ૪૬ જેટલી થઇ હતી અને કુલે ૮૮,૦૦,૦૦૦ પૌંડની કીંમતનું માંસ તેમણે ઉત્પન્ન કર્યું હતું. તેજ સાલમાં ૧૧૯૦ માખણ બનાવનારી મંડળીઓ હતી, જેમાં ૧,૬૨,૪૦,૦૦૦ પૌંડની કીંમતનું માખણ બનાવવામાં આવ્યું હતું. ૧૯૧૩ માં સહકારી મંડળીઓની કુલ સંખ્યા ૫૦૦૦ ઉપર હતી. દેશના આયાત તથા નીકાશના વેપારનો લગભગ અરધા ઉપરનો ભાગ સહકારી મંડળીઓના હાથમાં છે.

ડેન્માર્કને થયેલા સહકારના ફાયદા બતાવવા સારૂ એટલું જણાવવું બસ થઇ પડશે કે જ્યારે ૧૮૮૨ માં ન્હાના ખેડૂતના માખણની કીંમત મોટા ખેડૂતના માખણની જેટલી કીંમત ઉપજતી તેના કરતાં ૩૩ ટકા ઓછી ઉપજતી ત્યારે ૧૯૦૯ માં મોટા ખેડૂતોની મંડળીઓ કરતાં ન્હાના ખેડૂતોની મંડળીઓ માખણ બનાવવાના વધારે ચાંદ અને ઇનામો જીતી ગઇ હતી. ઉપરાંત ૧૮૮૨ માં નાના ખેડૂતો હલકી જાતનું માખણ બનાવતા હતા. પણ સહકારી મંડળીઓની સ્થાપના પછી આ સ્થિતિ બદલાઇ ગઇ છે. દુધની પેદાશમાં પણ બહુ જાણવા યોગ્ય સુધારો થયો છે. જ્યારે ૧૮૯૮ માં દરેક ગાય દીઠ સરેરાશ

વરસનું ૨૦૪૧ કીલો (૧ કીલો=૨.૨ રતલ) દુધ ઉપજતું હતું ત્યારે ૧૯૦૮ માં દુધની રાશ ગાય દીઠ ૨૬૬૧ કીલો જેટલી હતી. નિયામક મંડળીઓની અગત્ય પણ આટલાથી માલુમ પડશે કે ૧૯૦૧ માં નિયામક મંડળીઓની દેખરેખ નીચેની ગાયોનું દુધ ગાય દીઠ સરેરાશ ૫૭૫૬ ડેન્માર્કના રતલ જેટલું હતું. (૧૦૧.૬ ડેન્માર્કના રતલ=૧૧૨ ઇંગ્રેજી રતલ) જયારે નિમાયક મંડળીઓની દેખરેખ બહારની ગાયોનું દુધ ગાય દીઠ સરેરાશ ૫૧૨૦ ડેન્માર્કના રતલ જેટલું હતું. એવીજ રીતે ઇંડાંની જાત અને ઉત્પન્નમાં પણ ઘણો જાણવા યોગ્ય ફેરફાર કરવામાં આવ્યો છે. આથી કરીને ઢોરઢાંખર, મરઘાંબતકાં અને બીજા જાનવરની સંખ્યામાં વધારો કરવામાં આવ્યો છે એટલુંજ નહિં પણ તેમની જાતમાં અને ઉત્પન્નમાં પણ ઘણો સુધારો કરવામાં આવ્યો છે.

## આયર્લેન્ડ.

આયર્લેન્ડમાંની સહકારી પ્રગતિ આપણને હિંદુસ્થાન વાસીઓને ખાસ નોંધ કરવા લાયક છે. કારણ આયર્લેન્ડની આર્થિક અને રાજકીય સ્થિતિ મોટે ભાગે હિંદુસ્થાનને મળતી છે. હિંદુસ્થાનની માફક આયર્લેન્ડ મુખ્યત્વે કરીને ખેતીવાડી ઉપર નિભાવ કરનાર દેશ છે અને તેની પોણા ભાગની વસ્તી ખેતી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. આ વસ્તી ગરીબ, અભણ અને અવ્યવસ્થિત છે, જો કે આ બધી બાબતોમાં તેની સ્થિતિ હિંદુસ્થાન કરતાં જરા સારી છે. આયર્લેન્ડની ખેતીની પેદાશ હરવખત ઇંગ્લાંડના બજારમાં વેચાતી પરંતુ જેમ જેમ ઇંગ્લાંડમાં કારખાનાઓની સ્થાપનાને લીધે વેપારી નીતિરીતિનો વધારો થતો ગયો તેમ તેમ ઇંગ્લાંડના લોકો વધારે વેપારી બુદ્ધિવાળા થયા અને બજારમાં જે ચીજો વેચાતી તેની જાત અને છતમાં વધુને વધુ નિયમિતતા અને એકતા માંગવા લાગ્યા. આયર્લેન્ડના લોકોમાં વેપારી નીતિરીતિ ખીલવવામાં આવેલી ન હોવાને લીધે તેઓ ઇંગ્લાંડના બજારમાં પોતાનો માલ બરાબર ન લાવી શક્યા અને ડેન્માર્કના લોકોએ

| | | |
|---|---|---|
| ઈંડા નીકાશ કરનારી મંડળીઓ | ૫૫૦ | ૫૨,૦૦૦ |
| ઘોડા ઉછેરનારી મંડળીઓ | ૨૭૦ | ૨૧,૫૦૦ |
| ઢોર ઉછેરનારી મંડળીઓ | ૧,૨૬૦ | ૩૧,૩૦૦ |
| ડુક્કર ઉછેરનારી મંડળીઓ | ૨૫૩ | ૬,૪૩૦ |
| ઘેટાં ઉછેરનારી મંડળીઓ | ૧૦૨ | ૮૫૦ |
| નિયામક મંડળીઓ | ૫૧૯ | ૧૨,૦૦૦ |

આ મંડળીઓ ઉપરાંત ૧૯૧૪ માં ૧૫૬૫ ઘર સામગ્રી પૂરી પાડનારી મંડળીઓ હતી. ૬૦ ઉપરાંત મધમાંખ ઉછેરનારી મંડળીઓ હતી અને મોટી સંખ્યામાં વીમો ઉતારનારી મંડળીઓ તથા ફળફૂલ ઉગાડનાર અને મરઘાં બતકાં ઉછેરનાર ખેડૂતોની મંડળીઓ પણ હતી. માંસની મંડળીઓની સંખ્યા પણ વધીને ૪૬ જેટલી થઇ હતી અને કુલે ૮૮,૦૦,૦૦૦ પૌંડની કીંમતનું માંસ તેમણે ઉત્પન્ન કર્યું હતું. તેજ સાલમાં ૧૧૯૦ માખણ બનાવનારી મંડળીઓ હતી, જેમાં ૧,૬૨,૪૦,૦૦૦ પૌંડની કીંમતનું માખણ બનાવવામાં આવ્યું હતું. ૧૯૧૩ માં સહકારી મંડળીઓની કુલ સંખ્યા ૫૦૦૦ ઉપર હતી. દેશના આયાત તથા નીકાશના વેપારનો લગભગ અડધા ઉપરનો ભાગ સહકારી મંડળીઓના હાથમાં છે.

ડેન્માર્કને થયેલા સહકારના ફાયદા બતાવવા સારૂ એટલું જણાવવું બસ થઇ પડશે કે જ્યારે ૧૮૮૨ માં ન્હાના ખેડૂતના માખણની કીંમત મોટા ખેડૂતના માખણની જેટલી કીંમત ઉપજતી તેના કરતાં ૩૩ ટકા ઓછી ઉપજતી ત્યારે ૧૯૦૯ માં મોટા ખેડૂતોની મંડળીઓ કરતાં ન્હાના ખેડૂતોની મંડળીઓ માખણ બનાવવાના વધારે ચાંદ અને ઇનામો જીતી ગઇ હતી. ઉપરાંત ૧૮૮૨ માં નાના ખેડૂતો હલકી જાતનું માખણ બનાવતા હતા. પણ સહકારી મંડળીઓની સ્થાપના પછી આ સ્થિતિ બદલાઇ ગઇ છે. દુધની પેદાશમાં પણ બહુ જાણવા યોગ્ય સુધારો થયો છે. જ્યારે ૧૮૯૮ માં દરેક ગાય દીઠ સરેરાશ

વરસનું ૨૦૪૧ કીલો (૧ કીલો=૨.૨ રતલ) દુધ ઉપજતું હતું ત્યારે ૧૯૦૮ માં દુધની રાશ ગાય દીઠ ૨૬૬૧ કીલો જેટલી હતી. નિયામક મંડળીઓની અગત્ય પણ આટલાથી માલુમ પડશે કે ૧૯૦૧ માં નિયામક મંડળીઓની દેખરેખ નીચેની ગાયોનું દુધ ગાય દીઠ સરેરાશ ૫૭૫૬ ડેન્માર્કના રતલ જેટલું હતું. (૧૦૧.૬ ડેન્માર્કના રતલ=૧૧૨ ઇંગ્રેજી રતલ) જયારે નિમાયક મંડળીઓની દેખરેખ બહારની ગાયોનું દુધ ગાય દીઠ સરેરાશ ૫૧૨૦ ડેન્માર્કના રતલ જેટલું હતું. એવીજ રીતે ઈંડાંની જાત અને ઉત્પન્નમાં પણ ઘણો જાણવા યોગ્ય ફેરફાર કરવામાં આવ્યો છે. આથી કરીને ઢોરઢાંખર, મરઘાંબતકાં અને બીજા જાનવરની સંખ્યામાં વધારો કરવામાં આવ્યો છે એટલુંજ નહિં પણ તેમની જાતમાં અને ઉત્પન્નમાં પણ ઘણો સુધારો કરવામાં આવ્યો છે.

## આયર્લૅન્ડ.

આયર્લૅન્ડમાંની સહકારી પ્રગતિ આપણને હિંદુસ્થાન વાસીઓને ખાસ નોંધ કરવા લાયક છે. કારણ આયર્લૅન્ડની આર્થિક અને રાજકીય સ્થિતિ મોટે ભાગે હિંદુસ્થાનને મળતી છે. હિંદુસ્થાનની માફક આયર્લૅન્ડ મુખ્યત્વે કરીને ખેતીવાડી ઉપર નિભાવ કરનાર દેશ છે અને તેની પોણા ભાગની વસ્તી ખેતી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. આ વસ્તી ગરીબ, અભણ અને અવ્યવસ્થિત છે, જો કે આ બધી બાબતોમાં તેની સ્થિતિ હિંદુસ્થાન કરતાં જરા સારી છે. આયર્લૅન્ડની ખેતીની પેદાશ હરવખત ઈંગ્લાંડના બજારમાં વેચાતી પરંતુ જેમ જેમ ઇંગ્લાંડમાં કારખાનાઓની સ્થાપનાને લીધે વેપારી નીતિરીતિનો વધારો થતો ગયો તેમ તેમ ઈંગ્લાંડના લોકો વધારે વેપારી બુદ્ધિવાળા થયા અને બજારમાં જે ચીજો વેચાતી તેની જાત અને છતમાં વધુને વધુ નિયમિતતા અને એકતા માંગવા લાગ્યા. આયર્લૅન્ડના લોકોમાં વેપારી નીતિરીતિ ખીલવવામાં આવેલી ન હોવાને લીધે તેઓ ઈંગ્લાંડના બજારમાં પોતાનો માલ બરાબર ન લાવી શક્યા અને ડેન્માર્કના લોકોએ

ઉંચી જાતની ખેતીવાડીની કેળવણી અને વ્યવસ્થાને પરિણામે ઈંગ્લાંડનો બજાર હાથ કર્યો. આજ અરસામાં અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સમાં મીસીસીપીની ખીણની વણખેડેલી જમીનના શરૂ થયેલા નવા ખેડાણને લીધે અમેરિકાનો પુષ્કળ અને જથાબંધ માલ બહુજ સસ્તા ભાવથી ઇંગ્લાંડના બજારમાં આવવા લાગ્યો. આથી કરીને આયર્લૅન્ડના ખેડૂતોને પોતાના ધંધામાંથી ગુજરાન ચલાવવું ઘણું અઘરૂં થઇ પડયું. તેથી કરીને તેણે દેશ પરદેશ તરફ પ્રયાણ કર્યું અને ઘણા ખેડૂતો યુનાઇટેડ સ્ટેટ્-સનાં શહેરોમાં વસવાટ કરવા ચાલ્યા ગયા. તેવીજ રીતે ઘણી હોંશીયાર જુવાન સ્ત્રીઓ પણ અમેરિકામાં જઇને વસી. પરિણામે ગામડાંઓનો પ્રદેશ નિર્જન થઇ ગયો. આયર્લૅન્ડના દેશહિતેચ્છુઓએ કેવી રીતે ગામડાંઓનું જીવન વધારે આકર્ષક બનાવવું, કેવી રીતે ગામડાંઓ-માંથી શહેર તરફ જતો વસ્તીનો પ્રવાહ અટકાવીને પાછો ગામડાં તરફ વાળવો અને દેશની વસ્તી ઓછી કરનાર પરદેશનો વસવાટ કેવી રીતે બંધ પાડવો એ મુખ્ય બાબતોમાં પોતાનું ધ્યાન પરોવ્યું.

આયર્લૅન્ડના નેતાઓને એટલી તો ખબર હતી કે ગામડાંઓમાંથી શહેર તરફ જવાની અને શહેરોમાં વસવાટ કરવાની વૃત્તિ ફક્ત આય-ર્લૅંડમાંજ જણાતી એવું ન હતું. આ વૃત્તિ બધા ઇંગ્રેજી ભાષા બોલનારા દેશોમાં એક સરખી ચાલુ હતી અને અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ તે હતી; જ્યાં નવા વસાવેલા પશ્ચિમના પ્રદેશોમાં ખેતીવાડીને ઘણી અનુકૂળ પડતી સ્થિતિ હોવા છતાં હજારો ખેડૂતો ખેતરો છોડીને શહેર તરફ નાસવા માંડયા હતા અને મીલોના કામદારો બનવા લાગ્યા હતા. આ શહેર તરફ પ્રયાણ કરવાની વૃત્તિનું કારણ એ હતું કે ગામડાંઓમાં ન મળે તેવા આર્થિક, માનસિક, સામાજીક અને રાજકીય આકર્ષણ શહેરોમાં હતાં. મીલમાં કામ કરતો કામદાર શહેરમાં જેટલો પગાર મેળવતો તેના કરતાં થોડો પગાર મેળવવા સારૂ ખેતર ઉપર કામ કરનારા મજૂરને વધારે સખત અને વધારે લાંબો વખત સુધી કામ કરવું પડતું. તેમજ ખેતર ઉપર કામ કરનારા મજૂરોની પાસે

પૈસો, વખત, જોગ અથવા મનને નિવૃત્તિ આપવા સારૂ હોંશીયાર સાથીઓ પણ ન હતા. રાજકીય વિષયોનાં ઉચ્ચ પદ મેળવવાનો અભિલાષ, અથવા સારો પૈસો એકઠો કરવા વ્યવસાય ગામડાંઓમાં શક્ય ન હતો. પહેલવહેલાં તો એમ ધારવામાં આવ્યું કે ખેડૂતને પોતાની જમીનની માલકી બક્ષવામાં આવે તો આયર્લેંડની આ સ્થિતિમાં સુધારો થઈ શકે, અને તેથી આ ધારણાને અમલમાં મુકવા સારૂ પાર્લામેન્ટ તરફથી કેટલાક કાયદા પસાર કરવામાં આવ્યાં. પરંતુ આ પગલાંનું પણ કંઈ સંતોષકારક પરિણામ ન આવવાથી આયર્લેંડના સુધારકો એવા નિશ્ચય ઉપર આવ્યા કે ગામડાંઓમાં ઉત્તમ પ્રતિની આત્મિક, માનસિક અને સામાજીક સ્થિતિ કેળવી શકાય એવી પરિસ્થિતિ ઉભી કરવાથીજ ગામડાંઓની સ્થિતિ સુધરશે અને તેથી તેઓએ "ઉત્તમ ખેતી, ઉત્તમ વેપાર અને ઉત્તમ રહેણીકરણી" એ સૂત્ર આદર્યું. આ હેતુ પાર પાડવા સારૂ તેઓએ સહકારને સાધન તરીકે વાપરવાનો વિચાર કર્યો.

તેઓએ 'ઉત્તમ વેપાર' થી શરૂઆત કરી. આયર્લેન્ડનો ખેડૂત દલાલો અને નાણાં ધીરનાર શાહુકારોના હાથમાં હતો. ન્હાના ખેડૂતને શાખની ખાસ જરૂર હોય છે અને આયર્લેન્ડની પોણા ભાગની વસ્તી ન્હાના ખેડૂતોની હોવાથી તેમની જરૂરીયાતો પૂરી પાડવા સારૂ શાહુકારોએ પોતાનો ધંધો સર્વે ઠેકાણે જમાવી દીધો હતો. ઘણી વખત આ ધંધા સાથે શાહુકારો બીજો ધંધો પણ કરતા. દક્ષિણના પ્રદેશોમાં માખણ વેચનાર વેપારી ખેડૂતોને દશ ટકા વ્યાજે નાણાં ધીરતો. અને એવી શરત કરતો કે ખેડૂતોએ પોતાનું માખણ તેને એકલાને જ વેચી જવું. શાહુકાર આ લોકોનું માખણ બીજા લોકોના માખણ કરતાં ઘણા ઓછા ભાવે વેચાણ લેતો અને માખણની જાતના પણ પોતાને ફાવે તેવા વડ પાડતો. આ શાહુકારો ઉપરાંત કેટલીક ખાનગી નાણાં ધીરનારી પેઢીઓ પણ હતી અને આ વર્ગમાં કેટલીક સદ્ધર બેન્કોનો પણ સમાવેશ થતો. આ પેઢીઓ વ્યાજનો દર ઓછો રાખતી; પરંતુ તેમની

બીજી શરતો ખેડૂતોને અનુકૂળ આવતી ન હતી. ફક્ત ત્રણ કે ચાર મહિનાની ટૂંકી મુદત સારૂ નાણાં ધીરવામાં આવતાં અને તેથી વારે વારે ખાતાં લખાવવા પડતાં. નાણાં ઉછીનાં લેનાર ખેડૂતોની રહેઠાણની જગ્યાથી ઘણે દૂર શહેરોમાં આ પેઢીઓ પોતાની બેઠક રાખતી. અને નાણાં ધીરતી વખતે ઓછામાં ઓછા બે જામીન માંગતી. આથી કરીને પહેલવહેલાં નાણાં ઉછીનાં લખાવવા સારૂ પણ ગામમાંથી શહેર તરફ જવાનો પોતાનો ખરચ, જામીનોનો ખરચ અને તે ઉપરાંત તેમને સારૂ ખાવાપીવાનું આપી ખુશમીજાજમાં રાખવા સારૂ કરવા પડતાં પ્રયત્ન બધું ગણત્રીમાં લઇએ તો આ નાણાં લગભગ ૨૦ થી ૩૦ ટકા જેટલા વ્યાજે પડતાં. આ ઉપરાંત ત્રીજું નાણાં ધીરનારી સંસ્થા ગામડાંના દુકાનદારોની હતી, આ દુકાનદારો ખેડૂતોને પોતાને ત્યાંથી ચીજો ઉધાર લઇ જવા દેતા અને માલની કીંમતનાં નાણાં ખેડૂતો સગવડે આપી શકે તેમ રાહત આપતા. આ દુકાનદારો એવી પેરવી કરતા કે જેથી ખેડૂતો તેમના મોટી રકમના દેવાદાર રહે અને બાંધી ઘરાકી થવાને લીધે આપવામાં આવતાં માલની કીંમત અથવા જાત સંબંધી કાંઈ પણ તકરાર ઉઠાવી શકે નહિં પરંતુ દુકાનદાર ખેડૂતને તેની જરૂરીયાતની ચીજો વેચતો એટલુંજ નહિ પરંતુ તેની પાસેથી ઢોર, ડુક્કર, માખણ, ઇંડાં, બટેટા વિગેરે ખેતરની ઉત્પન્ન વેચાતી લેતો અને આમ બન્ને રસ્તે ખેડૂતની વેતરણ કરતો. રોકડનો ધંધો ઘટી જઇને ચીજ સાટે ચીજ આપવાનો રીવાજ નીકળતો, અને એક અર્થ-શાસ્ત્રીએ તપાસ કરતાં ખોળી કાઢયું છે કે આવી રીતે ખેડૂતો જે ચીજો દુકાનદારોને વેચતા તેમાં તેઓને માલની અડધી કીંમત પણ ઉપજતી નહતી.

આવી જ રીતે ખેડૂતોને તેમનાં ઢોર, ઘોડા, ડુક્કર ઇત્યાદિ જાનવરોના વેચાણમાં પણ ઘણી નુકશાની ભોગવવી પડતી. મેળાઓ વખતે ખેડૂતો દલાલોને ઢોર વેચતા, દલાલો તે ઢોર જથાબંધ વેપારીઓને વેચતા અને જથાબંધ વેપારીઓ ઇંગ્લાંન્ડના બજારમાં તે ઢોરનાં નાણાં

ઉપજાવતા. જો ખેડૂત દલાલની કીંમત કબૂલ ન કરે તો દલાલ ખેડૂતની પાછળ પોતાના બે સાગરીતો મૂકી દેતો. આયર્લૅન્ડમાં એવો રિવાજ હતો કે જયાં સુધી ખેડૂત પાસે એક ઘરાક ઉભો હોય ત્યાં સુધી બીજો ઘરાક તેની પાસે માલની માંગણી કરવા ન જઇ શકે. તેથી એક સાગરીત ખેડૂતની જોડે ને જોડે અડયો રહેતો કે જેથી કોઇ નવો ઘરાક ખેડૂત પાસે આવી શકે નહિ. ત્યારે બીજો સાગરીત ખેડૂતને એવું સમજાવવાનો પ્રયત્ન કરતો કે ત્હારા ઢોરની કીંમત તું ધારે છે તેના કરતાં ઘણીજ ઓછી છે. આવી રીતે ખેડૂત છેતરાતો. દાખલા તરીકે ધારો કે એક ખેડૂત પોતાના ઢોરની કીંમત ૧૨ પૌંડ આંકતો, અને દલાલ ૧૦ પૌંડ આપવા માંગે તેનો સ્વીકાર નહિ કરતો. તો આ દલાલના કેટલાક છેતરપીંડી કરનાર સાગરીતો ખેડૂત પાસે વારાફરતી જતા અને ચાર ચોર તથા ઘેટું લઇ જતા બ્રાહ્મણની વાતમાં જેમ બન્યું તેમ ખેડૂતને ૭ પૌંડ ૮ પૌંડ જેટલી કીંમત આપવા કહેતા અને તેના ઢોરની ૧૨ પૌંડ જેટલી કીંમત કદી પણ હોઇ ન શકે એવું ઠસાવવાનો પ્રયત્ન કરતા. તેથી કરીને જયારે સાંજના છેવટે દલાલ આવતો ત્યારે ખેડૂત ખુશીથી એ ઢોરના ૯ પૌંડ લેતો. ખેડૂતની જોડે અડયા રહેનાર અને છેતરપીંડી કરનાર સાગરીતોમાંના દરેકને દલાલ પાસેથી તેમની મહેનતના બદલા દાખલ એક એક પૌંડ મળતો.

જયારે આયર્લૅન્ડના સુધારકોએ 'ઉત્તમ વેપાર' ની યોજના ઘડી ત્યારે તેઓએ શાહુકારની જગ્યાએ રેઇફીસનની પ્રતિની સહકારી શાખવાળી મંડળીઓ સ્થાપવાનો તથા દલાલો અને વચ્ચેના નફાખાઉ વેપારીને બદલે સહકારી માલની ખરીદ અને વેચાણ કરનારી મંડળીઓ સ્થાપવાનો વિચાર કર્યો. બીજું પગલું સુધારકોએ ભર્યું તે એ હતું કે ખેતીવાડીની કેળવણી આપીને અને ડેન્માર્કની માફક ખેતીવાડીની શાસ્ત્રીય પદ્ધતિનો પ્રચાર કરીને 'ઉત્તમ ખેતી' કરાવવાનો પ્રયત્ન કર્યો. 'ઉત્તમ વેપારથી' જે પૈસો નફાખાઉ દલાલો વિગેરેના હાથમાં જતો હતો તે ખેડૂતના પોતાના ઘરમાં રહ્યો. અને 'ઉત્તમ ખેતી' થી જમી-

નની નીપજ વધવા લાગી અને આ બે કારણોથી ખેડૂતની આર્થિક સ્થિતિ સુધરવાને લીધે 'ઉત્તમ જીવન' ખેડૂતને વાસ્તે શક્ય થયું. કારણકે કોઇ પણ જાતના સુધારા અથવા ઉચ્ચ રહેણીકરણી સારૂ થોડી રાહત અને આશાએશની જરૂર છે. આવી ઉચ્ચ રહેણીકરણી ત્યારેજ સંપાદન કરી શકાય કે જયારે આખી કોમ સુવ્યવસ્થિત હોય અને ફક્ત જીવનનિર્વાહનાં સાધન ઉપરાંત થોડી બચત કરવાને પણ શક્તિમાન હોય. સુધારકો એમ ધારતા હતા કે આર્થિક સુખાકારીને લીધે ખેડૂતોમાં ઉચ પ્રતિનું આનંદદાયક માનસિક અને સામાજીક જીવન આવી શકશે. તેઓનો ઇરાદો આ ઉપરાંત ગામડાંઓમાં વીજળીની બત્તી અને ટેલીફોન લાવવાનો, ગામડાંના લોકો સાંજના પહોરના ગપ્પાં મારવાને તથા ટોળટપ્પા લગાવવાને એકઠા મળી શકે તેવાં વિરામગૃહો બાંધવાનો, પુસ્તકોનો, કળાનો અને એવી બીજી માનસિક પ્રવૃત્તિઓનો લોકોમાં શોખ ઉત્પન્ન કરવાનો અને વ્યવસ્થા દાખલ કરીને તેમનો સ્વાર્થ ખરેખર જાળવી શકાય તેવી રીતે ખેડૂતોને રાજકીય વિષયોમાં મતાધિકાર અપાવવાનો હતો. આવા આવા શુભ હેતુઓથી સુધારકોની પ્રવૃત્તિઓ આદરવામાં આવી હતી.

જે મહાપુરૂષે આવા સુવ્યવસ્થિત અને સુસ્થિત આયર્લેન્ડનું સ્વપ્ન દીઠું તે બીજો કોઈ નહિ પણ મી. (હમણાં સર) હોરેસ પ્લેન્કેટ હતો. તે ૧૮૫૪ ની સાલમાં આયર્લેન્ડના એક ઉમરાવ કુટુંબમાં જન્મ્યો હતો. અને ઈટન તથા ઓક્ષફર્ડમાં તેણે કેળવણી લીધી હતી. ૧૮૭૯ થી ૧૮૮૯ સુધી તે યુનાઇટેડ સ્ટેટસમાં ખેતીવાડીનો અનુભવ લેતો રહ્યો અને આ અનુભવ તેને આયર્લેન્ડની ગ્રામ્ય સુધારણાના કાર્યમાં ઘણોજ ઉપયોગી થઇ પડયો. કુદરતે તેને તેના કાર્ય માટે લાયક બનાવ્યો હતો અને કુદરતે તેનામાં લોકોને ખાનગી કામમાંથી ખેંચી તેનું પોતાનું કામ કરાવવાની અજબ આકર્ષણશક્તિ બક્ષી હતી. હોરેસ પ્લેન્કેટે ખેડૂતોની સ્થિતિ સુધારવા સારૂ ઘણા સામાન્ય લોકોને પોતાના જુસ્સાથી પ્રેર્યા અને તેમને એ કાર્યને માટે કમર કસાવીને

બહાર પાડયા. ખેતીવાડીના કામમાં રસ લેનારા લોકોની સાથે સાથે કળાબાજો, કવિઓ, સાક્ષરો અને પાદરીઓ પણ તેની જોડે આ મહાન કાર્યમાં જોડાયા. દરેક પક્ષના રાજકીય મત ધરાવનાર માણસો પણ તેના પક્ષમાં ભેળાયા. ૧૮૮૯ માં અમેરિકાથી પાછા ફરીને તરતજ તેણે આયર્લૅન્ડમાં સહકાર પ્રવૃત્તિની શરૂઆત કરી.

તે વખતે આયર્લૅન્ડમાં ડેરી મંડળીઓની સ્થાપના સારૂ ઘણા અનુકૂળ સંજોગો હતા એવો તેનો મત હતો. અને લગભગ ૫૦ સભાઓમાં ભાષણો આપ્યા પછી આયર્લૅન્ડની પહેલવહેલી સહકારી મંડળી સ્થાપવામાં તેણે ફત્તેહ મેળવી. શાખવાળી મંડળીઓની સ્થાપનાનો વિચાર તો પછીથીજ કરવામાં આવ્યો હતો. ૧૮૯૪ માં હોરેસ પ્લેન્કેટ અને તેના મિત્રોએ સહકારી મંડળીઓની દેખરેખ રાખવા સારૂ અને સહકાર પ્રવૃત્તિઓનો ઉત્તરોત્તર વિકાસ કરવા સારૂ આયર્લૅન્ડનું ખેતીવાડી વ્યવસ્થાપક મંડળ ( Irish agricultural organisation Society ) સ્થપાયું. આજ વર્ષમાં ખેતીવાડી વ્યવસ્થાપક મંડળની કમિટી તરફથી સહકાર તત્વના જાણકાર પ્રખ્યાત ઇંગ્રેજ મી. વુલ્ફને આમંત્રણ કરવામાં આવ્યું અને મી. વુલ્ફે યૂરોપમાં ચાલતી વિવિધ જાતની સહકારી શાખાવાળી મંડળીઓ ઉપર તેમની સમક્ષ વિવેચન કર્યું. આ ઉપરથી તેઓએ રેઇફીસનની પ્રતિની અનિયમિત જવાબદારીવાળી શેરના ભંડોળ વિનાની મંડળીઓ આયર્લૅન્ડને અનુકૂળ થઇ પડશે એમ નિશ્ચય કરીને તેવી શાખવાળી મંડળીઓ સ્થાપી. ૧૮૯૬ માં હોરેસ પ્લન્કેટે જૂદા જૂદા પક્ષના રાજદ્વારી આગેવાનોને આયર્લૅન્ડની ખેતીવાડીની સ્થિતિ તપાસવા અને તેની સુધારણાના ઉપાયો સુચવવા સારૂ એકઠા કર્યા. આ આગેવાનોની કમિટીને 'રીસેસ કમિટી' (Recess Committee) અર્થાત્ છૂટી વેળાની કમિટી કહેવામાં આવતી, કારણ કે તેઓએ પાર્લામેન્ટની બે બેઠકો વચ્ચેની છૂટીની મુદતમાં પોતાની તપાસ ચલાવી હતી. આ રીસેસ કમિટીએ એવો રિપોર્ટ કર્યો કે ખેતીવાડી વ્યવસ્થાપક મંડળો જેવી ઐચ્છિક સંસ્થા તરફથી સહકારી

મંડળીઓની સ્થાપના કરવી અને એ મંડળે મુકરર કરેલા ધોરણસર મંડળીઓનું કામકાજ ચલાવવું. વિશેષમાં આવી લોકોની ઐચ્છિક પ્રવૃત્તિથી થયેલું જે કામ હોય તેની પુરવણી સારૂ અને ખેતીવાડીની છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક શોધો લોકોને શીખવવા તથા તેમનો પ્રચાર કરવા સારૂ સરકાર તરફથી સરકારી ખેતીવાડીખાતું ખોલવું. આવું સરકારી ખેતીવાડી ખાતું ૧૮૯૯ માં ખોલવામાં આવ્યું, અને આ ખાતાના ઉપ–પ્રમુખ તરીકે પ્લન્કેટની નીમણોક કરવામાં આવી, એવા ઇરાદાથી કે આખા ખાતાનો કારોબાર તેના હાથમાં રહે. ખેતીવાડી વ્યવસ્થાપક મંડળે 'ઉત્તમ વેપાર' ની નીતિ દાખલ કરી, તથા સહકારી ખેતીવાડીખાતાએ 'ઉત્તમ ખેતી' નું કામ શરૂ કર્યું અને આ બે સુધારાને પરિણામે આયર્લેન્ડના ખેડૂતની સ્થિતિમાં ઘણો સુધારો થયો. સર હોરેસ પ્લેન્કેટ આયર્લેન્ડના ખેતીવાડી ખાતાના વડા તરીકે આઠ વર્ષ રહ્યો અને ૧૯૦૭ માં તેણે આ હોદ્દાનું રાજીનામું આપ્યું.

બીજા દેશોમાં હાલ બન્યું છે તેમ આયર્લેન્ડમાં પણ સહકાર પ્રવૃત્તિને તેનાં શરૂઆતનાં વર્ષોમાં સરકાર તરફથી મોટી મદદ મળી હતી. અને ખાસ કરીને જ્યાં સુધી સર હોરેસ પ્લેન્કેટ સરકારી ખેતીવાડી ખાતાના વડા તરીકે કામ કરતો ત્યારે સરકાર તરફથી સહકારને ઘણી સારી મદદ મળી હતી. ગીચોગીચ વસ્તીવાળા પ્રદેશોના મંડળ ( Congested Districts Board ) તરફથી તથા સરકારી ખેતીવાડી ખાતા તરફથી શાખવાળી મંડળીઓને સાડાત્રણ અને ત્રણ ટકા વ્યાજના દરથી નાણાં ધીરવામાં આવતાં, અને ૧૯૧૨ ની સાલમાં સહકારી શાખવાળી મંડળીઓનું ૫૮ ટકા જેટલું ભંડોળ આવી રીતે કરજે કાઢેલાં નાણાંનું બનેલું હતું. પરંતુ તે વર્ષમાં સંયુક્ત ભંડોળવાળી બીન સહકારી બેન્કોને સહકારી મંડળીઓનો સ્વીકાર કરવાનું દબાણ કરવામાં આવ્યું અને ત્યાર પછી બેન્કો સહકારી મંડળીઓ જોડે કામકાજ કરવા લાગી. બેન્કો મંડળીઓને ૪ ટકા વ્યાજે નાણાં ધીરતી, અને મંડળીઓ પોતાના સભાસદોને ૫ ટકા વ્યાજે નાણાં ઉછીનાં આપતી.

ટૂંકામાં કહીએ તો આયર્લેન્ડના ખેતીવાડી વ્યવસ્થાપક મંડળીને લીધે, આયર્લેન્ડનો માખણ બનાવવાનો ઉદ્યોગ નાશ પામતો અટકયો છે, હજારો ગરીબ ખેડૂતો ગામના શાહુકારોના પંજામાંથી છૂટયા છે, અને તેમને સસ્તા વ્યાજે તથા જોઇતા પ્રમાણમાં નાણાં ઉછીનાં મળી શકયાં છે, ખેતીની જાત સુધરી ગઇ છે અને માલની ખરીદ તથા વેચાણ બાબતમાં એકઠા થવાથી દુનીયાના બજારમાં હરીફાઇમાં ટકી શકાય છે તેવું જ્ઞાન ખેડૂતોને આપી શકાયું છે. અત્યાર સુધી એવી સારી ફત્તેહ મળેલી છે કે સુધારકો ગ્રામ્ય સુધારણાનાં જે સ્વપ્નાં દેખતા હતા તે અનુભવમાં પ્રત્યક્ષ કરી શકાશે એમાં જરા પણ શક નથી. ખેતીવાડી વ્યવસ્થાપક મંડળીના ૧૯૧૨ ની સાલના રીપોર્ટમાં આપેલા નીચેના આંકડા ઘણા અર્થસૂચક છેઃ—

| મંડળીની જાત. | સંખ્યા. | સભાસદો | નાણાંની ઉથલપાથલ | પૌંડ |
|---|---|---|---|---|
| ડેરી મંડળીઓ | ૩૨૬, | ૪૫,૭૨૫, | ૨૦,૦૨, | ૧૨૭. |
| મદદની શાળાઓ. (રજીસ્ટર થયા વિનાની) | ૮૭ | ——— | ——— | |
| ખેડૂતોની મંડળીઓ | ૧૭૧ | ૧૯,૨૭૨ | ૧,૨૯, | ૧૯૯. |
| શાખવાળી મંડળીઓ | ૨૩૬ | ૧૯,૫૦૫ | ૫૬, | ૦૫૫. |
| મરઘાં બતકાંની મંડળીઓ | ૧૮ | ૫,૮૭૯ | ૬૨, | ૮૯૭. |
| ગૃહઉદ્યોગની મંડળીઓ | ૨૦ | ૧,૩૭૫ | ૬, | ૨૫૭. |
| પરચુરણ મંડળીઓ | ૨૫ | ૪,૯૨૮ | ૫૯, | ૬૦૬. |
| ડુક્કર અને ઢોર પૂરાં પાડનારી મંડળીઓ | ૪૦ | ૬૫૭ | ——— | |
| શણની મંડળીઓ | ૯ | ૬૨૪ | ૩, | ૪૦૨. |
| મહામંડળો (Federations) | ૨ | ૨૪૮ | ૧,૩૨, | ૯૨૯. |
| કુલ. | ૯૩૪ | ૯૭,૨૧૧ | ૨૪, ૫૨, | ૪૭૨ |

| | | | |
|---|---|---|---|
| ખેતીવાડી વ્યવસ્થાપક મંડળીઓ | ,, | ,, | ,, |
| બીજી મંડળીઓ | ,, | ૧૦૭ | ૨,૧૪,૦૧૧ |
| | કુલ. ૯૩૪ | ૯૭,૩૧૮ | ૨૬,૬૬,૪૮૩ |

આપણી હિંદુસ્થાનની સહકારી મંડળીઓના કારોબારની કેટલીક ખામીઓ જોઇને જેઓ આપણા સહકારના ભવિષ્ય સંબંધમાં શંકાશીલ થઇ જાય છે તેઓને આયર્લેન્ડનો દાખલો એક ધડારૂપ છે. ખાસ કરીને આયર્લેન્ડની શાખવાળી મંડળીઓમાં આ જાતની ખામીઓ હતી અને હજુ પણ છે. આ ખામીઓ નીચે પ્રમાણે છે–નાણાં પાછાં વાળવામાં થતી અનિયમિતતા અને વખતની ઉપયોગિતાનું અજ્ઞાન, ઉછીનાં આપવામાં આવેલાં નાણાંની ખરી રીતે પાછાં વાળ્યા શિવાય ફરીથી ચોપડે લખામણી, ખેતીવાડી વ્યવસ્થાપક મંડળને અને મિત્ર મંડળો ( Friendly Socichies ) ના રજીસ્ટ્રારને આંકડા મોકલવા બાબતની બેદરકારી વિગેરે. ૧૯૧૨ ની સાલમાં સંખ્યાબંધ મંડળીઓ કાંઈ પણ કામકાજ કરતી ન હતી. અને તેમને મુડદા મંડળીઓ કહેવામાં આવતી. ૧૯૦૯ માં ઓછામાં ઓછી ૩૧ મંડળીઓ નુકશાનથી કામ કરતી હતી અને દરેક વર્ષે કેટલીએ મંડળીઓ ખેતીવાડી વ્યવસ્થાપક મંડળ અને મિત્ર મંડળોનાં પત્રકમાંથી કમી કરવામાં આવે છે. એક સરકારી અમલદારે પોતાની સ્વતંત્ર તપાસણી પછી જણાવ્યું હતું કે તેણે તપાસેલી ૧૦૩ મંડળીઓમાંથી ૨૨ મંડળીઓ સંતોષકારક કામ કરતી હતી અને ૪૫ મંડળીઓ અસંતોષકારક કામ કરતી હતી. આવી સ્થિતિ હોવા છતાં પણ કોઇ એમ કહી શકશે નહિ કે આયર્લેન્ડમાં સહકાર ફત્તેહમંદ નીવડયું નથી. ખરૂં જોતાં તો ત્યાં ભવિષ્ય ઘણું ચળકતું દેખાય છે. કડકમાં કડક ટીકાકારોએ પણ એવું કબૂલ કર્યું છે કે હિંદુસ્થાનમાં સહકારની પ્રગતિ અસામાન્ય રીતે થઈ છે. અને ખોડ ખાંપણો હોવા છતાં પણ સહકારનો પ્રચાર સાધારણ રીતે સારા પાયા ઉપર થતો જાય છે.

## પ્રકરણ ૪ થું.

---

### હિંદુસ્થાનની સહકારી મંડળીઓ.

પાશ્ચમાત્ય કેળવણીની અસરથી જો કે લોકોમાં વ્યક્તિવાદનું જોર જામવા માંડયું છે તોપણ હિંદુસ્થાનમાં સહકારનો જુસ્સો સમૂળગો હતો નહિ એમ ના કહી શકાય. સંયુક્ત કુટુંબની સંસ્થા, હિંદુઓના જ્ઞાતિબંધારણ, મુસલમાનોનો ભ્રાતૃભાવ અને દેશની ગ્રામપંચાયતોમાં સહકારનાં તત્વોનો પૂરેપૂરો આવિર્ભાવ છે. હિંદુસ્થાનના વતનીઓ પરાપૂર્વથી પરદેશીઓના હુમલા પાછા વાળવામાં અથવા તેમને લાંચ આપીને પાછા કાઢવામાં, તળાવો ખોદાવવામાં અથવા તેમને લગતું સમારકામ કરાવવામાં, ગ્રામ્યદેવતાની પૂજા કરવામાં અને એવાં બીજા કેટલાંક સાર્વજનિક કામોમાં એકમેકની જોડે એકઠા થતા આવ્યા છે. કરકસર કરવાની અને શાખ વધારવાની કેટલીક સંસ્થાઓ પણ હિંદુસ્થાન વાસીઓમાં, ખાસ કરીને મદ્રાસ ઇલાકામાં જોવામાં આવે છે અને આ સંસ્થાઓ હાલની નવી પદ્ધતિથી સ્થપાયેલી સહકારી મંડળીઓની લગોલગ હાલ પણ સંતોષકારક રીતે કામ કરે જાય છે. આ મદ્રાસની પરાપૂર્વની સંસ્થાઓ કુતુચિત્ અથવા ચિત્ભંડોળ અને નિધિ એ નામથી ઓળખાય છે, તેમનો થોડો હેવાલ અત્રે આપીશું.

ચિત્ભંડોળો આખા ઇલાકામાં, શહેરોમાં તેમ ગામડાંઓમાં પરાપૂર્વથી ચાલતાં આવેલાં અરસપરસ નાણાંની સહાય આપવાને સારૂ સ્થાપવામાં આવેલાં મંડળો હોય છે. દશ અથવા વધારે, સામાન્ય રીતે વીસની અંદર સંખ્યાના એક બીજાની ઓળખાણવાળા અરસપરસમાં વિશ્વાસવાળા માણસો અઠવાડીયું, મહિનો, ત્રણ મહિના અથવા અર્ધા વર્ષના અંતરે નિયમિત હપતારૂપે અમુક રકમ ભરવાનું કબૂલ કરે છે અને જેટલા સભાસદો હોય તેના પ્રમાણમાં હપતાની મુદત લાંબી

અથવા ટૂંકી કરવામાં આવે છે. આ ભંડોળનો ઉદ્દેશ કરકસર અને શાખ વધારવાનો હોય છે. કેટલાક માણસો આ ભંડોળમાં એવા હેતુથી જોડાય છે કે વિવાહ પ્રસંગે અથવા ઘર બાંધવામાં અથવા બીજા કોઇ એવા કામમાં વાપરવા સારૂ ઉચક રકમ વધારે વ્યાજ આપીને કરજે કાઢવી પડે તેને બદલે ભંડોળમાંથી ઓછા વ્યાજે મળી શકે. બીજા માણસો આવા ભંડોળોમાં એવા હેતુથી જોડાય છે કે બહારના દબાણથી તેઓ કરકસર કરી નાણાં બચાવી શકે અને તેમાંથી ઘરેણાં, જમીન વિગેરે ખરીદી શકે અથવા કોઇ એવા જ ફાયદાદાયક કામમાં નાણાંનો ઉપયોગ કરી શકે. જેટલાં નાણાં એકઠા કરવાના હોય તેના વિભાગ પાડવામાં આવે છે અને સભાસદોમાં તે રકમની વાંટણી કરવામાં આવે છે. કયો સભાસદ કયારે પોતાનાં નાણાંનો ફાળો ભંડોળમાં ભરશે તે સર્વે સભાસદો અંદર અંદર દરેકની સ્થિતિ તપાસીને સમજી લે છે, નહિં તો પછી ચીઠ્ઠીઓ નાંખીને અથવા લીલામ કરીને નક્કી કરવામાં આવે છે. પહેલી રીત ચોક્કસ સહકારનાં ધોરણ પર રચાયલી છે ત્યારે બીજી રીતમાં નશીબ અથવા સંજોગો ઉપર વધુ આધાર રાખવામાં આવે છે. છતાં કોઇ પણ સભાસદને નાણાંની ખાસ અગવડ ન હોય તે બીજા અગવડવાળા સભાસદને બદલે પોતે ફાળો આપવા તૈયાર થાય છે અથવા પોતાનાં નાણાં તે સભાસદને તેનો ફાળો ભરવા સારૂ ઉછીનાં આપે છે. આ ઉપરાંત ત્રીજી પણ એક રીત છે કે જેનાં સભાસદ રીતસર તેના ફાળે આવતી રકમ કરતાં ઓછી રકમ ભરવાની માથે લે છે અને બાકીની રકમ ભંડોળનું ભરણું બંધ કરતી વખતે બીજા સભાસદો ભેગા મળીને ભરે છે. આ ત્રીજી રીતમાં સહકારનો જરા પણ અંશ નથી અને એનાં કેટલીક વખત બહુ નુકશાનકારક પરિણામ આવે છે. દાખલા તરીકે રૂ. ૧૦૦ ના ફાળાના કેટલીક વખત રૂ. ૫૦ કે રૂ. ૬૦ જ ફક્ત લેવામાં આવે છે અને જે માણસો પોતાનો ફાળો વખતસર આપી શકતા નથી તેઓની પાસેથી હદ ઉપરાંતનું વ્યાજ લેવામાં આવે છે. આ ચિત્ભંડોળો સામાન્ય રીતે

જેના પ્રમાણિકપણામાં અને બાહોશીમાં બીજાઓને વિશ્વાસ હોય તેવો એક સાહસિક માણસ સ્થાપે છે અને આ માણસ ફાળાના પૈસા આપવા સારૂ પોતે જામીન થાય છે. કોઇ પણ પુરૂષ યા સ્ત્રી વ્યવસ્થાપક તથા સભાસદ થઇ શકે છે. કેટલીક વખત આવાં ભંડોળો વ્યવસ્થાપકોની લુચ્ચાઇને લીધે અથવા તો કેટલાક સભાસદો ભંડોળનો લાભ લીધા પછી ફાળાના પૈસા આપવાનું ના પાડતા હોવાને લીધે ભાંગી પડે છે અને જેઓએ પૈસા ભર્યા હોય તેઓના પૈસા ડૂબે છે. પરંતુ સામાન્ય રીતે જોઇએ તો આ ભંડોળો ફતેહમંદ નીવડયા છે અને લોકોનાં આ ભંડોળોનો પ્રચાર દિનપર દિન વધતો જાય છે. જો પૈસા ભરનારાઓ કાબેલ હોય તો તેઓ વ્યવસ્થાપકો પાસેથી અને ભંડોળનો લાભ લેનારા પાસેથી પૂરતી જામીનગીરીઓ લઇને આવી લુચ્ચાઇ થવા દેતા નથી. આવા ભંડોળોની એટલી બધી માંગણી છે કે મદ્રાસ ઇલાકાની કેટલી નાગરિક સહકારી મંડળીઓ પોતાના સભાસદોની આવા ભંડોળોની વ્યવસ્થા કરે છે અને ફાળાની રકમ ઉપર થોડું મહેનતાણું લે છે. આવી રીતે મંડળીઓની અંદર મંડળીઓ સ્થપાય છે. આ ભંડોળોની સંખ્યાં ગણવી મુશ્કેલ છે, તો પણ ઓછામાં ઓછી હજારોની સંખ્યામાં આવા ભંડોળો હયાતીમાં હશે. સરકારી નોકરો તથા વકીલોથી માંડી મજૂરો અને ઝાડૂ કાઢનારાઓ સુદ્ધાં અર્થાત પ્રજાનો દરેક વર્ગ આવાં ભંડોળો પસંદ કરે છે. આથી પણ વધુ નોંધ કરવા લાયક બાબત તો એ છે કે સ્ત્રીઓના ઘણા સમૂહ આવી રીતના ભંડોળો સ્થાપે છે અને તેમાંથી પોતાનાં ઘરેણાં અને બીજી ચીજો ખરીદવાની વ્યવસ્થા કરે છે. કેટલાંક એવાં ભંડોળો પણ છે કે જેમાં ભરવાનો ફાળો રોકડ આપવો પડતો નથી. પરંતુ દાણા, ગોળ, નાળીયેર વિગેરે આપ્યાથી ચાલી શકે છે. પરંતુ આવાં ભંડોળોની સંખ્યા બહુ મોટી નથી.

આવાં ભંડોળોમાંથી વધીને નિધિઓ સ્થપાય છે. આ નિધમાંના ઘણા તો કંપનીના કાયદાની રૂએ રજીસ્ટર થયેલી સદ્ધર બેન્કોના

રૂપમાં હોય છે. આ નિધિઓની શરૂઆત ૧૮૫૦ માં મદ્રાસ શહેરમાં થઇ; તે વખતે સદર કોર્ટના કેટલાએક અમલદારોએ વ્યાજના ભારે દરમાંથી બચવા સારૂ આવી એક બેન્ક સ્થાપી અને તેનું બંધારણ કોઇ અજાણ્યા માણસની સૂચનાથી ઇંગ્લાન્ડની મકાન બાંધવાની મંડળીઓના જેવું રાખ્યું. બીજાં શહેરોમાં પણ આ નિધિઓનો પ્રચાર થયો અને જો કે ત્યારપછી ઘણાખરા નિધિઓ પડી ભાગ્યા છે તોપણ ૧૮૯૨ માં તેમની સંખ્યા ૧૩૫ હતી. હજુ પણ તેમાંના કેટલાક નિધિઓ સારૂં કામ કરે છે અને દર વર્ષે લાખો રૂપિયાનો વહીવટ કરે છે. નિધિનો હેતુ કરકસર અને અરસપરસ શાખ વધારવાનો હોય છે. ગામના કેટલાક મોભાદાર પુરૂષો આવા નિધિની સ્થાપના કરીને તેને રજીસ્ટર કરાવે છે અને ત્યારપછી બીજા સભાસદો તેમાં જોડાય છે. દરેક સભાસદ એક અથવા વધારે શેર ખરીદે છે અને દર મહિને રૂ. ૧ અથવા વધારે એવી રીતે ૪૫ અથવા ૮૪ મહિના સુધી નિયમિત રીતે હપતા ભરવા કબૂલે છે અને આ મુદતની આખરે તે સભાસદને રૂ. ૫૦ અથવા રૂ. ૧૨૦-૮-૦ પાછા આપવામાં આવે છે. સામાન્ય રીતે નાણાં સભાસદોને જ ઉછીનાં આપવામાં આવે છે. સભાસદે આપેલાં શેરનાં નાણાં જામીનગીરી તરીકે રાખવામાં આવે છે અને આ રકમના ૯૫ ટકાથી વધારે નાણાં ઉછીનાં આપવામાં આવતાં નથી. ઘરેણાં અને સ્થાવર મીલકતની જામીનગીરી ઉપર પણ નાણાં ધીરવામાં આવે છે અને વ્યાજ ૬૩/૪ થી ૧૨ અને ૧૫ ટકા સુધી લેવાય છે. આવી રીતે પણ સભાસદના શેર દીઠ રૂ. ૧૦૦ થી વધુ તેને ધીરવામાં આવતા નથી. આ નાણાં દર મહિને શેરના હપતાથી પાછાં વસુલ કરવામાં આવે છે અને વ્યાજનો દર જે મુકરર કર્યો હોય છે તે લેવામાં આવે છે. વખતસર નાણાં વસુલ આવવા ઉપર ખાસ ધ્યાન રાખવામાં આવે છે અને મુદત વીતી જતાં શિક્ષા તરીકે મોટી વ્યાજની રકમ લેવામાં આવે છે. હીસાબકિતાબ રાખવામાં આવે છે અને વ્યવસ્થાપકોને મહેનતાણું અપાય છે. બીન સભાસદ થાપણદારોને થાપણ તરીકે રોકેલાં નાણાં

ઉપર ૫ થી ૬ ટકા વ્યાજ આપવામાં આવે છે અને નફાનો થોડો ભાગ અનામત ખાતે લઇ જઇ બાકીનો નફો સભાસદોની અંદર તેમની ભરેલી શેરની રકમના પ્રમાણમાં વહેંચી નાખવામાં આવે છે.

હિંદુસ્તાનનો મોટામાં મોટો આર્થિક પ્રશ્ન ખેતીવાડી ઉપર ગુજરાન ચલાવનાર ૮૦ ટકા જેટલી વસ્તીની ગરીબી અને દેવાદારી દૂર કરવાનો છે. આથી કરીને કુદરતી રીતે દક્ષિણમાં ૧૮૭૧ ની સાલમાં થયેલી ખેડૂતોની ખરાબી તથા ૧૮૭૭–૭૮ ના દુષ્કાળ પછી આ પ્રશ્ન ઉપર ખાસ ધ્યાન આપવામાં આવ્યું. જર્મનીની પ્રજાકીય બેન્કોની ફતેહ જોઇને પૂનાના ડીસ્ટ્રીક્ટ જજ સર વીલીયમ વેડરબર્ન, મી. રાનાડે અને બીજા ગૃહસ્થોએ ૧૮૮૨ માં પૂના જીલ્લાના પુરંદર તાલુકાના ખેડૂતોના દેવાનો બોજો ઓછો કરવા સારૂ એક ખેડૂતોની બેન્ક સ્થાપવાની યોજના સરકારને મોકલી આપી. પ્રાંતિક અને વડી સરકાર તરફથી આ યોજનાનો સ્વીકાર કરવામાં આવ્યો. પરંતુ કેટલી લખાપટી થયા પછી અને ઘણો વખત વીત્યા બાદ હીંદી પ્રધાનની નાપસંદગીને લીધે આ યોજનાને પડતી મૂકવામાં આવી. જો કે જર્મનીની સહકારી મંડળીઓના ધોરણ ઉપર ગરીબ ખેડૂતોની સ્થિતિની સુધારણા સારૂ આવી સંસ્થાઓ સ્થાપવાનો તેમનો ઇરાદો હતો તોપણ એ વખતમાં તેઓએ સહકારી મંડળીઓ સ્થાપવાની યોજના કરી નહતી પરંતુ સરકારી મદદવાળી ખેડૂતોની બેન્ક ખોલવાની યોજના કરી હતી. હાલ પણ આપણા વયોવૃદ્ધ દેશભક્ત અને અર્થશાસ્ત્રી સર દીનશા વાચ્છા સહકારી મંડળીઓની સંસ્થા તરફ નાપસંદગી દેખાડે છે એ વખતે એ પુર્વના વિચારની અસરને લીધે હશે. લોર્ડ વેન્લોકની કારકીર્દી દરમીયાન મદ્રાસની સરકારે રૈયતના દુઃખના નિવારણ સારૂ સહકારી મંડળીઓની સ્થાપના કરવાનું કામ હાથમાં લીધું ૧૮૯૨ માં મદ્રાસની સરકારે એફ. એ. નીકલસનને યૂરોપ જઇને ત્યાંની જમીનની અને ખેડૂતોની બેન્કોની પદ્ધતિની બારીક તપાસ કરવા અને મદ્રાસ ઇલાકામાં તે દાખલ કરવા યોગ્ય છે કે નહિ તેની સૂચના કરવા સારૂ મોકલ્યો.

મદ્રાસની સરકારને નીકલસન કરતાં વધુ સહૃદય અને વધુ લાયક માણસ આ કામને સારૂ મળી શકત નહિ. બીજા સનદી નોકરોની માફક વિલાયત ન ઉપડી જતાં, નોકરીમાંથી ફારેગ થયા પછી પણ તેઓ હિંદુસ્તાનમાં ઘર કરી રહ્યા છે, અને મદ્રાસની માછીમારોની મંડળીઓના તે ઓનરરી ડીરેક્ટર છે, તથા મલબારના કીનારાના ગરીબ માછીમારોની સ્થિતિ સુધારવા સારૂ સતત પ્રયત્ન કરી રહ્યા છે. ત્રણ વરસ સુધી બહુ જ બારીક અને શ્રમપૂર્ણ તપાસ કર્યા પછી તેમણે એક રીપોર્ટ તૈયાર કર્યો. આ રીપોર્ટ ઘણોજ કીંમતી છે અને સર્વદર્શી પણામાં તથા ઉંડાણમાં તેની જોડી મળવી મુશ્કેલ છે. જો એવોજ સારો બીજો કોઇ રીપોર્ટ દુનીયામાં લખાયો હોય તો તે ૧૯૧૩–૧૪ ના અમેરિકાના કમિશનનો છે. નીકલસનનો રીપોર્ટ હજુપણ ઘણો ઉપયોગી ગણાય છે. નીકલસને એવો રીપોર્ટ કર્યો કે ઘણાખરા યૂરોપના દેશોમાં જ્યારે સહકારની શરૂઆત કરવામાં આવી ત્યારે તે દેશોની જેવી સ્થિતિ હતી તેના કરતાં મદ્રાસની સ્થિતિ કોઈપણ દરજ્જે સહકારની શરૂઆત કરવા સારૂ ખરાબ નહતી. તેમણે સહકારી મંડળીઓને લગતા કાયદા અને એવાં બીજાં અનુકૂળ સાધનોથી સહકારી મંડળીઓને ઉત્તેજન આપવાની સરકારને ભલામણ કરી અને કેળવાયેલા વર્ગને આવી સંસ્થાઓ સ્થાપવા અને તેઓની વ્યવસ્થા કરવા ઘણી આજીજીપૂર્વક વિનંતિ કરી. રીપોર્ટના છેવટના ફકરામાં તેઓ લખે છે કે—

"યૂરોપના દેશોની સહકારી મંડલીઓના ચાલકો અને નેતાઓના જેટલી જ મગજશક્તિ અને સામાજીક સ્થિતિવાળા ઘણા માણસો અહિંનાં ગામડાંઓમાં પણ મળી શકે તેમ છે, પણ ખરી જરૂરીયાત તો એ છે કે ફક્ત ભાષણો આપવા અને લેખો લખવા સારૂજ નહિ પરંતુ આવી સહકારી સંસ્થાઓની શરૂઆત કરવા અને તેમને ખીલવવા સારૂ તનતોડ મહેનત કરે એવા સહકારનાં તત્વથી ઓતપ્રોત માણસોને ખોળી કાઢવા જોઇએ."

એમણે પોતાના રીપોર્ટની પ્રસ્તાવનાની આખરે લખ્યું છે કે—

"ગામડાંઓની શાખવાળી સંસ્થાઓનું ભવિષ્ય લોકોની અંદરના લોકોની જોડે વસતા, પરંતુ બુદ્ધિ, દૂરઅંદેશા અને કાર્ય શક્તિમાં લોકોથી ચઢીયાતા મનુષ્યો ઉપર રહેલું છે. જર્મનીમાં અને ઈટાલીમાં જે સુધારકોએ લોકોની શાખ વધારવાની નવી પદ્ધતિઓની સ્થાપના કરી તેઓ આ પ્રકારના મનુષ્યો હતા. અને જો 'રેઇફીસન' શબ્દથી એક અમુક વ્યકિત અથવા સંસ્થાનો નિર્દેશ કર્યા ઉપરાંત તે મહાન સુધારકના ખંત, શક્તિ, સબુરી અને સતત પ્રવૃત્તિ આદિ ગુણોનો અને આવી સંસ્થાઓની અંદર ખીલવવામાં આવતા સહકાર, કરકસર, સ્વાશ્રય અને પરસ્પર મદદની ભાવના ઇત્યાદિ ગુણોનો પણ નિર્દેશ થઇ શકે તો આ આખા રીપોર્ટના સાર રૂપે 'રેઇફીસનને મેળવો' એજ વાક્ય કહી શકાય."

મદ્રાસની સરકારે ૧૮૯૯ માં આ રીપોર્ટની ઉપર વિચાર ચલાવ્યો અને મદ્રાસ ઇલાકામાં ગામડાંઓની શાખવાળી મંડળીઓની ખીલવણીની ઘણી અગત્ય તેઓને ન જણાવાથી આ રીપોર્ટ ઉપર તેઓએ કાંઇ પણ પગલાં ભર્યાં નહિ. પરંતુ આ રીપોર્ટ લોર્ડ કર્ઝનની નજરે આવ્યો, અને લોર્ડ કર્ઝને બધી પ્રાંતિક સરકારોને પોતાના મત આપવા સારૂ આ રીપોર્ટની નકલો મોકલાવી. આજ અરસામાં સંયુક્ત પ્રાંતો, પંજાબ અને બંગાલમાં સરકારી બેન્કો સ્થાપવાના સ્વતંત્ર પ્રયાસ કરવામાં આવ્યા. અખતરા તરીકે સંયુક્ત પ્રાંતોના એક સનદી નોકર મી. ડુપર્નેએ અલ્લાબાદ ડીસ્ટ્રીક્ટમાં થોડી મંડળીઓ સ્થાપી, અને સર. એ. પી. મેકડોનલનું ધ્યાન આ તરફ ખેંચવાથી તેમણે જૂદી જૂદી ડીસ્ટ્રીકટોની તપાસ કરીને લોકોને સહકારી બેન્કોનાં તત્વો સમજાવવા સારૂ મી. ડુપર્નેની નીમણૂક કરી. મી. ડુપર્નેએ આ તત્વોનું વિવેચન કરનારૂં અને આવી સંસ્થાઓના નિયમો અને હીસાબ કિતાબની પદ્ધતિ દર્શાવનારૂં એક પુસ્તક પણ લખ્યું. ૧૯૦૧ ના જુલાઇ મહિના સુધીમાં તો ૪૦ થી ૫૦ મંડળીઓ સ્થપાઇ ગઇ. પંજાબમાં મી. ડી. (હવે સર એડવર્ડ) મેકલેગન અને કેપ્ટન કાઇસ્થવેઇટે ૧૮૯૮ અને ૧૮૯૯ માં

પાંચ મંડળીઓ સ્થાપી અને તેમનું પરિણામ સારૂં આવશે એમ લાગ્યું. બંગાલમાં પણ સરકારી અમલદારોની દેખરેખ હેઠળ કેટલીક મંડળીઓ સ્થાપવામાં આવી હતી. સર ફ્રેડરીક નીકલસનના રીપોર્ટ ઉપર મળેલા પ્રાંતિક સરકારના મત ઉપરથી ૧૯૦૧ માં લોર્ડ કર્ઝને સર. એડવર્ડ-લોના પ્રમુખપણા હેઠળ હિંદુસ્તાનમાં ખેડૂતોની બેન્કો સ્થાપવાના પ્રશ્ન ઉપર વિચાર ચલાવવા સારૂ એક સદ્ધર કમિટીની નીમણૂક કરી. તે કમિટીએ પ્રાંતિક સરકારના મતને અનુકૂળ થઇને એવી બેન્કોની સ્થાપના કરવાની તરફેણમાં રીપોર્ટ કર્યો. કયા ધોરણપર આ બેન્કોને ચલાવવી તે ધોરણ સૂચવ્યું અને સહકારી મંડળીઓને મદદ કરનાર કાયદો પસાર કરવા સારૂ એક ખરડો રજુ કર્યો. આ ખરડાને પ્રાંતિક સરકારો તરફ મોકલવામાં આવ્યો, અને પ્રાંતિક સરકારોની ટીકાઓ અને સૂચનાઓ ઉપર વિચાર ચલાવ્યા બાદ એક કાયદો ઘડવામાં આવ્યો. આ કાયદો ૧૯૦૪ ના દસમા કાયદા તરીકે સહકારી શાખ-વાળી મંડળીઓનો કાયદો (કોઓપરેટીવ ક્રેડીટ સોસાયેટીઝ એકટ Coöperative Credit Societies Act) એ નામથી પસાર કરવામાં આવ્યો.

આ કાયદાના નામ ઉપરથી જણાય છે કે સરકારનો ઇરાદો ફક્ત શાખવાળી મંડળીઓને લગતો કાયદો પસાર કરવાનો જ હતો. તે ઉપરાંત સરકારનો ઇરાદો થોડી આવકવાળા ખેડૂતો, કારીગરો અને બીજા સામાન્ય લોકોના લાભ સારૂ જ આ કાયદો અમલમાં મૂકવાનો હતો. સરકાર તરફથી સ્વીકાર અને થોડી દેખરેખ શિવાય આવી મંડ-ળીઓ ચાલી નહિ શકે એવું ધારવામાં આવ્યું હતું. આ મંડળીઓને જૂદા કાયદાની રૂએ રજીસ્ટર કરવાનું કારણ એ હતું કે હિંદુસ્થાનની કંપનીઓના કાયદા (Indian companies Act) ની ૨૫૬ કલમો આવી સાદી અને ન્હાના પાયા ઉપર કામ ચલાવનારી મંડળીઓ વાસ્તે બહુ અઘરી અને નિરૂપયોગી જણાઈ. પ્રાંતિક સરકારને દરેક પ્રાંતની અંદર એક રજીસ્ટ્રાર નામે અમલદાર નીમવાની સત્તા આપ-

વામાં આવી, અને આ રજીસ્ટ્રારની ફરજ મંડળીઓની સ્થાપના કરવી, તેમને રજીસ્ટર કરવી, તેમનું ઓડીટ કરવું, તેમની તપાસણી કરવી, તેમને વીખેરી નાંખવી અને તેમને સામાન્ય રીતે સલાહ આપી તેમના ઉપર અંકુશ રાખવો તથા મંડળીઓના કામનો દર વર્ષે સરકારને રીપોર્ટ કરવો એવી ઠરાવવામાં આવી. ૧૮ વર્ષ ઉપરની ઉમરના એકજ ગામમાં અથવા ગામના જથામાં વસ્તા અથવા એકજ જાત, વર્ગ અથવા ન્યાતના દશ અથવા વધારે માણસો એકઠા મળીને એક મંડળી સ્થાપી શકે એવું ઠરાવવામાં આવ્યું. ૪/૫ સભાસદો ખેડૂતો હોય અથવા બીન ખેડૂત હોય તેના પ્રમાણમાં મંડળીઓના ગ્રામ્ય અને નાગરિક એવા વિભાગ પાડવામાં આવ્યા. ગ્રામ્ય મંડળીઓમાં સભાસદોની જવાબદારી અનિયમિત ઠરાવવામાં આવી અને નાગરિક મંડળીઓમાં નિયમિત અથવા અનિયમિત જવાબદારીમાંથી મરજી પ્રમાણે કોઇ પણ જાતની જવાબદારી સ્વીકારવાનું ઐચ્છિક રાખવામાં આવ્યું. ગ્રામ્ય મંડળીઓનો બધો નફો પ્રાંતિક સરકાર બીજી સૂચનાઓ કરે ત્યાં સુધી અનામત ખાતે લઈ જવાનું અને નાગરિક મંડળીઓનો ઓછામાં ઓછો ૪/૫ નફો અનામત ખાતે લઇ જવાનું ઠરાવવામાં આવ્યું. મંડળી ફક્ત પોતાના સભાસદોને અને રજીસ્ટ્રારની મંજુરી હોય તો બીજી મંડળીને નાણાં ધીરી શકે. રૂ. ૧૦૦૦ ની પૂરી કીંમત ઉપરાંતના શેર કોઇ પણ સભાસદે ભરેલી શેરની રકમ કોઇ પણ કોર્ટ જપ્ત કરી શકે નહિ અને વેચી શકે નહિ. મંડળી તરફથી ઉછીનાં નાણાં લેઇને ઉગાડેલો પાક અથવા તે નાણાંની મદદથી ખરીદેલાં ખેતીવાડીનાં ઓજાર, ઢોરઢાંખર તથા બી વિગેરે ઉપર સરકારી મહેસુલ અને જમીનદારનું ભાડું બાદ કરતાં મંડળીઓનો બીજા કોઇ લેણદારથી સર્વોપરિ હક્ક રહે; દરેક મંડળીના હીસાબ દર વર્ષે મફત તપાસી આપવામાં આવે; આયાત વેરો, સ્ટાંપ ડયુટી અને રજીસ્ટર ફીમાંથી પણ આ મંડળીઓને મુક્ત કરવામાં આવે વિગેરે કેટલાક હક્ક પણ સહકારી મંડળીઓને આ કાયદાથી મળ્યા.

રજીસ્ટ્રારાની નીમણૂક અને બીજી સરકારી માણસોની મદદ અને લાગણીને લીધે બહુજ જલદીથી મોટી સંખ્યામાં મંડળીઓ સ્થપાઈ ગંઇ છે. કોઇપણ દેશમાં મંડળીઓ આટલી જલદી સ્થપાઇ નહિ હોય અને તેમની સંખ્યામાં આટલો બધો વધારો થયો નહિ હોય. જૂદા જૂદા પ્રાંતોમાં પ્રગતિનું પ્રમાણ સ્થિતિના ફેરફારને લીધે એક જ રહ્યું નથી. પરંતુ સામાન્ય રીતે પરિણામ સંતોષકારક છે. મ્હેસૂર અને વડોદરાનાં આગળ પડતાં દેશી રાજ્યોએ વેળાસર સહકાર પ્રવૃત્તિનો અંગીકાર કર્યો છે અને તેને લગતા કાયદા પસાર કર્યા છે. હૈદરાબાદ, ત્રાવણકોર, ઇંદોર આદિ બીજાં દેશી રાજ્યોએ હમણાં હમણાંમાં આ દાખલાનું અનુકરણ કર્યું છે. મ્હેસૂરમાં ખાસ કરીને કેટલાંક દેશી રાજ્યોમાં આ પ્રવૃત્તિ હિંદુસ્થાનના કરતાં પણ વધુ પ્રમાણમાં આગળ વધેલી છે. ૧૯૦૪ ના સહકારી શાખવાળી મંડળીઓના કાયદાના પસાર થયા પછી એક વરસની દરમિયાન ૧૯૦૫ ના માર્ચ મહિનાની આખર સુધીમાં ૪૧ મંડળીઓ સ્થાપવામાં આવી હતી, જેમાંની ૩૫ ગ્રામ્ય અને ૬ નાગરિક મંડળીઓ હતી અને તેઓનું કુલ કામકાજનું ભંડોળ લગભગ રૂ. ૫૪,૦૦૦ નું હતું. બીજે વર્ષે કુલે ૪૮૨ મંડળીઓ હયાતીમાં હતી અને આમાં ૨૨ મધ્યસ્થ મંડળીઓ હતી અને ૩૫ નાગરિક મંડળીઓ હતી. સભાસદોની સંખ્યા ૨૬,૦૦૦ અને કામકાજનું ભંડોળ લગભગ ૫ લાખ રૂપિયાનું હતું. ત્યાર પછીની પ્રગતિ નીચેનાં આંકડાં ઉપરથી જણાશે.

| વર્ષ | મંડળીઓ | સભાસદો | કામકાજનું ભંડોળ રૂ. |
|---|---|---|---|
| ૧૯૦૬–૦૮ | ૯૪૩ | ૯૦,૮૪૪ | ૨૩,૭૧,૬૮૩ |
| ૧૯૦૭–૦૮ | ૧,૩૫૭ | ૧,૪૯,૧૬૦ | ૪૪,૧૪,૦૮૬ |
| ૧૯૦૮–૦૯ | ૨,૦૦૮ | ૧,૮૪,૮૯૯ | ૮૦,૬૫,૧૧૧ |
| ૧૯૦૯–૧૦ | ૩,૪૯૮ | ૨,૩૦,૧૯૯ | ૧,૨૩,૯૭,૬૮૨ |
| ૧૯૧૦–૧૧ | ૫,૪૩૨ | ૩,૧૪,૧૦૧ | ૨,૦૩,૬૬,૫૮૪ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૧-૧૨ | ૮,૧૭૭ | ૪,૦૩૩૧૮ | ૩,૩૫,૬૪,૧૬૨ |
| ૧૯૧૨-૧૩ | ૧૨,૩૨૪ | ૫.૭૩,૫૩૬ | ૫,૩૪,૩૪,૨૬૧ |
| ૧૯૧૩-૧૪ | ૧૫,૬૭૩ | ૭,૪૪,૨૨૮ | ૭,૭૧,૯૦,૫૮૪ |
| ૧૯૧૪-૧૫ | ૧૭ ૩૨૭ | ૮,૨૪,૪૩૯ | ૮,૬૬,૬૧,૭૨૨ |
| ૧૯૧૫-૧૬ | ૧૯,૬૭૫ | ૯,૧૮,૪૩૬ | ૧૦ ૩૨,૬૭.૧૪૯ |
| ૧૯૧૬-૧૭ | ૨ ,૦૩૬ | ૧૦,૪૫,૪૨૫ | ૧૨,૧૨,૯૨,૧૮૦ |

(નોંધ—આ આંકડાઓમાં મૈસૂર અને વડોદરાના દેશી રાજ્યોના અંકડા પણ આવી જાય છે. એક મંડળીએ બીજી મંડળીને ધીરેલાં નાણાં બે વાર ગણાયલાં હશે.)

૧૯૦૪ ના કાયદાની કલમો કેટલેક દરજ્જે દોષયુક્ત અને કેટલેક દરજ્જે અમલમાં મૂકી શકાય એવી ન હતી એમ થોડા વખતમાં અનુભવ ઉપરથી જણાયું. આ કાયદો શાખવાળી મંડળીઓને જ ફક્ત લાગુ પડતો હોવાથી બીજી જાતના સહકારની ખીલવણી સારૂ ઉપયોગમાં લાવી શકાતો નહોતો. શાખવાળી મંડળીઓના પ્રચારને લીધે સહકારના તત્વો લોકોમાં પ્રસરેલાં હોવાથી કુદરતી રીતે માલની ખરીદ અને વેચાણ કરવા સારૂ અને માલની ઉત્પત્તિ કરવા સારૂ મંડળીઓ સ્થાપવ ની લોકોમાં ઇચ્છા ઉદ્‌ભવી. આવી મંડળીઓને ૧૯૦૪ ના કાયદાની અંદર લાવવા સારૂ તેમની જોડે શાખવાળી સંસ્થા પણ લગાડવી પડતી. વળી આ કાયદાની રૂએ મધ્યસ્થ મંડળીઓ અને યુનીયનો જેના સભાસદ તરીકે પ્રાથમિક મંડળીઓ પોતે દાખલ થઇ શકે અને જેઓ પ્રાથમિક મંડળીઓને નાણાં પૂરાં પાડવા, તેમની વ્યવસ્થા કરવા અને તેમનાં કામકાજ ઉપર દેખરેખ રાખવા સારૂ ઉભા કરવામાં આવતાં હતાં તેવી સંસ્થાઓનો સ્વીકાર કરવામાં આવતો નહતો. વળી મંડળીઓના ગ્રામ્ય અને નાગરિક એવા પાડવામાં આવેલા વિભાગ બીનજરૂરી અને અગવડભરેલા જણાયા. તેથી ફરીને ૧૯૧૨ માં એક નવો કાયદો પસાર કરવામાં આવ્યો. તેમાં ઉપર

જણાવેલી ખામીઓ દૂર કરી. તે ઉપરાંત મંડળીઓ રજીસ્ટર કરવામાં મંડળીઓના ઓડીટમાં અને બીજી કારોબારની બાબતમાં થોડા ફેરફાર કરવામાં આવ્યા. આ ફેરફારમાં મુખ્ય નીચે પ્રમાણે હતા—આ કાયદાની રૂએ નોંધાએલી ન હોય તેવી મંડળીને 'સહકારી' શબ્દ લગાડી શકાય નહિ. નફાનો ૧૦ ટકા સુધીનો અમુક ભાગ કેળવણી વિષયમાં અને ધર્માદા કામમાં વાપરી શકાય; મફત ઓડીટ બંધ કરવું વિગેરે. આ કાયદમાં અનિયમિત જવાબદારીવાળી મંડળીઓને નફામાંથી શેરના ભંડોળ ઉપર વ્યાજ આપવાની પરવાનગી આપવામાં આવી, કારણ કે પંજાબ અને બર્મા વિગેરે પ્રાંતોમાં મોટી રકમો શેરના ભંડોળ તરીકે રોકવામાં આવતી હતી. અને સન ૧૯૦૪ નો જૂનો કાયદો રદ કરવામાં આવ્યો.

૧૯૧૪ ના જૂન માસની આખર સુધીમાં તો મંડળીઓની સંખ્યા ૧૫૦૦૦ લગભગ થઇ ગઇ અને કામકાજનું ભંડોળ રૂ. ૭,૪૫,૦૦,૦૦૦ નું થયું. ઢોરઢાંખરનો વીમો ઉતારનારી મંડળીઓ, દુધ વેચવાની મંડળીઓ, ઓજારની ખરીદ અને વેચાણની મંડળીઓ, વિગેરે નવી જાતની મંડળીઓ રજીસ્ટર કરવામાં આવી. હિંદી સરકારને એમ લાગ્યું કે હવે સરવૈયું કાઢવું જોઇએ અને તેથી ૧૯૧૪ ના જૂન માસની ૭ મી તારીખે તેમણે ત્યાં સુધી કરવામાં આવેલી પ્રગતિ દર્શાવનારો અને સહકારના નેતાઓને સારૂ કેટલાંક સામાન્ય સિદ્ધાંતો સૂચવનારો એક વિસ્તારપૂર્વક ઠરાવ બહાર પાડયો. પરંતુ હિંદી સરકારને જે મધ્યસ્થ બેન્કો પ્રાથમિક મંડળીઓને મદદ આપવા સારૂ સ્થાપવામાં આવી હતી અને જેઓ બહાર નાણાંબજાર સાથે સંબંધ ધરાવતી હતી તેવી બેન્કોની નાણાં વિષયક સ્થિતિ સંતોષકારક અને સહીસલામત ન લાગી, તેથી તેઓએ આ વિષય ઉપર તપાસ કરીને રીપોર્ટ કરવાને સર એડવર્ડ મેકલેગનના પ્રમુખપણા હેઠળ એક કમિટી ૧૯૧૪ ના ઓકટોબરમાં નીમી. આ કમિટીના આઠ સભાસદ હતા, તેમાંના પાંચ

સનંદી નોકરો હતા અને એક નામીચા બીન-સરકારી સહકારક ઓનરેબલ મી. લલુભાઇ શામળદાસ સી. આઇ. ઈ. હતા. કમિટીનું મુખ્ય કર્ત્તવ્ય એ હતું કે સહકાર્ય પ્રવૃત્તિ ખાસ કરીને તેની ઉપરની રચનામાં અને નાણાં વિષયક સ્થિતિમાં સારા પાયા ઉપર ચાલતી હતી કે નહિ તેની તપાસ કરવી. પરંતુ વિશેષમાં, કમિટીને ઓડીટ, દેખરેખ, સર્વ જાતની મંડળીઓનો કારોબાર વિગેરે બાબતોની તપાસ કરવાનું અને સહકાર પ્રવૃત્તિના કોઇ પણ અગત્યના મુદ્દા ઉપર સૂચનાઓ કરવાનું કહેવામાં આવ્યું હતું, ૧૯૧૪ ના નવેમ્બરના પહેલા અઠવાડીયાથી શરૂ કરી ચાર મહીના સુધી કમિટીએ બધા મોટા મોટા પ્રાંતોમાં મુસાફરી કરી, ૯૩ સાક્ષીઓ તપાસ્યા. આશરે ૧૩૫ મંડળીઓ તપાસી. કેટલાક વેપારીઓના મત લીધા અને ૧૯૧૫ ના સપ્ટેમ્બરમાં પોતાનો રીપોર્ટ રજુ કર્યો. પોતાને આપવામાં આવેલી છૂટનો લાભ લઇને તેઓએ મંડળીઓના કારોબારની કેટલીક ઝીણવટની બાબતો ઉપર પોતાના વજનદાર અભિપ્રાય દર્શાવ્યા ને સહકારના ચાલકોમાં કેટલીક બાબતો પરત્વે એકમત નહોતો તે બાબતો ઉપર પણ ઘણી મક્કમ સૂચનાઓ કરી તેઓએ દરેક પ્રાંતમાં એક પ્રાંતિક કેન્દ્રસ્થ બેન્કની સ્થાપના કરવાની સૂચના કરી જે કેન્દ્રસ્થ બેન્ક બહાર બજારનાં નાણાં જોડે સહકાર્ય પ્રવૃત્તિનો સંબંધ જારી રાખે, જેમાં ડીસ્ટ્રીકટની બેંકોનાં ફાજલ પડેલાં નાણાં મૂકી શકાય, અને જે પોતાનો વહેવાર ખાસ કરીને સહકારી બેન્કો સાથેજ રાખે. તેઓએ એવી સૂચના કરી કે ડીસ્ટ્રીકટની અથવા મધ્યસ્થ બેન્કો વ્યક્તિઓના અને પ્રાથમિક મંડળીઓના સભાસદપણાવાળી બનાવવામાં આવે, અને આ બંધારણમાંથી ધીરે ધીરે જેમ જેમ પ્રાથમિક મંડળીઓ પોતાનું કામ પોતે કરવાને લાયક થાય તેમ તેમ વ્યક્તિઓ મધ્યસ્થ બેંકોમાંથી દૂર થતી જાય. આ મધ્યસ્થ બેન્કોનાં નાણાં વ્યક્તિઓને ધીરવાને બદલે પ્રાથમિક મંડળીઓનેજ ધીરવામાં આવે, અને આ મધ્યસ્થ બેન્કો જે પ્રાથમિક મંડળીઓ તેમની પાસેથી નાણું ઉછીનાં લે તેમના ઓડીટ સારૂ અને તેમના કામકાજ ઉપર દેખરેખ

રાખવા સારૂ લાયક માણસો નીમે. આ માણસો રજીસ્ટ્રારના હાથ તળે કામ કરે. આ બધાં કામને પહોંચી વળવા સારૂ વ્યાજનો દર વ્યક્તિઓને માટે અને મંડળીઓને માટે પણ જરૂર પડતાં વધારવામાં આવે, જો કે બજારમાં ચાલતા વ્યાજના દર કરતાં આ દર ઓછો હોવો જોઇએ. તેઓએ વળી સૂચના કરી કે મધ્યસ્થ બેન્કોનું ભંડોળ હમણાં હોય છે તેના કરતા વધુ પ્રમાણમાં તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં રોકવામાં આવે, જેથી કરીને સહકારનો સહી સલામતી અને નિભાવમાં કોઇ પણ પ્રકારની હરકત નડે નહિ.

કમિટીએ હિંદુસ્તાનમાં સહકારની પ્રગતિ બાબત બે ધાસ્તી બતાવી. મંડળીઓની સંખ્યામાં અને સભાસદોની સંખ્યામાં અત્યાર સુધી આટલો બધો વધારો થયો છે, પરંતુ ભવિષ્યમાં તો આના કરતાં પણ જલદી વધારો થશે. પરિણામરૂપે સહકારને લઇને જે ખેડૂત વર્ગો અત્યારસુધી કેળવણી તથા એકતાને અભાવે મુંગા મુંગા બેસી રહ્યા છે તેમનું એક મોટું એકીકરણ થશે, અને આ એકીકરણ ખોટે રસ્તે દોરાઇ જાય તેની ધાસ્તી એ તેમના મગજમાં રમી રહેલી પહેલી ધાસ્તી હતી. અત્યારસુધી આવી ધાસ્તીનાં કાંઇ પણ ચિન્હો જણાયાં નથી તેવું કમિટીએ સ્વીકાર્યું, પરંતુ તેઓએ કહ્યું કે આ ધાસ્તી ખરી પડી શકે તે વાત સમૂળગી વીસરી જવી જોઇએ નહિ અને અગમચેતી વાપરી તેવા વલણના વિરૂદ્ધ પગલાં ભરવાં જોઇએ. બીજી ધાસ્તી એ કે સહકારનાં ખરાં તત્ત્વોનો અભાવ, તે હાલમાં ખાસ જોવામાં આવે છે. આ બન્ને ધાસ્તીઓ દૂર કરવા સારૂ કમિટીએ વધુને વધુ દેખરેખ અને અંકુશ રાખવાની હિમાયત કરી. હાલ પોતાના હાથ તળે કામ કરતા માણસોથી રજીસ્ટ્રારો આ સહકારની પ્રગતિને બરોબર અંકુશમાં રાખવાને શક્તિમાન નથી એવી માન્યતાથી કમિટીએ સૂચના કરી કે દરેક મોટા પ્રાંતમાં રજીસ્ટ્રારની જોડે એક જોઇન્ટ રજીસ્ટ્રાર કલેક્ટરના જેટલી સત્તાવાળો નીમવો જોઇએ, અને બીજા જે પ્રાંતોમાં

મંડળીઓની મોટી સંખ્યા હોય ત્યાં દર હજાર મંડળીઓ દીઠ એક મોટા અંકુશ રાખનાર અમલદારની નીમણોક કરવી જોઇએ. આ સૂચનાઓની અસર એ થશે કે પંજાબમાં હાલ રજીસ્ટ્રારના ખાતામાં છે તેના કરતાં ત્રણ મોટા આખો વખત કામ કરનારા અમલદારો વધશે. સંયુક્ત પ્રાંતોમાં અને મધ્ય પ્રાંતોમાં બે અમલદાર વધશે અને બીજા પ્રાંતોમાં એક અમલદાર વધશે. દરેક પ્રાંતમાં તેઓએ પ્રગતિ-કમીશનર ( ડેવેલપમેન્ટ કમીશનર Development Commissioner ) નામના નવા અમલદારની નવી જગ્યા સ્થાપવાની સૂચના કરી અને આ જગ્યા રજીસ્ટ્રારને મળી શકે એમ ઠરાવ્યું. ઉપરાંત, હિંદી સરકાર જોડે એક બાહોશ સહકાર વિષયનો સલાહકાર રાખવો એવી પણ સૂચના કરી. રજીસ્ટ્રારનો હોદ્દો ઉંચી પાયરીનો કરવા સારૂ અને તેના ખર્ચના નિભાવ સારૂ, રજીસ્ટ્રારને ફરવાનાં અને મુસાફરીનાં ખર્ચ આપવાનું અને પ્રાંતિક સરકાર જોડે ટેકરીઓ ઉપર જવાનું પણ ઠરાવવામાં આવ્યું. આ સૂચનાઓનો વિચાર કરતી વખતે એટલું ભૂલી જવું ન જોઇએ કે કમિટીના મોટા ભાગના સભાસદો સનંદી નોકરો હતા અને તેઓ પોતાનો સ્વાર્થ વિસરી ગયા ન હતા. આ કમિટીની સૂચનાઓ ઉપર હજુ સરકાર વિચાર ચલાવે છે અને આશા રાખવામાં આવે છે કે હાલ પ્રજા ઉપર પડતા લડાઇના કર અને તેથી કરીને કરવાની જરૂરી કરકસર વિગેરે ધ્યાનમાં લઇને સરકાર આવી અવિચારી અને ખર્ચાળ સૂચનાઓનો અમલ નહિ કરે. ઘણી પ્રાંતિક સરકારો આ સૂચનાઓની વિરૂદ્ધ છે એ એક ખુશી થવા જેવી વાત છે. કમિટીનો રીપોર્ટ સહકારની પ્રગતિ વધારવામાં બીન સરકારી સહકારકોની મદદ લેવા બાબતમાં કાંઈ પણ સૂચના કરતો નથી. તે છતાં આ રીપોર્ટ ઘણો કીમતી છે. કારણ કે સરળ અને સર્વદેશી હોવા ઉપરાંત આ દેશની સહકારની પ્રગતિના વિષયમાં ઘણો અર્થસૂચક છે અને તેથી કરીને કોઈ પણ સહકારના અભ્યાસીએ તેને વીસરી જવો જોઇતો નથી.

સહકારમાં અંધ શ્રદ્ધા રાખનાર મનુષ્ય પણ એમ નહિં કહે કે હિંદુસ્થાનના સહકારમાં કાંઈ પણ ખામીઓ નથી. પરંતુ તેમાંની કેટલીક ખામીઓ મનુષ્ય પ્રકૃતિ સાથેજ જડાયેલી છે. અને જર્મની વિગેરે યૂરોપના દેશોમાં પણ આ ખામીઓ જોવામાં આવે છે. બીજી ખામીઓ લોકોના અજ્ઞાન અને સાર્વજનિક કામો કરવાની લાગણીનો અભાવ, અભણ સ્થિતિ અને અસ્તવ્યસ્તતાને લઇને છે. અને આ ખામીઓ ધીરે ધીરે કેળવણી અને સહકારનાં તત્વોના પ્રચારથી દૂર કરી શકાય તેમ છે. મુખ્ય ખામીઓ નીચે પ્રમાણે છે–નાણાં વસુલ આવવામાં થતી અનિયમિતતા અને વખતની ઉપયોગિતાનું અજ્ઞાન, વ્યવસ્થાની ખામી, ચોપડે જમા ઉધાર કરવાની રીત અથવા તો ફરીથી એનાં એ નાણાં ઉછીનાં લખાવવાની પદ્ધતિ, કેટલીક જગ્યોએ સેક્રેટરી અથવા ખજાનચીની લુચ્ચાઇ, પેટા કાયદાની વિરૂદ્ધ ચાલચલગત, બેદરકારી અને ખરાં સહકારનાં તત્વોનો અભાવ વિગેરે, પરંતુ હિંદુસ્થાનની સ્થિતિનો વિચાર કરતાં આ ખામીઓ એવી નથી કે જેથી કોઇને નિરાશા ઉપજે, અને આ બધાનો ખરો ઉપાય તો એ છે કે સર ફ્રેડરીક નીકલસનના શબ્દોમાં બોલીએ તો 'રેઇફીસનને મેળવો.'

સહકારનાં કોઈ સામાન્ય આર્થિક અને નૈતિક પરિણામ હિંદુસ્થાનમાં ખોળવાં તે હજી બહુ વહેલું ગણાય. તે પરિણામ પૂરે પૂરાં દેખાતાં હજી વાર લાગશે. દરેક કુટુંબ દીઠ ચાર માણસની રાશ ગણીએ અને એમ ધારીએ કે આ કુટુંબનો ફકત એક માણસ મંડલીનો સભાસદ થાય તો પણ આ ગણત્રી પ્રમાણે આખી વસ્તીનો એક ટકા જેટલો ભાગ પણ સહકારમાં ભાગ લેતો થયો નથી અને જયાં સહકારનો પ્રચાર કરવામાં આવ્યો છે ત્યાં ફક્ત શાખ વધારવાનો જ એક હેતુ સાધવામાં આવ્યો છે. તોપણ દરેક પ્રાંતમાં સહકારની પ્રગતિ થવાનાં આશાજનક ચિન્હો દૃષ્ટિએ પડ્યાં છે. જયાં જયાં સારી સંખ્યામાં મંડળીઓની સ્થાપના થઇ છે ત્યાં ત્યાં ગરીબ ખેડૂતોને કરજે અપાતાં નાણાં ઉપરના વ્યા-

જના દર ઘણા ઓછા થઇ ગયા છે. ઉત્તર હિંદુસ્થાનમાં જ્યાં ખેડૂત જમીન ગીરો મૂકી શકતો નથી ત્યાં સામાન્ય રીતે ખેડૂતોને ૨૪ થી ૩૦ ટકા સુધી વ્યાજ આપવું પડે છે. સહકારી મંડળીઓ આવા ખેડૂતોને સરેરાશ ઓછામાં ઓછા ૧૦ ટકા કમી વ્યાજે નાણાં ધીરે છે, અને આવી રીતે મંડળીઓની મારફતે ઉછીના લેવાતા દર કરોડ રૂપીયા દીઠ ખેડૂતોને દર વરસે ૧૦ લાખ રૂપીયાનો ઉગારો થાય છે. કેટલેક ઠેકાણે અનુત્પાદ રીતે દાટી રાખેલું દ્રવ્ય મંડળીઓમાં થાપણ તરીકે મૂકવામાં આવે છે. અને પછીથી ઉત્પાદક રીતે વપરાય છે. સહકારની અસરથી મરણ લગ્ન આદિ પ્રસંગનાં અનુત્પાદ ખર્ચ પણ કમી થઇ ગયાં છે. દલાલોના નફા ઓછા કરવાની પણ પેરવી થઇ ચૂકી છે. ૧૯૧૨ માં સર એડવર્ડ મેકલેગને કહ્યું હતું કે "કેટલેક ઠેકાણે સહકારની દાવાઓ ઉપર ઘણી સચોટ અસર થઇ છે. એક ડીસ્ટ્રીકટમાં તો ૧૧૦૦ દીવાની દાવા ઓછા નોંધાયા છે અને આ અસર સહકારની છે એવું ન્યાયાધિકારીઓનું કહેવું છે." બંગાલની મંડળીઓમાં સામાન્ય રીતે પંચની લવાદી ઉપર કજીયા સોંપી દેવાય છે. કેળવણીને પણ સામાન્ય રીતે ઉત્તેજન મળ્યું છે. કેટલીક મંડળીઓ નીશાળો ચલાવવા સારૂ ભંડોળ એકઠું કરે છે; કેટલીક મંડળીઓમાં મોટી ઉમરના માણસો પણ અક્ષરજ્ઞાન મેળવવા લાગ્યા છે. અને કેટલેક ઠેકાણે સભાસદોએ પોતાનાં છોકરાં સારૂ ફરજીયાત કેળવણી દાખલ કરી છે. બીહારમાં એક મંડળીઓના સમૂહના સભાસદોએ થોડો વખત અગાઉ એક તબીબી મદદ આપનારી મંડળી સ્થાપી છે. મદ્રાસની સરકારે અખતરા દાખલ ૨૦ મંડળીઓને આરોગ્ય ખાતાનું કેટલુંક જ્ઞાન થોડા વખત ઉપર સોંપ્યું હતું અને તે કામ આ મંડળીઓએ સંતોષકારક રીતે અને કરકસરથી ચલાવ્યું હતું. કવીનાઇન વહેંચવાનું, ખાડાઓ પૂરાવવાનું અને એવાં બીજાં આરોગ્યનાં સુધારાનાં પગલાં ભરવામાં આવ્યાં છે. સહકારી મંડળીઓના સભાસદો મંડળીઓની બેઠકો

વખતે પસાર કરવામાં આવતા ઠરાવોથી મત દર્શાવવાની રીત અને ચુંટણીનાં તત્ત્વ સમજવા લાગ્યા છે. એવા પણ દાખલાઓ મોજૂદ છે કે જ્યાં આવા ઠરાવો યોગ્ય અમલદારોને જણાવવા સારૂ ગામડાના લોકોને ટપાલ આદિ સગવડો કરી આપવામાં આવી છે, અને આવી રીતે ન્હાના સરકારી અમલદારોના જુલમથી આ લોકો મુક્ત થઈ શક્યા છે. આ ઉપરથી ભવિષ્યમાં સહકારથી શું શું થઇ શકશે તે માલૂમ પડશે.



# ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### ખેડૂતોની શાખવાળી મંડળીઓ.

૧૯૧૨ ના સહકારી મંડળીઓના કાયદાની રૂએ હિંદમાં રજીસ્ટર થયેલી સહકારી મંડળીઓના બે વિભાગ પાડી શકાય. પહેલા વિભાગમાં વ્યક્તિવાર સભાસદવાળી મંડળીઓ આવે બીજા વિભાગમાં મંડળીઓના અથવા તો મંડળીઓ તથા વ્યક્તિઓના સભાસદપણાવાળી મંડળીઓ આવે. સરકારના શબ્દોમાં પહેલા વિભાગની મંડળીઓને પ્રાથમિક મંડળીઓ કહે છે. બીજા વિભાગની મંડળીઓને 'મધ્યસ્થ' મંડળીઓ કહે છે. વળી પ્રાથમિક મંડળીઓનો વહેવાર શાખ વધારવાનો અથવા બીજી જાતનું સહકાર કરવાનો હોય છે તેના પ્રમાણમાં પ્રાથમિક મંડળીઓના શાખવાળી મંડળીઓ અને બીન શાખવાળી મંડળીઓ એવા બે ભાગ પાડવામાં આવે છે. આ બન્ને જાતની પ્રાથમિક મંડળીઓના પણ સભાસદોના ધંધારોજગાર પ્રમાણે પેટા ભાગ પાડવામાં આવે છે. આવી રીતે મંડળીઓના બે મુખ્ય ભાગ પડી શકે છે—શાખવાળી મંડળીઓ અને બીનશાખવાળી મંડળીઓ, ખેડૂતોની મંડળીઓ અને બીનખેડૂતોની મંડળીઓ.

સહકાર પ્રવૃત્તિ હિંદુસ્તાનમાં મુખ્યત્વે કરીને ખેડૂતોની દેવાદારી દૂર કરવા સારૂ શરૂ કરવામાં આવી હતી. ખેતીવાડી ઉપર હિંદુસ્તાનની લગભગ પોણા ભાગની વસ્તીનો મુખ્ય આધાર છે. અને તેથી દેખીતી રીતે હિંદુસ્તાનના સહકારમાં ખેડૂતોની સહકારી મંડળીઓ અગ્રસ્થાન ભોગવે છે. છેલ્લામાં છેલ્લા આંકડાઓ મુજબ હિંદુસ્થાનમાં ખેડૂતોની શાખવાળી મંડળીઓ ૨૦,૫૪૧, બીનખેડૂતોની શાખવાળી મંડળીઓ ૯૪૩ અને ખેડૂતોની તથા બીનખેડૂતોની બીનશાખવાળી મંડળીઓ અનુક્રમે ૫૨૯ અને ૨૬૬ છે. નીચેના પત્રક ઉપરથી વીમો ઉતારવાની મંડળીઓ શિવાયની બીજી સર્વ જાતની ખેડૂતોની મંડળીઓની સંખ્યા, સભાસદો, ભંડોળ તથા બીજી વિગતો માલૂમ પડશે.

| પ્રદેશ. | સંખ્યા. | સભાસદોની સંખ્યાની | કુલ કામકાજનું ભંડોળ રૂ. | અનામત ભંડોળ રૂ. |
|---|---|---|---|---|
| દ્રાસ ... | ૧,૯૨૧ | ૧,૧૮,૯૩૯ | ૮૮,૦૮,૨૭૧ | ૫,૨૨,૭૨૩ |
| મુંબાઇ ... | ૧,૦૯૧ | ૮૦,૭૬૨ | ૫૨,૧૪,૮૮૭ | ૩,૨૦,૨૭૨ |
| બંગાલ ... | ૨,૮૫૭ | ૧,૧૦,૯૬૧ | ૬૭,૦૬,૬૨૮ | ૭,૯૨,૨૨૭ |
| બીહાર,ઓરીસા | ૧,૩૩૭ | ૫૬,૨૦૦ | ૨૧,૬૧,૦૫૭ | ૨,૮૬,૫૩૬ |
| સંયુક્ત પ્રાંતો | ૩,૦૦૩ | ૧,૦૨,૩૧૨ | ૫૭,૩૬,૦૫૧ | ૬,૩૬,૨૨૮ |
| પંજાબ ... | ૩,૪૧૭ | ૧,૨૯,૫૪૪ | ૭,૪૦,૭૦,૯૪૩ | ૨૭,૦૮,૬૦૦ |
| બર્મા. ... | ૧,૯૮૫ | ૪૫,૯૩૯ | ૭૯,૫૬,૮૩૪ | ૮,૭૨,૬૧૫ |
| મધ્ય પ્રાંતો. | ૩,૩૦૩ | ૫૩,૪૯૭ | ૪૮,૨૫,૦૧૮ | ૩,૯૯,૫૧૫ |
| આસામ ... | ૩૧૩ | ૧૬,૭૩૨ | ૪,૬૫૯૪૫ | ૮૫,૩૦૬ |
| કુર્ગ. ... | ૨૪ | ૨,૭૮૧ | ૧,૨૩,૪૭૦ | ૨૯,૭૯૧ |
| અજમેર .. | ૩૭૨ | ૧૨,૮૪૮ | ૧૧,૬૫,૧૮૧ | ૦ |
| મ્હેસુર. ... | ૮૧૨ | ૪૫,૦૨૧ | ૨૨,૭૦,૬૨૮ | ૮૩,૭૩૮ |
| વડોદરા. ... | ૨૯૦ | ૮,૭૧૬ | ૭,૧૦,૭૮૧ | ૧,૨૬,૮૦૭ |
| કુલ ... | ૨૦૭૨૫ | ૭,૮૪,૨૫૨ | ૫,૯૬,૧૧,૬૪૪ | ૬૮,૪૪,૩૫૮ |

| કારોબારનો ખર્ચ રૂપીયા | છેલ્લા વરસમાં ચોખો નફો. રૂપીયા | વ્યાજના સાધારણ દર. | |
|---|---|---|---|
| | | ઉછીનાં લાધેલાં નાણાં ઉપર ટકા. | ઉછીનાં આપેલા નાણાં ઉપર ટકા. |
| ૭૪,૪૭૪ | ૨,૪૫,૦૫૩ | ૭½ | ૯⅜ |
| ૪૨,૮૬૧ | ૧,૨૯,૧૬૧ | ૬¼ અને ૭ | ૯⅜ |
| ૧,૩૫,૨૯૭ | ૧,૯૭,૨૨૦ | ૯⅜ અને ૧૦½ | ૧૨½, ૧૫⅝ અને ૨૫ |
| ૧૦,૬૭૧ | ૧,૧૯,૫૦૨ | ૧૨½ | ૧૨૫૨, ૧૫૫ અને ૧૮¾ |
| ૭૪,૧૦૬ | ૧,૭૧,૨૪૬ | ૧૨ | ૧૫ |
| ૮૨,૬૭૬ | ૮,૩૪,૨૯૫ | ૬ થી ૯ | ૯ થી ૧૨½ |
| ૧,૭૪,૨૬૭ | ૨,૫૧,૨૩૪ | ૧૦ | ૧૫ |
| ૯,૬૩૨ | ૧,૧૫,૨૦૪ | ૯ | ૧૨ |
| ૭,૬૫૮ | ૨૬,૦૪૫ | ૬¼ અને ૯ | ૧૨½ અને ૧૮¾ |
| ૩,૦૨૧ | ૯,૪૧૮ | ૫ થી ૮ | ૧૨½, અને ૨૫ |
| ૬,૯૨૪ | ૮૫,૪૦૦ | ૧૦ | ૧૨ |
| ૧૪,૪૭૩ | ૯૮,૭૩૭ | ૬ થી ૭½ | ૯ થી ૧૨ |
| ૬,૧૦૩ | ૩૩,૪૦૬ | ૪½ થી ૭ | ૯⅜ અને ૧૨ |
| ૬,૪૨,૧૯૩ | ૧૭,૭૫,૮૧૫ | • | • |

| પ્રદેશ. | સંખ્યા. | સભાસદોની સંખ્યાની | કુલ કામકાજનું ભંડોળ રૂ. | અનામત ભંડોળ રૂ. |
|---|---|---|---|---|
| મદ્રાસ ... | ૧,૯૨૧ | ૧,૧૮,૯૩૯ | ૮૮,૦૮,૨૭૧ | ૫,૨૨,૭૨૩ |
| મુંબાઇ ... | ૧,૦૯૧ | ૮૦,૭૬૨ | ૫૨,૧૪,૮૮૭ | ૩,૨૦,૨૭૨ |
| બંગાલ ... | ૨,૮૫૭ | ૧,૧૦,૯૬૧ | ૬૭,૦૬,૬૨૮ | ૭,૯૨,૨૨૭ |
| બીહાર,ઓરીસા | ૧,૩૩૭ | ૫૬,૨૦૦ | ૨૧,૬૧,૦૫૭ | ૨,૮૬,૫૩૬ |
| સંયુક્ત પ્રાંતો | ૩,૦૦૩ | ૧,૦૨,૩૧૨ | ૫૭,૩૬,૦૫૧ | ૬,૩૬,૨૨૮ |
| પંજાબ ... | ૩,૪૧૭ | ૧,૨૯,૫૪૪ | ૭,૪૦,૭૦,૯૪૩ | ૨૭,૦૮,૬૦૦ |
| બર્મા. ... | ૧,૯૮૫ | ૪૫,૯૩૯ | ૭૯,૫૬,૮૩૪ | ૮,૭૨,૬૧૫ |
| મધ્ય પ્રાંતો. | ૩,૩૦૩ | ૫૩,૪૯૭ | ૪૮,૨૫,૦૧૮ | ૩,૭૯,૫૧૫ |
| આસામ ... | ૩૧૩ | ૧૬,૭૩૨ | ૪,૬૫૯૪૫ | ૮૫,૩૦૬ |
| કુર્ગ. ... | ૨૪ | ૨,૭૮૧ | ૧,૨૩,૪૭૦ | ૨૯,૭૯૧ |
| અજમેર .. | ૩૭૨ | ૧૨,૮૪૮ | ૧૧,૬૫,૧૮૧ | ૦ |
| મ્હેસુર. ... | ૮૧૨ | ૪૫,૦૨૧ | ૨૨,૭૦,૬૨૮ | ૮૩,૭૩૮ |
| વડોદરા. ... | ૨૯૦ | ૮,૭૧૬ | ૭,૧૦,૭૮૧ | ૧,૨૬,૮૦૭ |
| કુલ ... | ૨૦૭૨૫ | ૭,૮૪,૨૫૨ | ૫,૯૬,૧૧,૬૪૪ | ૬૮,૪૪,૩૫૮ |

| કારોબારનો ખર્ચ રૂપીયા | છેલ્લા વરસમાં ચોખો નફો. રૂપીયા | વ્યાજના સાધારણ દર. ઉછીનાં લીધેલાં નાણાં ઉપર ટકા. | વ્યાજના સાધારણ દર. ઉછીનાં આપેલા નાણાં ઉપર ટકા. |
|---|---|---|---|
| ૭૪,૪૭૪ | ૨,૪૫,૦૫૩ | ૭½ | ૯⅜ |
| ૪૨,૮૬૧ | ૧,૨૯,૧૬૧ | ૬¼ અને ૭ | ૯⅜ |
| ૧,૩૫,૨૯૭ | ૧,૯૭,૨૨૦ | ૯⅜ અને ૧૦½ | ૧૨½, ૧૫⅝ અને ૨૫ |
| ૧૦,૬૭૧ | ૧,૧૯,૫૦૨ | ૧૨½ | ૧૨૫૨, ૧૫૫ અને ૧૮¾ |
| ૭૪,૧૦૬ | ૧,૭૧,૨૪૬ | ૧૨ | ૧૫ |
| ૮૨,૬૭૬ | ૮,૩૪,૨૯૫ | ૬ થી ૯ | ૯ થી ૧૨½ |
| ૧,૭૪,૨૬૭ | ૨,૫૧,૨૩૪ | ૧૦ | ૧૫ |
| ૯,૬૩૨ | ૧,૧૫,૨૦૪ | ૯ | ૧૨ |
| ૭,૬૫૮ | ૨૬,૦૪૫ | ૬¼ અને ૯ | ૧૨½ અને ૧૮¾ |
| ૩,૦૨૧ | ૯,૪૧૮ | ૫ થી ૮ | ૧૨½, અને ૨૫ |
| ૬,૯૨૪ | ૮૫,૪૦૦ | ૧૦ | ૧૨ |
| ૧૪,૪૭૩ | ૯૮,૭૩૭ | ૬ થી ૭½ | ૯ થી ૧૨ |
| ૬,૧૦૩ | ૩૩,૪૦૬ | ૪½ થી ૭ | ૯⅜ અને ૧૨ |
| ૬,૪૨,૧૯૩ | ૧૭,૭૫,૮૧૫ | ● | ● |

ઉપરના આંકડાઓ તરફ નજર કરતાં જણાશે કે ખેડૂતોની શાખવાળી મંડળીઓની વ્યવસ્થા, સ્થાપના અને દેખરેખ ઉપર પૂરતું ધ્યાન આપવાની ખાસ જરૂર છે; કારણ કે આ મંડળીઓની ખરેખર વ્યવસ્થા, વેપારી પદ્ધતિસર વહીવટ અને તેમની સચોટ દેખરેખ ઉપર સહકારનું ભવિષ્ય અવલંબીને રહેલું છે. ખેડૂતોની શાખવાળી મંડળીઓના વહીવટનાં તત્વો સામાન્ય રીતે બીનશાખવાળી સહકારી મંડળીઓને પણ લાગુ પડે છે. તેથી કરીને આપણે ખેડૂતોની શાખવાળી સહકારી મંડળીઓનાં તત્વો વિસ્તારથી વર્ણવીશું. અને બીનખેડૂતોની તથા બીનશાખવાળી મંડળીઓનાં જે ખાસ લક્ષણ હશે તેનોજ ફક્ત વિચાર કરીશું.

સહકારનાં તત્વો અને તે તત્વોને ખરેખર આચારમાં મુકવાની અગત્ય ઉપર ખાસ ભાર મુકવાની જરૂર નથી. આખી સહકારની ઇમારત આ પાયા ઉપર રચાયેલી છે, અને જેટલો પાયો મજબૂત હશે તેટલીજ ઇમારતની મજબૂતી થશે. સ્વાભાવિક રીતે સહકાર કેટલાંક નૈતિક ધોરણ ઉપર રચાયેલું છે અને જો આચારમાં આ નૈતિક ધોરણની અવગણના કરવામાં આવે અથવા તે ધોરણ ન સચવાય તો આખું સહકાર જોખમમાં આવી પહોંચે તેમ છે. તેથી કરીને દરેક સભાસદે ખેડૂતોની સહકારી શાખવાળી મંડળીના વહીવટનાં મૂળતત્વો જાણવાં આવશ્યક છે. ખાસ લક્ષમાં રાખવા લાયક બાબતો નીચે મુજબ છે—(૧) સહકારી શાખવાળી મંડળીનો ઉદ્દેશ કરકસર વધારવાનો અને શાખ ઉત્પન્ન કરવાનો હોય છે. (૨) મંડળીના દેવા વાસ્તે સભાસદોની જવાબદારી સંયુક્ત અને અનિયમિત હોય છે. (૩) મંડળીની ફત્તેહ મુખ્યત્વે-કરીને સભાસદોની અરસપરસ પીછાણ ઉપર અને ખરાબ ચારિત્રવાળા માણસોના સભાસદ તરીકે દાખલ ન કરવા ઉપર છે. (૪) પેટા કાયદાની અંદર ઘડવામાં આવેલા નિયમ અનુસાર કમિટીએ ચોક્સ તપાસ કર્યા પછી ચોક્સ હેતુસરજ નાણાં ઉછીનાં આપવાં જોઇએ. અને જે હેતુસર નાણાં ધીરવામાં આવ્યાં હોય તે કામમાંજ નાણાંનો ઉપયોગ કરવામાં આવે છે કે કેમ તે જાણવાની

સભાસદોએ ચીવટ રાખવી જોઇએ. (૫) જે કામને સારુ નાણાં ઉછીનાં લેવાયેલાં હોય તે તરફ નજર કરીને ધીરેલી રકમ એક અથવા વધારે હપતાથી પાછી વાળવામાં આવે એવું ઠરાવવું જોઇએ; નાણાં પાછાં આપવામાં આવે તે ખરેખર પાછાં અપાવા જોઇએ અને વખતસર હપતા ભરાવા જોઇએ. અને ચોકસ તપાસ કર્યા શિવાય મુદત વધારી આપવી જોઇએ નહિ. (૬) વ્યવસ્થાપક કમિટી અને સેક્રેટરીની નીમણોક કરવી. સરવૈયાની તથા ઉઘરાણી તપાસણીના પરીણામે કરવામાં આવેલી ટીકાઓ તથા સૂચનાઓ ઉપર વિચાર ચલાવવો, ઉછીના આપવામાં આવતાં નાણાંની વધુમાં વધુ હદ મુકરર કરવી અને નોકરોના કામકાજનું નિરીક્ષણ કરવું ઈત્યાદિ. સભાસદોની સાધારણ સભાના હક્ક અને સભાના હાથમાં રહેલી સત્તા દરેક સભાસદની જાણમાં હોવી જોઇએ. (૭) વ્યવસ્થાપક કમિટીએ ભંડોળ ઉઘરાવવું, સભાસદોને ધીરવામાં આવતાં નાણાંની મંજુરી આપવી, તે નાણાં પાછાં અપાય તેની ચોકસી રાખવી અને હીસાબ બરોબર રાખવામાં આવે તેની તપાસ રાખવી. (૮) બધો નફો અનામત ખાતે લઇ જવો, જેથી કરીને મંડળીની શાખ સામાન્ય રીતે સુધરે, અનિયમિત જવાબદારીમાંથી સભાસદોનું સંરક્ષણ થાય અને છેવટે મંડળી ધીરવામાં આવતાં નાણાં ઉપર લેવાના વ્યાજનો દર ઓછો કરી શકે. અને આ અનામત ભંડોળ મંડળી વિખેરી નાંખવામાં આવે ત્યાં સુધી બધા સભાસદોની સમગ્ર મીલકત ગણાય. (૯) મંડળીનું ભંડોળ સભાસદો પાસેથી અથવા બીજી વ્યકિતઓ પાસેથી થાપણો લઇને ઉભું કરવું જોઇએ અથવા ભંડોળના નાણાં જે સંસ્થાના વહીવટમાં મંડળીને સભાસદ તરીકે ભાગ લેવાનો હક્ક હોય તેવી મધ્યસ્થ નાણાં ધીરનારી સંસ્થામાંથી ઉછીનાં લેવા જોઇએ. (૧૦) જો કે મંડળીના કામકાજ ઉપર સરકારી ઓડીટ ખાતાની તપાસણીનો અંકુશ હોય છે અને મધ્યસ્થ નાણાં ધીરનારી સંસ્થાનો અથવા તો યુનીયનનો દેખરેખ ખાખતનો અંકુશ હોય છે તોપણ સભાસદોએ પોતે એટલું ધ્યાનમાં

રાખવું જોઇએ કે તેઓ પોતેજ મંડળીના ધોરણસર વહીવટ વાસ્તે જોખમદાર છે અને તેમના પોતાના પ્રયાસ ઉપરજ મંડળીની ફતેહનો આધાર છે.

ખેડૂતોની શાખવાળી મંડળીઓના ઉપર જણાવેલા તત્વોનું શિક્ષણ ઘણું અગત્યનું છે. તોપણ દૈવની વિચિત્રતાને લીધે જે સભાસદોને આ શિક્ષણ આપવાનું છે તે સભાસદો આ તત્વોનું શિક્ષણ લેવાને જરા પણ તૈયાર નથી. ખેડૂતની અભણ સ્થિતિ આ બાબતમાં ઘણી આડે આવે છે. અમે એવું કહેવા માંગતા નથી કે થોડી પ્રાથમિક કેળવણી મળવાથી ખેડૂત નમૂનેદાર સભાસદ થઈ જશે, પરંતુ નીશાળમાં મળતી કેળવણીને લીધે તેનું મગજ નવા વિચાર ગ્રહણ કરવાને શકિતમાન થશે અને પોતાના જીવનની દરેક બીનાથી વાકેફ થવાની તેની ઇન્તેજારી વધશે. સહકારકોએ આથી કરીને પ્રાથમિક કેળવણીના વધારા વાસ્તે સતત દલીલ કર્યા કરવી જોઇએ; પરંતુ આટલી દલીલથી જ બસ ન કરતાં અને પ્રાથમિક કેળવણી સઘળે ઠેકાણે પ્રસરી રહેશે તેની વાટ જોઇને બેસી ન રહેતાં તેઓએ સહકારનાં તત્વોનો પ્રચાર બમણા પ્રયાસથી કરવો જોઇએ, અને જે ગામડાંઓમાં કેળવણીની સંસ્થાઓનો અભાવ છે ત્યાં ન્હાના મોટા સર્વેને પોતે સ્થાપેલી મંડળીઓ મારફતજ પ્રાથમિક કેળવણી મળી શકે તેવી વ્યવસ્થા કરવી જોઇએ.

ખેડૂતોની સહકારી શાખવાળી મંડળી કરકસર વધારવા, બચત કરાવવા, શાખ ઉત્પન્ન કરવા અને સામાન્ય રીતે નૈતિક અને આર્થિક સ્થિતિમાં સુધારો કરવા સારૂ એકઠા થયેલા ૧૦ અથવા વધારે માણસોની બનેલી હોય છે. મંડળીને રજીસ્ટર કરવાની અરજી શરૂઆતમાં જે માણસો એકઠા થઇ કામ કરવા માંગે છે તેમની સહી સાથે કરવામાં આવે છે અને ત્યાર પછી મંડળીની વ્યવસ્થાપક કમિટી સભાસદ થવા ઈચ્છનારા માણસોને તેમની ચાલચલગત અને આર્થિક સ્થિતિની તપાસ કરીને સભાસદ તરીકે દાખલ કરે છે. સહકારી મંડળીઓનો રજીસ્ટ્રાર અથવા જે અમલદારની સમક્ષ ખાસ ફરમાનની રૂએ રજીસ્ટર

કરવાની અરજી રજુ કરવાની હોય છે તે અમલદાર તેને યોગ્ય લાગે તો તથા કાયદાની કલમો બરાબર સચવાઇ હોય તો મંડળીને રજીસ્ટર કરે છે. હાલની સ્થિતિમાં રજીસ્ટર કરવામાં આવતી મંડળીઓ સદ્ધર પાયા ઉપર સ્થાપવામાં આવી છે કે નહિ તે જોવાની જોખમદારી આ અમલદારોને શિર હોય છે.

સહકારી મંડળીઓના કાયદાની રૂએ જે મંડળીનો ઉદ્દેશ સભાસદોને ધીરવા સારૂ નાણાં એકઠાં કરવાનો હોય છે અને જેના સભાસદોનો મોટો ભાગ ખેડૂતોનો બનેલો હોય છે, તે મંડળીની જવાબદારી અનિયમિત હોય છે. દેશના ઘણા ભાગમાં ખેડૂતોએ અનિયમિત જવાબદારી ઘણી ખુશીથી સ્વીકારી છે. પરંતુ અનિયમિત જવાબદારીનો ઘણે ભાગે એવો અર્થ કરવામાં આવે છે કે જયારે બહારના લ્હેણુદારના પૈસા આપવામાં ચૂક થાય ત્યારે કોઈ પણ સભાસદની આખી મીલકત સામે તે લ્હેણુદાર તરતજ પગલાં ભરી શકે. ખરૂં જોતાં આ જવાબદારી ‘ ભાગે પડતી અનિયમિત જવાબદારી ’ કહી શકાય. એટલે, જયારે મંડળી લ્હેણુદારોને નાણાં પાછાં ભરી ન શકે ત્યારે શેરનું ભંડોળ પૂરેપૂરૂં ચુકવી લીધા પછી બાકીની ખૂટતી રકમ સભાસદ દીઠ ફાળો નાંખીને સભાસદોની કુલ મીલકતમાંથી વસુલ કરી શકાય. આમાં સભાસદની મીલકત ઉપર લ્હેણુદાર પોતે સીધી રીતે પગલાં ભરી શકે જ નહિ. થોડી જ મંડળીઓમાં અનિયમિત જવાબદારીનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. અને જો કે પ્રાંતિક સરકારને અમુક મંડળીઓને આ જાતની જવાબદારીમાંથી મુકત કરવાની સત્તા આપવામાં આવી છે તો પણ આખા દેશમાં અનિયમિત જવાબદારીનો ખેડૂતોએ એવો વિના સંકોચે સ્વીકાર કર્યો છે કે પ્રાંતિક સરકારની આ સત્તાનો ઉપયોગ જવલ્લેજ કરવામાં આવ્યો હશે. આ અનિયમિત જવાબદારીના સ્વીકારને લઇને જ વેપારી નીતિ રીતિ અને સહકાર્યના નૈતિક તથા માનસિક લાભ મળી શકયા છે. ઉપરાંત અનિયમિત જવાબદારીને લઇનેજ પ્રાથ-

મિક મંડળીઓમાં થાપણો મૂકનારાઓને તથા તેમને નાણાં પૂરાં પાડનારી મધ્યસ્થ સંસ્થાઓને, મધ્યસ્થ સંસ્થાઓમાં થાપણો મૂકનારાઓને તથા સંબંધ ધરાવનારી બીન–સહકારી બેન્કોને પ્રાથમિક સહકારી મંડળીઓમાં વિશ્વાસ પેદા થાય છે. આ અનિયમિત જવાબદારીની રીતનો સ્વીકાર ન કરવો એ સલાહકારક નથી. જો કે ઘણી વખત એવી સૂચના કરવામા આવે છે કે ગામડાંઓના પૈસાદાર લોકો જેઓ અનિયમિત જવાબદારી વ્હોરવાને તૈયાર ન હોય પરંતુ સહકારી મંડળીઓને મદદ કરવા ઇચ્છા રાખતા હોય તેમની જવાબદારી એક રીતે નિયમિત કરવાથી તેઓ સહકારી મંડળીના સભાસદ થઈ શકે. આ સૂચનાનો અર્થ એ થાય છે કે પૈસાદાર વર્ગના પૈસા અને તેમની સામાજીક સ્થિતિનો તેમને લાભ મળે. જો આવી રીતે વર્તવામાં આવે તો મંડળીનો સામાન્ય સભાસદ આ રીત પસંદ કરશે એવું માની શકાતું નથી. જો ગામડાંના પૈસાદાર માણસો પોતાના પાડોશીઓના દુઃખમાં ભાગ લેવા માંગતાં હોય તો તેઓએ જાણવું જોઇએ કે સામાન્ય લાગણીને અનુકૂળ થઇને તેઓએ પાડોશીઓના સાથે સરખી રીતે ભળવું જોઇએ અને સહકારી મંડળીના સાધારણ બંધારણ અને તેમાં સમાયેલી ચોકસાઇ તરફ જોતાં અનિયમિત જવાબદારીનો સ્વીકાર કરવાનાં જોખમ કેટલાં બધાં ઓછાં થાય છે તે પણ તેઓએ જાણવું જોઇએ. જે મંડળીના સભાસદે મંડળી સાથેનો પોતાનો સંબંધ તોડી નાંખ્યો હોય તેવા સભાસદની મીલકત મંડળીનાં કરજ સારૂ એવો સંબંધ તોડયા બાદ બે વર્ષ સુધી જવાબદાર રહે છે. અને મરણ પામેલા સભાસદની મીલકત તેના મરણ પછી એક વર્ષ સુધી મંડળીનાં કરજ સારૂ જવાબદાર ગણાય છે.

એકજ ગામ અથવા ગામડામાં અથવા ગામડાંઓના સમૂહમાં વસતા ૧૮ વર્ષ ઉપરની ઉમરના ઓછામાં ઓછા દસ માણસો હોય તે શિવાય ખેડૂતોની શાખવાળી મંડળી રજીસ્ટર થઇ શકે નહિ. મંડળીનો કાર્ય પ્રદેશ એટલો ન્હાનો હોવો જોઇએ કે સભાસદો એક બીજા

ને ઓળખંતા હોય અને એક બીજા પર અસરકારક અંકુશ રાખી શકે. આથી કરીને ઘણુંખરૂં એકજ ગામને મંડળનો કાર્યપ્રદેશ ઠરાવવું એ સલાહકારક છે. પરંતુ જયાં એકથી વધુ ગામડાંઓ કોઇ પણ અગવડ શિવાય સહકારના કાર્યપ્રદેશરૂપ થઇ શકતાં હોય અને સભાસદો અ-વિભક્ત રીતે જવાબદારી વહોરી શકતા હોય ત્યાં દરેક ગામ દીઠ એક મંડળી હોવી જોઇએ તે સૂત્રનું અક્ષરશઃ પાલન કરવું ખાસ જરૂરી નથી. વળી એમ પણ કહેવામાં આવે છે કે જયાં સહકારની ઘણી જરૂર હોય, પરંતુ જયાં ભણેલા સભાસદો મળી ન શકતા હોય ત્યાં પણ દરેક ગામ દીઠ એક મંડળી હોવાના નિયમને વળગી રહેવું તે સહકારની પ્રગતિ ઇચ્છવી હોય તો સલાહકારક નથી. આવી વખતે ખાસ ધ્યાન માં રાખવાનું એ છે કે સહકારનું ખાસ તત્વ–સભાસદોની એક બીજા સાથે ગાઢ સંબંધમાં હોવાને લીધે ઉત્પન્ન થતી અરસપરસ જવાબદારી–તે વીસરાવું જોઇએ નહિ. મંડળીનું કદ ઠરાવતી વખતે પણ આ તત્વ ધ્યાનમાં રાખવું. વહીવટ કરવામાં કરકસર–વિગેરે બીજા ફાયદા બહુ ન હોય પરંતુ સરળ રીતે ચલાવી શકાય, કામકાજ ઉપર દેખરેખ રાખી શકાય, અને સભાસદો અરસપરસ સંબંધમાં આવી શકે તેવી ન્હાની મંડળીઓના ફાયદા અગણિત છે. જર્મનીમાં ખેડૂતોની મંડળીના સભા-સદોની રાશ ૯૪ છે, હિંદુસ્થાનમાં ૪૧ છે. સભાસદોની વધુમાં વધુ સંખ્યા મુકરર કરી ન શકાય. પરંતુ ખરૂં જોતાં ૧૦૦ થી વધારે સ-ભાસદો મંડળીમાં હોય તો મંડળીની વ્યવસ્થા સહકારનાં ખરાં તત્વો અનુસાર કરવી એ ઘણું મુશ્કેલ થઇ પડે. જો કોઇપણ ગામમાં સભા-સદોની સંખ્યાં મંડળીની સારી વ્યવસ્થા થઇ શકે તેના કરતાં વધારે થઇ જાય તો બીજી મંડળીની સ્થાપના કરવી સલાહકારક થઇ પડે. જો ગામમાં તડ હોય અથવા ભાગલા પડેલા હોય અને બધા માણસ સલાહ સંપથી કામ કરી ન શકે તેવે વખતે પણ એક કરતાં વધારે મંડળી ઓ સ્થાપવી સલાહકારક થઈ પડે. શરૂઆતમાં થોડા સભાસદોથી મંડળીઓની સ્થાપના થવી જોઇએ. અને થોડો વખત ગયા બાદ વ્યવ-

સ્થાપક કમિટીએ ધીરે ધીરે બીજા સભાસદોને દાખલ કરવામાં આવતા સભાસદોની પૂરતી ચોકસી કરીને લેવા માંડવા. આવા પાછળથી લેવામાં આવેલા સભાસદો એવા હોવા જોઇએ કે જેની જોડે જૂના સભાસદો સંબંધમાં આવી શકે અને તેમની જવાબદારી સ્વીકારી શકે.

ગામડાંની શાખવાળી મંડળીઓ હમણાં ઘણુંખરૂં પોતાની જમીન ખેડનારા અથવા સાંથે લઇને જમીન ખેડનારા ગરીબ ખેડૂતોની બનેલી હોય છે. અને સાધારણ રીતે ગામડાંના કારીગરો અને ખેતરો ઉપરના મજૂરોને આવી મંડળીઓમાં દાખલ કરવામાં આવતા નથી. જો કે આ રીત ફાયદાકારક છે, તોપણ ગરીબાઈ અને ધંધાનો ફેરફાર એ કારણોને લીધે બીજા સારા અને લાયક સભાસદોનો મંડળીમાં સ્વીકાર ન કરવો એ ઇચ્છવાયોગ્ય નથી. ઉપરાંત, ખેડૂતોની સહકારી શાખવાળી મંડળીઓ હિંદુસ્થાનમાં થોડા પૈસાવાળા પોતાની જમીન ખેડનારા અથવા સાંથે લઇને જમીન ખેડનારા ખેડૂતોની બનેલી હોય છે. અને ઉત્તર હિંદુસ્થાનમાંના મોટા ભાગની જમીનના માલીકો અને ખેડૂત વર્ગમાંના મોટા જમીનદારોના લાભ સારૂ જવલ્લેજ આવી શાખવાળી મંડળીઓ સ્થપાઇ હશે. આમાંના ઘણાખરા જમીનદારો સસ્તા વ્યાજે પોતાના ગામમાંથી અથવા બીજા ઠેકાણેથી શરાફો પાસેથી નાણાં મેળવી શકે છે, તોપણ દેશના કેટલાક ભાગોમાં તેઓને નાણાં ઉછીનાં લેવાની સગવડની ખાસ જરૂર હોય છે. સામાન્ય ખેડૂતોની શાખવાળો મંડળીનું અનિયમિત જવાબદારી, કામકાજનો સંકુચિત પ્રદેશ અને અનામત ખાતે લઇ જવામાં આવતા નફાની રીતવાળું બંધારણ મોટા જમીનદારો સારૂ માફક ન આવે તોપણ હજુ સુધી આ જાતના માણસો વાસ્તે સહકારી શાખવાળી સંસ્થાઓનું કાંઇ પણ બંધારણ ચોકસ કરવામાં આવ્યું નથી. જો કે કેટલેક ઠેકાણે કેટલાક પ્રાંતોમાં થોડી જમીનદારોની મંડળીઓની સ્થાપના કરવામાં આવી છે.

ખેડૂતોની શાખવાળી મંડળી એક લોકનિયુક્ત સંસ્થા હોવાને લીધે મંડળીના કારોબારની વ્યવસ્થા કરવાની મૂળ સત્તા સાધારણ

સભામાં મળેલા સમગ્ર સભાસદોમાં હોય છે. અને આ સાધારણ સભાં માં દરેક સભાસદને એકમત આપવાનો અધિકાર હોય છે. તેનું બધું કામકાજ જાહેર રીતે ચલાવવામાં આવે છે. બધો વહીવટ અને કારોબાર દર વર્ષે ઓછામાં ઓછો એક વખત મંડળીના સભાસદોની સાધારણ સભામાં તપાસણી સારૂ રજુ થવો જોઇએ. અને હીસાબકિતાબ અને મંડળીનો કારોબાર વિગેરે બાબતોની વાટાઘાટ સારૂ આવી સભાઓ વારંવાર મળે તે ઇચ્છવાયોગ્ય છે. પ્રમુખ, સેક્રેટરી અને બીજા અમલદારોવાળી વ્યવસ્થાપક કમિટીની ચુંટણી સાધારણ સભા કરે છે. મંડળીનું વાર્ષિક સરવૈયું જરૂરી સમજૂતી અપાયા પછી આ સાધારણ સભામાં જ સ્વીકારવામાં આવે છે અને સરકારી ઓડીટરોના અથવા રજીસ્ટ્રારના અથવા નાણાં ધીરનારી સંસ્થાઓના હુકમો તથા રીપોર્ટો આ સાધારણ સભા સમક્ષ રજુ કરવામાં આવે છે. સાધારણ સભામાં મળેલા સભાસદોને કોઇ પણ સભાસદને કમી કરવાની સત્તા છે. અને તેથી કરીને સભાસદોની ચાલચલગત ઉપર સારો અંકુશ રાખી શકાય છે. સાધારણ સભામાં વ્યવસ્થાપક કમિટીને અમુક રકમ સુધી નાણાં કરજે કાઢવાની સત્તા આપવામાં આવે છે. અને સભાસદોને નાણાં ધીરવાની રકમની હદ મુકરર કરવામાં આવે છે. સહકારી મંડળીઓના રજીસ્ટ્રારની મંજુરીથી પેટા-કાયદામાં ફેરફાર કરવાની સત્તા પણ આ સાધારણ સભાને આપેલી હોય છે.

મંડળીનો સામાન્ય વહીવટ ચલાવવા સારૂ પાંચથી નવ સભાસદોની એક વ્યવસ્થાપક કમિટી નીમવામાં આવે છે; અને આ સભાસદો કાંઈ પણ મહેનતાણા શિવાય પોતાનું કામ કરે છે. આ કમિટી સામાન્ય રીતે નવા સભાસદોને દાખલ કરે છે, સભાસદોની કરજ માંગણીની અરજીઓ લે છે અને તેનો નીકાલ કરે છે, ઉછીનાં આપેલાં નાણાં વસુલ લે છે. જરૂર પડતાં હપતાની મુદત વધારી આપે છે, મંડળીના ઉપયોગ સારૂ નાણાં ઉછીનાં લે છે, હીસાબ તપાસે છે અને હીસાબ ઉપર દેખરેખ રાખે છે, રોકડ નાણાંની શી વ્યવસ્થા કરવી તે

સ્થાપક કમિટીએ ધીરે ધીરે બીજા સભાસદોને દાખલ કરવામાં આવતા સભાસદોની પૂરતી ચોકસી કરીને લેવા માંડવા. આવા પાછળથી લેવામાં આવેલા સભાસદો એવા હોવા જોઇએ કે જેની જોડે જૂના સભાસદો સંબંધમાં આવી શકે અને તેમની જવાબદારી સ્વીકારી શકે.

ગામડાંની શાખવાળી મંડળીઓ હમણાં ઘણુંખરૂં પોતાની જમીન ખેડનારા અથવા સાંથે લઇને જમીન ખેડનારા ગરીબ ખેડૂતોની બનેલી હોય છે. અને સાધારણ રીતે ગામડાંના કારીગરો અને ખેતરો ઉપરના મજૂરોને આવી મંડળીઓમાં દાખલ કરવામાં આવતા નથી. જો કે આ રીત ફાયદાકારક છે, તોપણ ગરીબાઈ અને ધંધાનો ફેરફાર એ કારણોને લીધે બીજા સારા અને લાયક સભાસદોનો મંડળીમાં સ્વીકાર ન કરવો એ ઇચ્છવાયોગ્ય નથી. ઉપરાંત, ખેડૂતોની સહકારી શાખવાળી મંડળીઓ હિંદુસ્થાનમાં થોડા પૈસાવાળા પોતાની જમીન ખેડનારા અથવા સાંથે લઇને જમીન ખેડનારા ખેડૂતોની બનેલી હોય છે. અને ઉત્તર હિંદુસ્થાનમાંના મોટા ભાગની જમીનના માલીકો અને ખેડૂત વર્ગમાંના મોટા જમીનદારોના લાભ સારૂ જવલ્લેજ આવી શાખવાળી મંડળીઓ સ્થપાઇ હશે. આમાંના ઘણાખરા જમીનદારો સસ્તા વ્યાજે પોતાના ગામમાંથી અથવા બીજા ઠેકાણેથી શરાફો પાસેથી નાણાં મેળવી શકે છે, તોપણ દેશના કેટલાક ભાગોમાં તેઓને નાણાં ઉછીનાં લેવાની સગવડની ખાસ જરૂર હોય છે. સામાન્ય ખેડૂતોની શાખવાળો મંડળીનું અનિયમિત જવાબદારી, કામકાજનો સંકુચિત પ્રદેશ અને અનામત ખાતે લઇ જવામાં આવતા નફાની રીતવાળું બંધારણ મોટા જમીનદારો સારૂ માફક ન આવે તોપણ હજુ સુધી આ જાતના માણસો વાસ્તે સહકારી શાખવાળી સંસ્થાઓનું કાંઇ પણ બંધારણ ચોક્સ કરવામાં આવ્યું નથી. જો કે કેટલેક ઠેકાણે કેટલાક પ્રાંતોમાં થોડી જમીનદારોની મંડળીઓની સ્થાપના કરવામાં આવી છે.

ખેડૂતોની શાખવાળી મંડળી એક લોકનિયુક્ત સંસ્થા હોવાને લીધે મંડળીના કારોબારની વ્યવસ્થા કરવાની મૂળ સત્તા સાધારણ

સભામાં મળેલા સમગ્ર સભાસદોમાં હોય છે. અને આ સાધારણ સભામાં દરેક સભાસદને એકમત આપવાનો અધિકાર હોય છે. તેનું ખધું કામકાજ જાહેર રીતે ચલાવવામાં આવે છે. ખર્ચો વહીવટ અને કારોબાર દર વર્ષે ઓછામાં ઓછો એક વખત મંડળીના સભાસદોની સાધારણ સભામાં તપાસણી સારૂ રજુ થવો જોઇએ. અને હીસાબકિતાબ અને મંડળીનો કારોબાર વિગેરે બાબતોની વાટાઘાટ સારૂ આવી સભાઓ વારંવાર મળે તે ઇચ્છવાયોગ્ય છે. પ્રમુખ, સેક્રેટરી અને બીજા અમલદારોવાળી વ્યવસ્થાપક કમિટીની ચુંટણી સાધારણ સભા કરે છે. મંડળીનું વાર્ષિક સરવૈયું જરૂરી સમજૂતી અપાયા પછી આ સાધારણ સભામાં જ સ્વીકારવામાં આવે છે અને સરકારી ઓડીટરોના અથવા રજીસ્ટ્રારના અથવા નાણાં ધીરનારી સંસ્થાઓના હુકમો તથા રીપોર્ટો આ સાધારણ સભા સમક્ષ રજુ કરવામાં આવે છે. સાધારણ સભામાં મળેલા સભાસદોને કોઇ પણ સભાસદને કમી કરવાની સત્તા છે. અને તેથી કરીને સભાસદોની ચાલચલગત ઉપર સારો અંકુશ રાખી શકાય છે. સાધારણ સભામાં વ્યવસ્થાપક કમિટીને અમુક રકમ સુધી નાણાં કરજે કાઢવાની સત્તા આપવામાં આવે છે. અને સભાસદોને નાણાં ધીરવાની રકમની હદ મુકરર કરવામાં આવે છે. સહકારી મંડળીઓના રજીસ્ટ્રારની મંજુરીથી પેટા–કાયદામાં ફેરફાર કરવાની સત્તા પણ આ સાધારણ સભાને આપેલી હોય છે.

મંડળીનો સામાન્ય વહીવટ ચલાવવા સારૂ પાંચથી નવ સભાસદોની એક વ્યવસ્થાપક કમિટી નીમવામાં આવે છે; અને આ સભાસદો કાંઈ પણ મહેનતાણા શિવાય પોતાનું કામ કરે છે. આ કમિટી સામાન્ય રીતે નવા સભાસદોને દાખલ કરે છે, સભાસદોની કરજ માંગણીની અરજીઓ લે છે અને તેનો નીકાલ કરે છે, ઉછીનાં આપેલાં નાણાં વસુલ લે છે. જરૂર પડતાં હપતાની મુદત વધારી આપે છે, મંડળીના ઉપયોગ સારૂ નાણાં ઉછીનાં લે છે, હીસાબ તપાસે છે અને હીસાબ ઉપર દેખરેખ રાખે છે, રોકડ નાણાંની શી વ્યવસ્થા કરવી તે

નક્કી કરે છે, અને ટૂંકામાં સાધારણ સભાએ મુકરર કરેલી નીતિ પ્રમાણે બધો વહીવટ ઝીણવટથી ચલાવે છે. મંડળીના વહીવટની નીતિ મુકરર કરવાની મૂળ સત્તા જેવી રીતે સાધારણ સભામાં મળેલા સમગ્ર સભાસદોમાં હોવાની જેટલી અગત્ય છે તેટલીજ અગત્ય વ્યવસ્થાપક કમિટીએ કમિટી તરીકેનું પોતાનું કામ બધા સભાસદોએ મળીને કરવાની છે. કમિટીએ પોતાનું કામ એક બે ઉત્સાહી સભાસદોને સોંપી દેવું જોઇએ નહિ. હિંદુસ્થાનમાં સહકારનાં તત્વોની પૂરેપૂરી સમજણના અભાવને લીધે, ખેડૂતોની અભણ સ્થિતિને લીધે અને સભાસદોની સાધારણ બેદરકારીને લીધે વ્યવસ્થાપક કમિટી ઘણી વખતે અયોગ્ય સત્તા પોતાના હાથ કરી લે છે, અને ઘણી મંડળીઓમાં કમિટીના એક કે બે સભાસદો આખી મંડળીનો વહીવટ ચલાવતા હોય એવું પણ બને છે. વ્યવસ્થાપક કમિટીના હુકમનો અમલ કરનાર સેક્રેટરી હોય છે. તે બનતા સુધી મંડળીના ગામડાનો જ રહીશ હોવો જોઇએ, અને જો તે મંડળીનો પોતે સભાસદ હોય તો તો ઘણુંજ સારૂં. તેને સાધારણ રીતે થોડું મહેનતાણું આપવામાં આવે છે અને ઘણી વખતે વાર્ષિક નફા ઉપર સુખડી (બોનસ) આપવામાં આવે છે, કેટલીક જગ્યાએ ગામનો તલાટી તથા નીશાળનો માસ્તર મંડળીઓના સેક્રેટરી તરીકે કામ કરે છે. પરંતુ પોતાની સત્તાધારી અમલદાર તરીકેની સ્થિતિને લીધે ગામનો તલાટી સેક્રેટરી તરીકે કામ કરે તે ઇચ્છવાલાયક નથી. સેક્રેટરીનું કામ ફક્ત લખાપટીનુંજ હોવું જોઇએ, જેવું કે અરજીનાં પત્રક લખવાં, હીસાબ રાખવા, સભાઓની મીનીટો લખવી વિગેરે. સેક્રેટરીને કેટલાક પ્રાંતોમાં થાય છે, તેમ કમિટીનું કાંઇ પણ કામ સોંપાવું જોઇએ નહિ. ઘણાં ગામડાંઓમાં અભણ સ્થિતિને લીધે એકથી વધુ મંડળીઓ વચ્ચે એક સેક્રેટરીની નીમણોક કરવાની પદ્ધતિ પડી ગઇ છે, અને આ નીમણોક મંડળીઓ પોતે કરતી નથી. આવી રીત જયાં હોય છે ત્યાં સેક્રેટરી મંડળીઓના હિતને સારૂ જોઇએ તેના કરતાં અથવા ખરા સહકારના સિદ્ધાંતોની અનુસાર હોવાં જોઇએ તેના

કરતાં વધારે સત્તા ધરાવે છે, અને તેથી કરીને આ રીત બનતા સુધી કાઢી નાંખવી જોઇએ.

ઉપર આપણે ખેડૂતોની શાખવાળી મંડળીનું બંધારણ વર્ણવ્યું. હવે આપણે મંડળીનું ભંડોળ ઉભું કરવાની અને તે ભંડોળનો ઉપયોગ કરવાની બાબતનો વિચાર કરીશું. મંડળીઓનું ભંડોળ થોડે ભાગે બહારથી અને થોડે ભાગે સભાસદોની અંદરથી ઉઘરાવવામાં આવે છે. પહેલા ભાગમાં, જેઓ સભાસદો ન હોય તેવી વ્યક્તિઓની થાપણો અથવા નાણાં ધીરનારી સંસ્થાઓનાં નાણાંનો સમાવેશ થાય છે. બીજા ભાગમાં શેરથી ઉભું કરવામાં આવેલું ભંડોળ, સભાસદોની થાપણો, વધારાની રકમ તથા અનામત ભંડોળનો સમાવેશ થાય છે. આ બધાં હિંદુસ્થાનના ખેડૂતોની શાખવાળી મંડળીઓના કામકાજના ભંડોળમાં પોતાનો કેટકેટલો ફાળો આપે છે તે નીચેના ૧૯૧૬–૧૭ ના આંકડાઓ ઉપરથી જણાશે—

| | રૂ. |
|---|---|
| શેરનું ભંડોળ | ૮૮,૮૯,૦૨૩. |
| સભાસદોની થાપણો | ૩૭,૦૧,૪૧૮. |
| બીન સભાસદોની થાપણો તથા કરજે કાઢેલાં નાણાં | ૪૦,૦૯,૯૩૬. |
| અનામત ભંડોળ | ૬૮,૪૪,૩૫૮. |
| સરકાર તરફથી કરજે કાઢેલાં નાણાં | ૧૫,૨૨,૪૮૪ |
| બીજી મંડળીઓ પાસેથી કરજે કાઢેલાં નાણાં તથા થાપણો | ૯,૦૦,૯૦૪ |
| મધ્યસ્થ બેન્કોમાંથી કરજે કાઢેલાં નાણાં | ૩,૩૭,૪૭,૫૨૧ |

મદ્રાસ, કુર્ગ, અજમેર, સંયુક્ત પ્રાંતો, પંજાબ અને બર્મામાંજ ફકત શેરથી કામકાજના ભંડોળનો મોટો ભાગ ઉઘરાવેલો હોય છે. કુર્ગમાં દરેક શેર રૂ. ૧૦ થી રૂ. ૨૦ ની કીંમતનો હોય છે, અજમેરમાં રૂ. ૫ નો, મદ્રાસમાં રૂ. ૧ નો અને બર્માની રેઇફીસનની પદ્ધતિ

સર ચાલતી મંડળીઓમાં રૂ. ૧૦ ના દરેક શેર હોય છે. આ શેરની કીંમત દાખલ થતી વખતે આપવી પડે છે. શેર ધરાવનારને મંડળીના નફામાં હિસ્સો મેળવવાનો હક પ્રાપ્ત થતો નથી. જ્યારે સભાસદ મંડળીમાંથી ફારેગ થવા માંગે ત્યારે શેરની કીંમત તેને પાછી વાળવામાં આવે છે. પંજાબ, સંયુકત પ્રાંતો અને બર્માની કેટલીક નવી સ્થપાયેલી મંડળીઓમાં ઇટાલીની લુઝાટીની પદ્ધતિસર ચાલતી મંડળીઓ મુજબના શેરની રીત ચાલુ કરવામાં આવી છે. શેરની નામની કીંમત રૂ. ૧૦ થી માંડીને રૂ. ૧૦૦ સુધીની હોય છે, અને વાર્ષિક અથવા છ માસિક હપતાઓમાં દસે વરસે ભરપાઈ કરવાની હોય છે. દર વરસની મુદત બાદ શેરનું ભંડોળ પાછું લઇ શકાય છે, જો કે પંજાબની કેટલી મંડળીઓમાં આમ કરવામાં આવતું નથી. ત્રણે પ્રાંતોમાં મંડળી શરૂ થયા બાદ દસ વરસ પછી ચોખા નફાનો પોણો ભાગ શેરના પૈસા જેટલા ભરાયા હોય તેના પ્રમાણમાં સભાસદોની અંદર વહેંચી આપવામાં આવે છે. આ દસ વરસની મુદત દરમીયાનમાં પણ પંજાબમાં નફાનો ચોથો ભાગ જ ફકત અનામત ખાતે લઇ જવામાં આવે છે, અને બાકીનો વધારો સભાસદોની અંદર પ્રમાણસર નવા શેરના રૂપમાં વહેંચી આપવામાં આવે છે. પરંતુ આ નવા શેરો પાછા ખેંચી શકાય તેવા હોતા નથી. આવી શેરની પદ્ધતિ જો નફાની વહેંચણીની અને ફકત નફો મેળવવાનીજ તીવ્ર ઇચ્છા ઉત્પન્ન ન કરે, અને ગરીબ સભાસદોને કઢંગી સ્થિતિમાં લાવી ન મૂકે તો જયાં ઠીક લાગે ત્યાં શરૂ કરવામાં કોઇ વાંધો નથી. મંડળીનો મુખ્ય હેતુ જેમ બને તેમ જલદી પોતાનું જાથનું ભંડોળ એકઠું કરવાનો હોવો જોઇએ, અને કેટલાક અનુભવીઓના મત પ્રમાણે મોટું અનામત ભંડોળ જલદી એકઠું કરવું એ આ હેતુ સિદ્ધ કરવાનો સારામાં સારો રસ્તો છે. જ્યારે સામાન્ય ધીરધારમાંથી વધારે નફો મળી શકતો ન હોય અને સંજોગો જોતાં નફાનો દર વધારી ન શકાય તો આવી શેરની પદ્ધતિ દાખલ કરવી ફાયદાકારક નીવડે તો પણ કરકસર વધાર

વાના કામમાં આ પદ્ધતિ અસરકારક નીવડે કે નહિ તે ન કહી શકાય, કારણ કે મોટે ભાગે શેરનાં નાણાં સભાસદોને ધીરવામાં આવતાં નાણાંમાંથી કાપીનેજ વસુલ કરવાં પડે. ઉપરાંત આવા શેરો મોટી કીમતના ન હોવા જોઇએ અને સગવડપૂર્વક હપતાથી ભરી શકાય એમ થવું જોઇએ. આ શેર ઉપર ફક્ત મંડળીનો જ હક્ક હોય છે, તે ઉપરાંત સભાસદના કોઇ પણ દેવા અગર જવાબદારીના અંગે સભાસદ વિરૂદ્ધ ન્યાયની અદાલતમાં થયેલા હુકમનામા અગર પુરશીસની રૂએ આ શેરની જપ્તી અથવા વેચાણ થઇ શકે નહિ.

બીન સભાસદો પાસેથી મંડળી પોતાના નિયમો અને પેટા-કાનૂનો અનુસાર જેટલું પ્રમાણ અને જેટલી શરતો મંજુર કરવામાં આવે તેટલા પ્રમાણમાં અને તે શરતોથી થાપણો તરીકે અથવા કરજે કાઢીને નાણાં લઈ શકે. સહકારી મંડળીઓના કાયદામાં સભાસદો પાસેથી થાપણો લેવા બાબત કાંઇજ નથી કહેવામાં આવ્યું તે ઉપરથી અને સામાન્ય રીતે સભાસદોમાં કરકસરની ટેવ પાડવી એવો સહકારી મંડળીઓનો મૂળ ઉદ્દેશ હોય છે તે ઉપરથી એમ અનુમાન થાય છે કે સભાસદો પાસેથી જયાં સુધી થાપણો ન બની હોય ત્યાં સુધી બીન-સભાસદોની થાપણો ઉપર બહુ ધ્યાન આપવું નહિ. શેરોની માફક સભાસદોની થાપણો ઉપર પણ મંડળીનો હક હોય છે અને જો આ થાપણો લાંબી મુદ્દતની હોય તો મંડળીને બહારથી નાણાં કરજે કાઢતી વખતે વધારાની જામીનગીરી તરીકે ઉપયોગી થઇ પડે છે. સંયુક્ત પ્રાંતો, પંજાબ અને બર્મા વિગેરે ઠેકાણે જયાં શેરની પદ્ધતિ ચાલુ છે ત્યાં આવી રીતે સભાસદો પાસેથી થાપણ તરીકે વધુ નાણાં ઉઘરાવી શકાતાં નથી. બીજા પ્રાંતોમાં જયાં કરકસર વધારવાનો બીજો કોઇ રસ્તો નથી ત્યાં સભાસદો નાણાં થાપણ તરીકે મૂકે તે પદ્ધતિ ઘણી સારી છે અને ઉત્તેજન આપવા લાયક છે. પરંતુ સભાસદોને નાણાં ઉછીનાં આપવામાં આવે તે વખતે કપાત કરીને થાપણો એકઠી કરવાની રીત ઉપર કહ્યું તે પ્રમાણે કપાત કરીને શેરનાં નાણાં વસુલ કરવાની રીત મુજબજ હાનિ-

સર ચાલતી મંડળીઓમાં રૂ. ૧૦ નો દરેક શેર હોય છે. આ શેરની કીંમત દાખલ થતી વખતે આપવી પડે છે. શેર ધરાવનારને મંડળીના નફામાં હિસ્સો મેળવવાનો હક પ્રાપ્ત થતો નથી. જ્યારે સભાસદ મંડળીમાંથી ફારેગ થવા માંગે ત્યારે શેરની કીંમત તેને પાછી વાળવામાં આવે છે. પંજાબ, સંયુક્ત પ્રાંતો અને બર્માની કેટલીક નવી સ્થપાયેલી મંડળીઓમાં ઇટાલીની લુઝાટીની પદ્ધતિસર ચાલતી મંડળીઓ મુજબના શેરની રીત ચાલુ કરવામાં આવી છે. શેરની નામની કીંમત રૂ. ૧૦ થી માંડીને રૂ. ૧૦૦ સુધીની હોય છે, અને વાર્ષિક અથવા છ માસિક હપતાઓમાં દસે વરસે ભરપાઈ કરવાની હોય છે. દર વરસની મુદત બાદ શેરનું ભંડોળ પાછું લઇ શકાય છે, જો કે પંજાબની કેટલી મંડળીઓમાં આમ કરવામાં આવતું નથી. ત્રણે પ્રાંતોમાં મંડળી શરૂ થયા બાદ દસ વરસ પછી ચોખા નફાનો પોણો ભાગ શેરના પૈસા જેટલા ભરાયા હોય તેના પ્રમાણમાં સભાસદોની અંદર વહેંચી આપવામાં આવે છે. આ દસ વરસની મુદત દરમીયાનમાં પણ પંજાબમાં નફાનો ચોથો ભાગ જ ફકત અનામત ખાતે લઇ જવામાં આવે છે, અને બાકીનો વધારો સભાસદોની અંદર પ્રમાણસર નવા શેરના રૂપમાં વહેંચી આપવામાં આવે છે. પરંતુ આ નવા શેરો પાછા ખેંચી શકાય તેવા હોતા નથી. આવી શેરની પદ્ધતિ જો નફાની વહેંચણીની અને ફકત નફો મેળવવાનીજ તીવ્ર ઇચ્છા ઉત્પન્ન ન કરે, અને ગરીબ સભાસદોને કઢંગી સ્થિતિમાં લાવી ન મૂકે તો જ્યાં ઠીક લાગે ત્યાં શરૂ કરવામાં કોઇ વાંધો નથી. મંડળીનો મુખ્ય હેતુ જેમ બને તેમ જલદી પોતાનું જાથુનું ભંડોળ એકઠું કરવાનો હોવો જોઇએ, અને કેટલાક અનુભવીઓના મત પ્રમાણે મોટું અનામત ભંડોળ જલદી એકઠું કરવું એ આ હેતુ સિદ્ધ કરવાનો સારામાં સારો રસ્તો છે. જ્યારે સામાન્ય ધીરધારમાંથી વધારે નફો મળી શકતો ન હોય અને સંજોગો જોતાં નફાનો દર વધારી ન શકાય તો આવી શેરની પદ્ધતિ દાખલ કરવી ફાયદાકારક નીવડે તો પણ કરકસર વધાર

વાના કામમાં આ પદ્ધતિ અસરકારક નીવડે કે નહિ તે ન કહી શકાય, કારણ કે મોટે ભાગે શેરનાં નાણાં સભાસદોને ધીરવામાં આવતાં નાણાં-માંથી કાપીનેજ વસુલ કરવાં પડે. ઉપરાંત આવા શેરો મોટી કીમતના ન હોવા જોઇએ અને સગવડપૂર્વક હપતાથી ભરી શકાય એમ થવું જોઇએ. આ શેર ઉપર ફક્ત મંડળીનો જ હક્ક હોય છે, તે ઉપરાંત સભાસદના કોઇ પણ દેવા અગર જવાબદારીના અંગે સભાસદ વિરૂદ્ધ ન્યાયની અદાલતમાં થયેલા હુકમનામા અગર પુરશીસની રૂએ આ શેરની જપ્તી અથવા વેચાણ થઇ શકે નહિ.

બીન સભાસદો પાસેથી મંડળી પોતાના નિયમો અને પેટા-કાનૂનો અનુસાર જેટલું પ્રમાણ અને જેટલી શરતો મંજુર કરવામાં આવે તેટલા પ્રમાણમાં અને તે શરતોથી થાપણો તરીકે અથવા કરજે કાઢીને નાણાં લઈ શકે. સહકારી મંડળીઓના કાયદામાં સભાસદો પાસેથી થાપણો લેવા બાબત કાંઇજ નથી કહેવામાં આવ્યું તે ઉપરથી અને સામાન્ય રીતે સભાસદોમાં કરકસરની ટેવ પાડવી એવો સહકારી મંડળીઓનો મૂળ ઉદ્દેશ હોય છે તે ઉપરથી એમ અનુમાન થાય છે કે સભાસદો પાસેથી જયાં સુધી થાપણો ન બની હોય ત્યાં સુધી બીન-સભાસદોની થાપણો ઉપર બહુ ધ્યાન આપવું નહિ. શેરોની માફક સભાસદોની થાપણો ઉપર પણ મંડળીનો હક હોય છે અને જો આ થાપણો લાંબી મુદતની હોય તો મંડળીને બહારથી નાણાં કરજે કાઢતી વખતે વધા-રાની જામીનગીરી તરીકે ઉપયોગી થઇ પડે છે. સંયુક્ત પ્રાંતો, પંજાબ અને બર્મા વિગેરે ઠેકાણે જયાં શેરની પદ્ધતિ ચાલુ છે ત્યાં આવી રીતે સભાસદો પાસેથી થાપણ તરીકે વધુ નાણાં ઉઘરાવી શકાતાં નથી. બીજા પ્રાંતોમાં જયાં કરકસર વધારવાનો બીજો કોઇ રસ્તો નથી ત્યાં સભા-સદો નાણાં થાપણ તરીકે મૂકે તે પદ્ધતિ ઘણી સારી છે અને ઉત્તેજન આપવા લાયક છે. પરંતુ સભાસદોને નાણાં ઉછીનાં આપવામાં આવે તે વખતે કપાત કરીને થાપણો એકઠી કરવાની રીત ઉપર કહ્યું તે પ્રમાણે કપાત કરીને શેરનાં નાણાં વસુલ કરવાની રીત મુજબજ હાનિ-

કારક છે. કેટલીક વખત એવી સૂચના પણ કરવામાં આવી છે કે સભાસદો થાપણો મૂકવાને લલચાય તેટલા માટે બીન–સભાસદોને જે વ્યાજ આપવામાં આવે તેના કરતાં સભાસદોને જરી વધારે વ્યાજ આપવું. આ સૂચનાનો અમલ કરવામાં કાંઇ મોટો વાંધો આવે તેમ નથી પરંતુ સામાન્ય રીતે વધુ વ્યાજ કરતાં થાપણોનાં નાણાં વધુ સ્હેલાઇથી પાછાં મળી શકે તેવી સગવડ થાપણો મૂકાવવામાં વધુ અકસીર નીવડે છે. તેથી કરીને આ સૂચનાનો અમલ કરવામાં આવે તો બચતની થાપણો ( સેવીંગ્ઝ ડીપોઝીટસ Saving Deposits ) ની રીતથી જેટલાં વધુ પ્રમાણમાં નાણાં મળી શકવાનો સંભવ છે તેટલાં નાણાં વ્યાજનો દર વધારવાથી મળી શકશે એમ લાગતું નથી. આ બીજી રીતમાં પોસ્ટ ઓફીસની સેવીંગ્ઝ બેન્ક ( Savings Bank ) માં જેવી રીતે ન્હાની રકમો લેવાય છે અને પાછી અપાય છે તેજ પ્રમાણે અમુક હદ સુધી બચતની થાપણો લેવામાં આવે અને જ્યારે જોઇએ ત્યારે પાછી આપવામાં આવે. સંયુક્ત પ્રાંતો, બર્મા, બીહાર, ઓરીસા અને મુંબાઇમાં આ બચતની થાપણો સ્વીકારવાની રીત ચલાવવામાં આવી છે. પરંતુ આનો વધારે ફેલાવ કરવાની જરૂર છે. પોસ્ટ ઓફીસની સેવીંગ્ઝ બેન્કો ગામડાંઓમાંથી થાપણો મેળવવામાં ફત્તેહમંદ થઇ શકતી નથી પરંતુ સહકારી મંડળીઓ ગામડાના ખેડૂતોને તેમનાં પોતાનાં ગામડાંઓનાં બચતની થાપણો મૂકવાની સારી અને સહીસલામત રીત બતાવીને તેમની પોતાની ઓળખાણના માણસોની વ્યવસ્થા હેઠળ અને ખુલ્લી રીતે દરેક માણસ જોઇ શકે તેવી રીતે ચલાવાતી હોઇને થાપણો મેળવવામાં વધારે ફત્તેહમંદ થઇ શકશે. અને તેથી ઘણો આર્થિક લાભ થશે.

જર્મનીમાં મંડળીઓના કામકાજના ભંડોળનો લગભગ ૮૭ ટકા જેટલો ભાગ સભાસદોની થાપણોનો બનેલો હોય છે, ત્યારે હિંદુસ્થાનમાં ફક્ત ૧૮ ટકા જેટલોજ ભાગ તેમની થાપણોનો બનેલો હોય છે. પરંતુ હિંદુસ્થાનનાં ગામડાંઓમાં બાંધી મુદતની થાપણો મૂકવાની રીત તદ્દન નવી છે અને તેની સાથે ખેતીવાડી ઉપર ગુજરાન ચલાવનાર

પ્રજાની ગરીબાઇ અને ફક્ત દસ વર્ષથીજ સહકાર હિંદુસ્થાનમાં શરૂ થયું છે તે બાબત ધ્યાનમાં લઇએ તો સભાસદની થાપણો બહુ થોડી છે તેથી કાંઇ નિરાશ થવાનું નથી. તો પણ થાપણો વધારે પ્રમાણમાં આવવી જોઇએ એ બાબતમાં બે મત નથી. જો આવી રીતે થાપણો વધે તો ગામમાં કરકસર કરવાની ટેવ વધે, સસ્તા વ્યાજે જરૂરનું ભંડોળ એકઠું થાય. અને નાણાં ધીરનાર સભાસદોનું એક એવું જૂથ એકઠું થઇ શકે કે જેમને પોતાના પૈસાનો સદુપયોગ થાય છે કે નહિં તે જાણવાની ચીવટ રહે. વળી મંડળી ગામના લોકોનો વિશ્વાસ અને સારી લાગણી કેટલે દરજજે સંપાદન કરી શકી છે તે પણ થાપણોની વધઘટ ઉપર થી ચોકસ જાણી શકાય. મંડળીની ઉપયોગિતા અને અસર પણ એના ઉપરથી સમજી શકાય. આથી કરીને કેટલાક પ્રાંતોમાં કરવામાં આવ્યું છે તેમ મધ્યસ્થ બેન્કોએ મંડળીઓને સભાસદો પાસેથી જેટલી થાપણો મળે તેટલી મેળવવાના પ્રયાસમાં અટકાવ કરવો જોઇએ નહિ. થાપણો નાં નાણાં પાછાં સભાસદોને તેમની જરૂરીયાતો પૂરી પાડવાને ધીરવામાં આવે છે. અને આ ધીરેલાં નાણાં પાછાં ફક્ત એક વરસે અથવા વરસ માં એક વખતેજ મળે છે તેથી કરીને ખાસ કારણ શિવાય બાર મહિનાથી ઓછી મુદતની થાપણો સ્વીકારવી ન જોઇએ. નકામું જોખમ અને મહેનતને લઇને ચાલુ ખાતાં ( કરન્ટ એકાઉન્ટસ Current-Accounts ) ન્હાનાં ગામડાંઓની મંડળીઓને વાસ્તે નિરૂપયોગી છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સાધારણ સભામાં એકઠા મળેલા સભાસદોનું એક મુખ્ય કર્તવ્ય ઉછીનાં લેવાનાં નાણાં અને થાપણોની હદ મુકરર કરવાનું છે કે કેટલી રકમ સુધી સમગ્ર મંડળી જોખમદારી વ્હોરવા તૈયાર છે. બીજી બાજુએ મધ્યસ્થ બેન્કનું કર્તવ્ય પણ પ્રાથમિક મંડળીની વધુમાં વધુ નાણાં ઉછીનાં લેવાની હદ મુકરર કરવાનું છે. આ બે હદો જૂદાં જૂદા દૃષ્ટિબિંદુથી અંકાયેલી હોવાથી એક સરખી હોય એમ ના પણ બને. કેટલાક પ્રાંતોમાં ઉપર જણાવેલી પદ્ધતિ ચાલુ છે, ત્યારે બીજા કેટલાક પ્રાંતોમાં આ પ્રકારની વધુમાં

વધુ જોખમદારીની હદ મંડળીના પેટા–કાયદાથી મુકરર કરવામાં આવે છે. અને જેમ જેમ આ હદ વધારવા અથવા ઘટાડવાની સલામતી અથવા જરૂર જણાય તેમ તેમ પેટા–કાયદામાં સુધારો કરવાની મંજુરી આપવામાં આવે છે.

ભંડોળ એકઠું કરવાનાં બીજા સાધનોમાં સરકાર પાસેથી ઉછીનાં લેવાતાં નાણાં, મધ્યસ્થ બેન્કો અને પ્રાંતિક બેન્કોમાંથી ઉછીનાં લેવાતાં નાણાં અને બીજી મંડળીઓ પાસેથી ઉછીનાં લેવાતાં નાણાં આવે છે. કોઇ પણ પ્રાથમિક મંડળી મધ્યસ્થ બેન્ક અથવા યુનીયનની મારફત રાખ્યા શિવાય બીજી પ્રાથમિક મંડળીને નાણાં ન ધીરી શકે તે રીત વખાણવા લાયક છે. આવી રીતે મધ્યસ્થ બેન્ક વિગેરેને વચ્ચે રાખ્યા વિના નાણાંની ધીરધાર કરવામાં રજીસ્ટ્રારની મંજુરી જોઇએ છે, અને સામાન્ય રીતે રજીસ્ટ્રારે આ મંજુરી આપવી જોઇએ નહિ. આ પદ્ધતિ મંડળીઓની આપસઆપસમાં જોખમદારી વધારવાને લીધે ઘણી જોખમકારક છે. તો પણ અપવાદ રૂપે કેટલીક વેળા ખાસ મંજુરી આપીને અંદર અંદર નાણાંની ધીરધાર કરવી એ જરૂરી જણાય તે વેળાએ મંજુરી આપવામાં કાંઇ હરકત નથી. કેટલાક પ્રાંતોમાં જયારે શરૂઆતના વખતે જરૂર હતી ત્યારે ભંડોળ ઘણા ભાગે સરકારનાં ઉછીનાં લીધેલાં નાણાંનું બનતું હતું. પરંતુ હવે તો કુલ ભંડોળ જોતાં સરકારી નાણાંનું પ્રમાણ ઘણું ઓછું, થઇ ગયું છે. હવે તો ઘણાંખરાં ભંડોળનાં નાણાં મધ્યસ્થ બેન્કો પાસેથી ઉછીનાં લીધેલાં હોય છે. આ નાણાં મધ્યસ્થ બેન્કોમાંથી કેવી રીતે લેવામાં આવે છે તેની શરતો અને વિગતો હવે પછીના પ્રકરણમાં આપીશું.

ખેડૂતોની શાખવાળી મંડળીનો મુખ્ય હેતુ સામાન્ય રીતે પેટા–કાયદા, સહકારી મંડળીના કાયદાની રૂએ ઘડાયેલા નિયમો અને તે કાયદામાં જણાવેલી અને મુકરર કરેલી શરતો મુજબ સભાસદોને નાણાં ધીરવાનો હોય છે. મંડળીનું બંધારણ સહકારનાં તત્વો ઉપર રચાયેલું હોવાથી સભાસદોનેજ ફક્ત નાણાં ધીરવામાં આવે છે, અને પેટા–કાય-

દામાં મુકરર કર્યા પ્રમાણે મંડળીને અમુક રકમો આપ્યા શિવાય કોઇ પણ સભાસદ પોતાના સભાસદ તરીકેના હક ભોગવવાને લાયક થતો નથી. નાણાં ઉછીનાં આપતા પહેલાં દર વખતે કેટલીક ચોકસ તપાસ અને પૂછપરછ કરવાની જરૂર છે, પરંતુ ઘણી વખતે કાંઇ પણ તપાસ યા ચોકસી કર્યા શિવાય સભાસદોને નાણાં ધીરવામાં આવે છે તે ઘણું શોચનીય છે. આને લીધે નાણાં પાછાં આપવામાં ઘણી ઢીલ થાય છે અને ઘણે ભાગે મંડળીની વ્યવસ્થાપક કમિટીના સભાસદોમાં પોતાને વાસ્તે અને પોતાના મિત્રમંડળ સારૂ મંડળીનાં ઘણાંખરાં નાણાં ઉપયોગમાં લેવાની વૃત્તિ ઉદભવે છે. આથી કરીને કેટલાક પ્રાંતોમાં કરવામાં આવ્યું છે તેમ પ્રત્યેક સભાસદની વધુમાં વધુ સાધારણ શાખ મુકરર કરવાની રીત ઘણી ફાયદાકારક નીવડે. આ શાખ અથવા વધુમાં વધુ નાણાં ધીરવાની દરેક સભાસદની હદ દર વર્ષે સભાસદોની સાધારણ સભામાં મુકરર થાય. આ હદ સભાસદના ધંધાની સામાન્ય જરૂરીયાતો, તેની કમાવાની શકિત અને તેની ચાલચલગત ઇત્યાદિનો પુખ્ત વિચાર કરીને મુકરર કરવામાં આવે અને સામાન્ય રીતે તેની કમાવાની શકિત, તે શું મહેસુલ અથવા જમીન ભાડું આપે છે અને તેના જમીન અથવા મીલકતની શી કીંમત છે તેનો વિચાર કર્યાથી જાણી શકાય. આ મુકરર કરેલી હદ ઉપરાંત વ્યવસ્થાપક કમિટીથી સભાસદને નાણાં ધીરી શકાય નહિ પરંતુ જયારે ખાસ કારણસર વધુ નાણાં ઉછીનાં લેવાની જરૂર પડે, જેમકે દુષ્કાળ અથવા ભીડના સમયમાં પહોંચી વળવા સારૂ, પાછલાં દેવાં પતાવી દેવા માટે, જમીનની સુધારણા કરવા સારૂ, ગીરો મૂકેલી જમીન છોડાવવા માટે અથવા તો મોંઘા મુલ્યનાં ઓજાર અથવા સાંચા કામની ખરીદ સારૂ—ત્યારે મંડળીની સાધારણ સભાને ખાસ પૂછવામાં આવે અને તેના ચુકાદા પ્રમાણે નાણાં ઉછીનાં અપાય અથવા તો મંજુર કરવામાં ન આવે. સાધારણ શાખની હદ મુકરર કરેલી હોય તે છતાં પ્રત્યેક ઉધાર જોઇતી રકમ સારૂ સભાસદે છૂટક અરજી કરવી જોઇએ અને જે કારણ સારૂ નાણાં જોઇએ તે કારણ સ્પષ્ટ રીતે જણાવવું

જોઇએ. જો વ્યવસ્થાપક કમિટીને એમ જણાય કે જે કારણ
ની માંગણી કરવામાં આવી છે તે કારણ ખરેખર નથી,
તેની સાધારણ શાખની હદ બાંધવામાં આવી હતી ત્યાર બા
ની સ્થિતિ નબળી પડી ગઇ છે અથવા તો મંડળીની પાસે
ભીડ છે તો વ્યવસ્થાપક કમિટી સભાસદની કરજ માંગણી
ના મંજુર કરે. કારણકે સાધારણ રીતે વધુમાં વધુ નાણાં ધી
બાંધી એનો અર્થ એવો થતો નથી કે જાણે તેટલાં નાણાં
ખાતે મંડળીમાં રોકડ જમા થઇ જાય અને તે નાણાં સભા
માગે ત્યારે આપવાની મંડળીને ફરજ પાડવામાં આવે. આવ
રોકડ જમા (કેશક્રેડીટ cash credit) સામાન્ય રીતે
મંડળીઓમાં મંજુર કરવામાં આવતી નથી, પરંતુ જેમ જેમ
નો પ્રચાર થાય અને મંડળીઓ મક્કમ પાયા ઉપર જામે ચ
સદો પોતાનાં કર્તવ્ય પૂરેપૂરાં સમજવા લાગે ત્યારે જ આ રો
રીતનો અખતરો કરવા લાયક છે.

પરદેશોની શાખવાળી મંડળીઓનું એક ખાસ લક્ષણ
ફક્ત ઉત્પાદક રીતે વાપરવા સારૂજ નાણાં ઉછીનાં આપવામ
મૂળ સિદ્ધાન્ત એ છે કે ખાસ જરૂરી ઉપયોગ સારૂજ ના
જોઇએ. અને આપણા દેશનું સમાજનું બંધારણ અને
રીતિરીવાજ તથા ફરજીયાત ખર્ચો તરફ નજર કરતાં આ
સામાજીક ખર્ચો સારૂ ધીરવામાં આવતાં નાણાં પણ જરૂરી ઉ
ધીરાયેલાં નાણાંમાં જ ગણવાં જોઇએ. જયારે આવા અનુત્
સારૂ નાણાં ધીરવામાં આવે ત્યારે મંડળીઓએ ચોકસી કરવ
એ ખર્ચ તદન જરૂરી છે અને તેમાં હદથી જાદે નાણાં વપ

જો કે ખેડૂતોની શાખવાળી મંડળીઓનું મુખ્ય કર્તવ્ય
રીતે વાપરવા સારૂ ..ને ખાસ જરૂરી અનુત્પાદક ખર્ચોને પહે
સારૂ ખેડૂતોને નાણાં ધીરવાનું છે તોપણ જયાં સુધી સભાસ
કસરની વૃત્તિ ન ખીલવી શકાય અને જયાં સુધી પાછલાં દેવ

પાછાં વાળી ન શકે ત્યાં સુધી સહકારની પૂરેપૂરી આર્થિક અસર થઈ ન ગણી શકાય. જે દેશમાં સરકારી ગણત્રીના આંકડા પ્રમાણે ખેડૂતોનો ૭૫ ટકા ભાગ દેવામાં દટાયલો છે ત્યાં આ પરિણામ લાવવાની જરૂર છે તે વિષે બે મત કદાપિ થઈ શકે નહિ. ખેડૂતોના કરજ મોટી રકમનાં હોય છે એટલુંજ નહિ પણ તેના ઉપર વ્યાજ પણ ભારે આપવું પડે છે. જેથી કરીને ખેડૂતને શિર કરજનો બોજો કદી ઓછો થતો નથી. કારણકે ખેડૂત પોતાની ઉપજમાંથી ઘણી વખત તો માત્ર વ્યાજની જ રકમ પાછી આપી શકે છે અને મૂડીનો થોડો ભાગ શાહુકારને પાછો વાળી શકે એવું તો ક્વચિતજ બને છે. આથી કરીને આર્થિક દૃષ્ટિએ જોતાં સભાસદને દેવામાંથી સંપૂર્ણ રીતે મુક્ત કરવો અને ફક્ત સહકારી મંડળીનેજ તેના એક લ્હેણદાર તરીકે ઉભી રાખવી તે રીત ખેડૂતને શિરથી કરજનો બોજો ઓછો કરવાની સારામાં સારી રીત છે. કારણ આ રીતથી ઘણી વખતે વતું ઓછું આપીને પણ શાહુકારનું દેવું પતાવી શકાય છે. ઉપરાંત સહકારી મંડળીનું નવું દેવું ઓછા વ્યાજે ધીરાયેલાં નાણાંનાં રૂપમાં હોય છે અને સગવડ પડતા હપતાથી પાછું વાળી શકાય છે. કેટલીક વખતે આવી દલીલ કરવામાં આવે છે કે સભાસદના પોતાના તરફથી કોઇપણ પ્રયાસ કરવામાં આવ્યા શિવાય આવી રીતે તેને કરજના બોજામાંથી મુક્ત કરવાથી તેનું નૈતિક બળ અને ચારિત્ર ઢીલું પડવાનો સંભવ છે. અને સાધારણ રીતે આવી રીતથી દાખલ કરવામાં આવેલો સભાસદ બીજા સભાસદ જેટલો મંડળીને ઉપયોગી થઇ શકતો નથી. તેથી કરીને બીજા પ્રાંતોમાં અને ખાસ કરીને મદ્રાસ ઇલાકામાં જેવી રીતે સભાસદને મંડળીમાં દાખલ કરતી વખતે તેનાં બધાં દેવાં પતાવી દઇને દાખલ કરવામાં આવે છે તે રીત પસંદ કરવા લાયક નથી. સિદ્ધાન્ત તરીકે જોતાં નીચેની દલીલ ખરી ભાસે છે કે, જેમ જેમ નાણાંની સવડ પડતી જાય તેમ તેમ કટકે કટકે દેવાં પતાવવાં, ભારે વ્યાજે લીધેલાં નાણાં વહેલાં આપી દેવાં, અને જમીન વિગેરે ગીરો મૂકીને કાઢેલાં નાણાં જેના ઉપર વ્યાજ

જોઇએ. જો વ્યવસ્થાપક કમિટીને એમ જણાય કે જે કારણસર નાણાં ની માંગણી કરવામાં આવી છે તે કારણ ખરેખર નથી, અથવા તો તેની સાધારણ શાખની હદ બાંધવામાં આવી હતી ત્યાર બાદ સભાસદ ની સ્થિતિ નબળી પડી ગઇ છે અથવા તો મંડળીની પાસે નાણાંની ભીડ છે તો વ્યવસ્થાપક કમિટી સભાસદની કરજ માંગણીની અરજી ના મંજુર કરે. કારણકે સાધારણ રીતે વધુમાં વધુ નાણાં ધીરવાની હદ બાંધી એનો અર્થ એવો થતો નથી કે જાણે તેટલાં નાણાં સભાસદના ખાતે મંડળીમાં રોકડ જમા થઇ જાય અને તે નાણાં સભાસદ જ્યારે માગે ત્યારે આપવાની મંડળીને ફરજ પાડવામાં આવે. આવી રીતની રોકડ જમા (કેશક્રેડીટ cash credit) સામાન્ય રીતે ખેડૂતોની મંડળીઓમાં મંજુર કરવામાં આવતી નથી, પરંતુ જેમ જેમ સહકાર નો પ્રચાર થાય અને મંડળીઓ મક્કમ પાયા ઉપર જામે અને સભાસદો પોતાનાં કર્તવ્ય પૂરેપૂરાં સમજવા લાગે ત્યારે જ આ રોકડ જમાની રીતનો અખતરો કરવા લાયક છે.

પરદેશોની શાખવાળી મંડળીઓનું એક ખાસ લક્ષણ એ છે કે ફકત ઉત્પાદક રીતે વાપરવા સારૂજ નાણાં ઉછીનાં આપવામાં આવે છે. મૂળ સિદ્ધાન્ત એ છે કે ખાસ જરૂરી ઉપયોગ સારૂજ નાણાં ધીરવાં જોઇએ. અને આપણા દેશનું સમાજનું બંધારણ અને ન્યાતજાતના રીતિરીવાજ તથા ફરજીયાત ખર્ચો તરફ નજર કરતાં આવાં જરૂરના સામાજીક ખર્ચો સારૂ ધીરવામાં આવતાં નાણાં પણ જરૂરી ઉપયોગ સારૂ ધીરાયેલાં નાણાંમાં જ ગણવાં જોઇએ. જ્યારે આવા અનુત્પાદક ખર્ચો સારૂ નાણાં ધીરવામાં આવે ત્યારે મંડળીઓએ ચોકસી કરવી જોઇએ કે એ ખર્ચ તદન જરૂરી છે અને તેમાં હદથી જાદે નાણાં વપરાતાં નથી.

જો કે ખેડૂતોની શાખવાળી મંડળીઓનું મુખ્ય કર્તવ્ય ઉત્પાદક રીતે વાપરવા સારૂ ..ને ખાસ જરૂરી અનુત્પાદક ખર્ચોને પહોંચી વળવા સારૂ ખેડૂતોને નાણાં ધીરવાનું છે તોપણ જ્યાં સુધી સભાસદોમાં કરકસરની વૃત્તિ ન ખીલવી શકાય અને જ્યાં સુધી પાછલાં દેવાં સભાસદો

પાછી વાળી ન શકે ત્યાં સુધી સહકારની પૂરેપૂરી આર્થિક અસર થઈ ન ગણી શકાય. જે દેશમાં સરકારી ગણત્રીના આંકડા પ્રમાણે ખેડૂતોનો ૭૫ ટકા ભાગ દેવામાં દટાયલો છે ત્યાં આ પરિણામ લાવવાની જરૂર છે તે વિષે બે મત કદાપિ થઈ શકે નહિ. ખેડૂતોના કરજ મોટી રકમનાં હોય છે એટલુંજ નહિ પણ તેના ઉપર વ્યાજ પણ ભારે આપવું પડે છે. જેથી કરીને ખેડૂતને શિર કરજનો બોજો કદી ઓછો થતો નથી. કારણકે ખેડૂત પોતાની ઉપજમાંથી ઘણી વખત તો માત્ર વ્યાજની જ રકમ પાછી આપી શકે છે અને મૂડીનો થોડો ભાગ શાહુકારને પાછો વાળી શકે એવું તો કવચિતજ બને છે. આથી કરીને આર્થિક દ્દષ્ટિએ જોતાં સભાસદને દેવામાંથી સંપૂર્ણ રીતે મુક્ત કરવો અને ફક્ત સહકારી મંડળીનેજ તેના એક લ્હેણદાર તરીકે ઉભી રાખવી તે રીત ખેડૂતને શિરથી કરજનો બોજો ઓછો કરવાની સારામાં સારી રીત છે. કારણ આ રીતથી ઘણી વખતે વત્તું ઓછું આપીને પણ શાહુકારનું દેવું પતાવી શકાય છે. ઉપરાંત સહકારી મંડળીનું નવું દેવું ઓછા વ્યાજે ધીરાયેલાં નાણાંનાં રૂપમાં હોય છે અને સગવડ પડતા હપતાથી પાછું વાળી શકાય છે. કેટલીક વખતે આવી દલીલ કરવામાં આવે છે કે સભાસદના પોતાના તરફથી કોઇપણ પ્રયાસ કરવામાં આવ્યા શિવાય આવી રીતે તેને કરજના બોજામાંથી મુક્ત કરવાથી તેનું નૈતિક બળ અને ચારિત્ર ઢીલું પડવાનો સંભવ છે. અને સાધારણ રીતે આવી રીતથી દાખલ કરવામાં આવેલો સભાસદ બીજા સભાસદ જેટલો મંડળીને ઉપયોગી થઇ શકતો નથી. તેથી કરીને બીજા પ્રાંતોમાં અને ખાસ કરીને મદ્રાસ ઇલાકામાં જેવી રીતે સભાસદને મંડળીમાં દાખલ કરતી વખતે તેનાં બધાં દેવાં પતાવી દઇને દાખલ કરવામાં આવે છે તે રીત પસંદ કરવા લાયક નથી. સિદ્ધાન્ત તરીકે જોતાં નીચેની દલીલ ખરી ભાસે છે કે, જેમ જેમ નાણાંની સવડ પડતી જાય તેમ તેમ ટટકે ટટકે દેવાં પતાવવાં, ભારે વ્યાજે લીધેલાં નાણાં વહેલાં આપી દેવાં, અને જમીન વિગેરે ગીરો મૂકીને કાઢેલાં નાણાં જેના ઉપર ૦

ઓછું આપવું પડતું હોય તેવાં દેવાં ત્યાં સુધી રહેવા દેવાં. કે જ્યાં સુધી સભાસદ મંડળીમાં વધુ વખત સભાસદ તરીકે રહે, તેના ગુણ દોષની પરીક્ષા થાય અને કરજના બોજામાંથી મુક્ત થવા સારૂ તે પોતે હપતા ભરવાની લાયકાત મેળવે. દાખલ કરતી વેળાએજ બધાં દેવાં પતાવી કાઢવાની રીતના કરતાં ઉપર જણાવેલી રીતની સભાસદના ચારિત્ર ઉપર ઘણી સારી અસર થાય. પરંતુ અનુભવ ઉપરથી એમ માલૂમ પડે છે કે મંડળીની અંદર દેવાદાર સભાસદોનું અસ્તિત્વ સહકારની પ્રગતિને ધોકારૂપ થઇ પડે છે. પહેલો ભય એ છે કે એવા દેવાદાર સભાસદો ઉત્પાદક કાર્યોમાં વ્યયં કરવા સારૂ નાણાં ઉછીનાં લઇ જાય, પરંતુ તે ઉત્પાદક કાર્યોમાં નાણાંનો ઉપયોગ કરવાને બદલે એ રકમનો પોતાનાં પહેલાનાં દેવાં ભરવામાં ઉપયોગ કરે, જેથી કરીને ઉત્પાદક વ્યય સારૂ કરજે કાઢેલાં નાણાં પાછાં આપવાનો હપતો આવે ત્યારે હપતો ભરી ન શકે. બીજો ભય એ છે કે દેવાદાર સભાસદ જોર જુલમથી પણ નાણાં વસુલ કરનારા શાહુકારના ત્રાસથી બ્હી જઇને મંડળીએ ધીરેલાં નાણાંના ઉપજમાંથી શાહુકારનાં નાણાં પાછાં આપે. આ બન્ને રીતે શાહુકારનું દેવું ભરવાથી સભાસદ નિયમસર હપતા ભરવામાં ઢીલ કરે અને પછી મંડળીને સમૂળગાં ઉંઠાં ભણાવે. આવા સંજોગોમાં સહકારી મંડળીઓએ ખાસ પ્રયત્ન કરીને સભાસદોનાં કરજની વિગતવાર તપાસ ચલાવવી જોઇએ, કેટલાક સભાસદોની સ્થિતિ ખાસ ધ્યાનમાં લેવી જોઇએ. કરજ ઓછાં કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, લાંબી મુદતનાં નાણાં ઉત્પન્ન કરવાં જોઇએ, અને જ્યાં સુધી શાહુકારો ધીરવામાં આવતાં નાણાં ઉપર હદ ઉપરાંત વ્યાજ લેતા ... ન થઇ જાય ત્યાં સુધી બહારના ધીરધાર કરનારાઓને ... જો કે ... મંડળીનેજ ફક્ત નાણાં ધીરનાર તરીકે સભાસદની આગળ ... સારૂ

... હતાને નાણાંકારી મંડળીઓ મુખ્યત્વે કરીને ખેતી ખર્ચ સારૂ, ...રઢી વૃત્તિ ન બને પુરાણાં દેવાં પતાવવા સારૂ નાણાં ઉછીનાં આપે

છે. તે ઉપરાંત જમીનની મહેસુલ, ન્હેરખાતાની વસુલ અથવા સાંથ વિગેરે આપવા સારૂ, સારો ભાવ ઉપજે એ ઇરાદાથી માલનો સંઘરો કરી રાખવા સારૂ, જમીનની સુધારણા સારૂ, ખેતીનાં ઓજારની ખરીદી સારૂ, જરૂરી અનુત્પાદક કાર્યોનાં ખરચ સારૂ, તથા વેપાર અને કેળવણી વિગેરે સારૂ પણ નાણાં ઉછીનાં આપવામાં આવે છે. કેટલાક પ્રાંતોમાં સહકારી ખાતાનાં વાર્ષિક કારોબારી રીપોર્ટોમાં પ્રત્યેક કાર્યોમાં વાપરવા સારૂ કેટલાં નાણાં ઉછીનાં આપવામાં આવ્યાં તેની વિગતો આપવામાં આવે છે. ઘણાં પ્રાંતોમાં જો કોઈ પણ એક કાર્યને સારૂ ઉછીનાં અપાયેલાં નાણાં તે વિશિષ્ટ કાર્યમાં ન વપરાય અને કમિટી એવા નિર્ણય ઉપર આવે તો સભાસદે તે નાણાં તુરતને તુરત પાછાં આપવાં જોઇએ એવું પેટા-કાયદાનું બંધારણ હોય છે. તો પણ એક વખત કરજ મંજુર કર્યા પછી તે નાણાં કેવી રીતે વપરાય છે તે ઉપર ઘણું ધ્યાન આપવામાં આવતું નથી અને મંડળીઓના કારોબાર ઉપર દેખરેખ રાખનારાઓની ખાસ ફરજ છે કે વ્યવસ્થાપક મંડળીના સભાસદો ઉપર તેમની આ ફરજ બજાવવાની જોખમદારીની તેઓ પૂરેપૂરી છાપ પાડે.

મંડળીઓના સભાસદોને ઉછીનાં અપાયલાં નાણાં પાછાં આપવાની મુદત સરેરાશ ત્રણ વર્ષની હોય છે. નાણાં પાછાં આપવાની મુદત નક્કી કરવાની જૂદા જૂદા પ્રાંતોમાં જૂદી જૂદી રીતો ચાલુ છે. સામાન્ય રીતે મુદત નક્કી કરવાનું અને હપતા બાંધવાનું ધોરણ એ હોવું જોઇએ કે જે ઉત્પાદક કાર્ય સારૂ નાણાં ઉછીનાં આપવામાં આવ્યાં હોય તે કાર્યની ઉત્પન્નમાંથીજ નાણાં પાછાં વાળી શકાય. હપતા એવા બંધાવા જોઇએ કે નાણાંનો ઉપયોગ કરવાથી ખેડૂતની જેટલી ઉત્પાદક શક્તિ વધી હોય તેટલી વધુ ઉત્પાદક શક્તિના ઉત્પન્નમાંથી સભાસદ નાણાં પાછાં આપી શકે. અનુત્પાદક વ્યયને સારૂ ઉછીનાં આપવામાં આવેલાં નાણાં પાછાં આપવાની મુદત એવી નક્કી કરવી જોઇએ કે સભાસદ કસર કરીને પોતાની આવકમાંથી

ખરચ બાદ કરતાં જેમ જેમ હપતા પાકતા આવે તેમ તેમ હપતાની રકમ વસુલ આપવાની તજવીજ કરી શકે. ઘણાખરા પ્રાંતોમાં આ તત્વનો અંગીકાર કરવામાં આવતો નથી. કેટલાક પ્રાંતોમાં ઉછીનાં લીધેલાં નાણાં એકથી દસ વરસ સુધીની દરમિયાનગીરીના હપતાથી પાછાં વાળી શકાય છે. ત્યારે બીજા કેટલાક પ્રાંતોમાં થોડા વરસ પછી જથાબંધ રકમના રૂપમાંજ પાછાં વાળી શકાય છે; અને બીજા પ્રાંતોમાં મુદત નામની એક વર્ષની રાખેલી હોય છે પરંતુ જયાં સુધી સભાસદ દર વર્ષે મૂડીનો પાંચમો ભાગ આપતો હોય ત્યાં સુધી તે એક વર્ષની મુદતને પાંચ વર્ષ સુધી વધારી આપવામાં આવે છે. બર્મામાં ઉછીનાં લીધેલાં નાણાં પાછાં વાળવાની બાબતમાં પેટા–કાયદાઓ ઘડાયેલા છે, બી, ખોરાક, ખેતી ખર્ચ અથવા ઘાસચારો વિગેરે જરૂરીયાતો પૂરી પાડવા સારૂ ઉછીનાં લીધેલાં નાણાં બીજી મોસમ આખરે પાછાં આપવાં જોઇએ. ગાડાં અથવા ઢોરની ખરીદી સારૂ, ન્હાનાં દેવાં પતાવવા સારૂ અથવા મકાનનું બાંધકામ કરવા સારૂ ઉછીનાં લીધેલાં નાણાં બે થી ત્રણ વર્ષની મુદતમાં પાછાં આપવાં જોઇએ. અને છેવટે મોટાં દેવાં પતાવવા સારૂ, જમીન ખરીદી સારૂ, અથવા જમીનને ગીરોમાંથી છોડાવવા સારૂ અથવા જમીનની બહુ મોટે વારે સુધારણા કરવા સારૂ ઉછીનાં લીધેલાં નાણાં ત્રણથી ચાર વર્ષની મુદતની અંદર પાછાં આપવાં જોઇએ. એવી સૂચના કરવામાં આવે કે આ રીતથી ઉછીનાં લેવામાં આવતાં નાણાંની વર્ગણી અને પ્રત્યેક જાતનાં ઉધાર લીધેલાં નાણાં પાછાં આપવા બાબતની વધુમાં વધુ મુદતની આંકણીનું ધોરણ બીજા પ્રાંતોમાં પણ ચાલુ કરવામાં આવે તો સારૂં, પરંતુ એવું વર્ગીકરણ અને આંકણી જો કે ઘણાં સારાં છે તોપણ જૂદા જૂદા પ્રાંતોની જૂદી જૂદી સ્થિતિને લઇને એકજ ધોરણને મક્કમપણે વળગી રહેવું એ એક પ્રાંતમાં પણ સલાહકારક ન ગણાય. ઉપરાંત ઉછીનાં લેવામાં આવતાં નાણાંની રકમનું પ્રમાણ અને નાણાં ઉછીનાં લેનાર સભાસદની સ્થિતિ અને તેની તે નાણાં પાછાં આપવાની શક્તિ વગેરેનો પણ વિ-

ચાર હરવખતે કરવો જોઇએ છે. તેથી કરીને જો કે મંડળીઓની એ-ધાણુ સારૂ એક ધોરણ મુકરર કરવાની જરૂર જણાય તોપણ પેટા કાયદામાં મંડળીઓને રીતસર છુટ આપવી જોઇએ. મંડળીઓના દેખરેખ રાખનારાઓએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે આ છૂટ ખાસ લાગતાવળગતાઓના લાભને સારૂ જ વપરાતી નથી. બીજું ઘણી વખત બને છે તેમ ઉછીનાં લીધેલાં નાણાં ચોપડે જમે ઉધાર કરીને મુદત વધારી આપવી જોઇએ નહિ, કારણ કે આવી રીતે સભાસદો નક્કી ઢીલ કરવાનું શીખે અને મંડળીના વિનાશનો પ્રારંભ થાય. મુદત નક્કી કરવામાં આવી તો તે અવશ્ય પળાવીજ જોઇએ, શિવાય કે મોસમ કથળી જાય અથવા ભારે નુકશાન થાય અથવા કાંઇ સામાજીક આપત્તિ આવી પડે કે જેથી કરજદાર સભાસદ મુદતસર હપતા ભરી ન શકે.

ઉછીનાં લીધેલાં નાણાં પાછાં આપવામાં થતી ઢીલ અને બેદરકારી જેવી બીજી ગંભીર અને વખોડવા લાયક રીતો હિંદુસ્થાનની સહકારી મંડળીઓના કારોબારમાં ભાગ્યેજ જોવામાં આવી છે. આ ઢીલનું એક સામાન્ય સ્વરૂપ એ હોય છે કે ઉછીનાં લીધેલાં નાણાં જાણે પાછાં આપવામાં આવ્યાં હોય તેમ જમે કરવામાં આવે છે, અને તેજ અરસામાં એટલીજ બીજી નાણાંની રકમ તે સભાસદને ખાતે ઉધાર આપવા સારૂ મંજુર કરવામાં આવે છે. નાણાં પાછાં આપવામાં થતી ઢીલ કાંઈ નિશ્ચયપૂર્વક નાણાં પાછાં આપવાં એવા ઇરાદાથી થતી નથી. પરંતુ ગામડાંઓમાં મુખ્યત્વે કરીને 'થાય છે', 'અપાય છે' એવી રીતની લાયરીને લીધેજ ઢીલ કરવામાં આવે છે. વધારામાં સભાસદોને દાખલ કરવામાં દેખાડવામાં આવતી બેદરકારી, નાણાં ઉછીનાં આપતી વખતે પૂરેપૂરો વિચાર કરવાની રીતનો અભાવ, અને એક વેળા નાણાં મંજૂર કરવામાં આવ્યાં ત્યાર પછી સભાસદ તે નાણાંનો શો ઉપયોગ કરે છે તે જાણવાની તેના જામીનોની તથા મંડળીની ઇન્તેજારીનો અભાવ, ઇત્યાદિ કારણોથી આ ઢીલને ઉત્તેજન મળે

તોપણ ઘણીખરી વખતે નાણાં પાછાં આપવામાં થતી ઢીલ આ દેશમાં ખેડૂતની આવક અને ખર્ચ વચ્ચેના બહુજ થોડા ફેરકની નીશાની છે. ખેડૂતનું જીવન એવું ઘડાયેલું હોય છે કે સામાન્ય સ્થિતિમાં જો જરા પણ ફેરફ થાય, દાખલા તરીકે કુટુંબમાં એકાદ મંદવાડ અથવા મૃત્યું પ્રસંગ આવી પડે, વધારાનું સામાજીક અથવા ન્યાત જાતનું ખરચ કરવું પડે, પાકને જરાપણ નુકશાન થાય કે જોત જોતામાં ખેડૂતની આર્થિક સ્થિતિ ઘણીજ નબળી પડી જાય છે અને પોતાનાં દેવાં પતાવવા સારૂ તેની પાસે આવકમાંથી કાંઇપણ બચત ઉગરતી નથી તે છતાં જો યોગ્ય વખતે જરૂરી ખર્ચ સારૂ અને જોઇએ તેટલાજ પ્રમાણમાં નાણાં ઉછીનાં આપવામાં આવે, ઉપર જણાવેલાં ધોરણ અનુસાર નાણાં પાછાં આપવાની મુદત મુકરર કરવામાં આવે, નાણાંનો ખરેખર ઉપયોગ થાય છે કે નહિ તે બાબતમાં પૂરેપૂરી ચોકસી કરવામાં આવે અને સંકટના સમયમાં જરૂર જણાય તેમ મુદત વધારી આપવામાં આવે તો હાલ જણાતી ખામીઓ તથા દોષ ઘણા ભાગે નાબૂદ કરી શકાય.

સહકારી શાખવાળી મંડળીઓનું મુખ્ય તત્વ એ હોય છે કે ઉછીનાં આપવામાં આવતાં નાણાં આંગ ઉપર અથવા જાતજામીન ઉપર ધીરવામાં આવે છે. એથી કરીને બધા સભાસદોની સંયુક્ત જવાબદારી અને શાખ ઉપર મંડળી બીજી કાંઈ જામીનગીરી આપ્યા શિવાય નાણાં ઉભાં કરી શકે છે. જો કે આ વાત સાચી છે તોપણ મંડળી ઉપરની સામાન્ય દેખરેખ ઉપરાંત દરેક વખતે નાણાં ઉધાર આપવામાં આવે તે વખતે જામીન લઇને વ્યક્તિવાર સભાસદોની વિશિષ્ટ દેખરેખ કરવામાં આવે તે સલાહકારક છે. આ રીતથી આંગ ઉપર નાણાં ધીરવાના મુખ્ય સિદ્ધાંતને ધોકો પહોંચતો નથી. ખરી રીતે નાણાં ઉછીનાં લેનાર સભાસદ અને તેના જામીનને ઉછીનાં આપવામાં આવતાં નાણાંની જામીનગીરી તરીકે ગણવામાં આવે છે કે નહિ. તે સભાસદ અને તેની જામીનને જયારે નાણાં ઉછીનાં આપતી વખતે જામીન લીધેલા હોય છે ત્યારે

ઉછીના લેનાર સભાસદ નાણાં પાછાં ન આપે તો લવાદી ઉપર જતાં અથવા દાવાદુખી કરતાં પહેલાં જામીન પાસેથી નાણાંની માંગણી કરવી જોઇએ. ઘણી મંડળીઓમાં આ ખરેખર સમજવામાં આવતું નથી અને તેથી કરીને લેવાની રીતની જોઇએ તેવી અસર થતી નથી. ખેડૂતોની સહકારી શાખવાળી મંડળીઓ જેમની જવાબદારી અનિયમિત હોય છે તેઓ રજીસ્ટ્રારની પરવાનગી શિવાય જંગમ મીલકત ઉપર નાણાં ધીરી શકતી નથી. ખરૂં જોતાં સભાસદની શાખ અને તેનું ચારિત્ર તે શિવાય બીજી કોઇ જામીનગીરી ઉપર નાણાં ધીરવાં એ સહકારનાં ખરાં તત્વથી વિરૂદ્ધ છે. પરંતુ જો બીજા જામીન ફક્ત આનુષંગિક છે એમ ગણવામાં આવે અને સભાસદની અંગત જામીનગીરી મુખ્ય જામીનગીરી છે એમ સમજવામાં આવે તો પછી સ્થાવર યા જંગમ મીલકતને જામીનગીરી તરીકે ગણવામાં કાંઇ ખાસ વાંધા જેવું નથી. આમાં નાણાં ઉછીનાં લેનારની અંગત જામીનગીરી બીજી જાતની જામીનગીરીને લીધે વધુ સબળ થાય છે. જો નાણાં ઉછીનાં લેનાર સભાસદની સ્થાવર યા જંગમ મીલકતની જામીનગીરીનો મંડળી ઉપયોગ ન કરે તો બીજી બાજુ એવો ભય રહે છે કે એ જામીનગીરી ઉપર સભાસદ બીજા શાહુકારો પાસેથી નાણાં ઉછીનાં લઇ આવે. જયાં રજીસ્ટ્રારને સંતોષપૂર્વક જણાય કે ઘરાણાંની કીંમતની આંકણી કરવાનું અને તેનો સહીસલામત કબજો રાખવાનું બની શકે તેમ છે ત્યાં એ જાતની જામીનગીરી ઉપર નાણાં આપવાની મંજુરી પણ રજીસ્ટ્રાર આપી શકે. ઘણે ભાગે જામીનગીરી ઉપર નાણાં ધીરવામાં આવતાં નથી પરંતુ કેટલાક વખતે ઢોરઢાંખર અથવા વાહન ગીરો મૂકીને નાણાં ઉછીનાં લેવામાં આવે છે. કોઇ પણ જાતની રજીસ્ટર થયેલી મંડળીઓને સ્થાવર મીલકતના ગીરો ઉપર નાણાં ધીરતી અટકાવવાની પ્રાંતિક સરકારને સત્તા છે. આ જાતની અટકાયત જવલ્લેજ લાગુ કરવામાં આવે છે. પરંતુ આવી અટકાયત કરવાની સત્તા ઘણી જરૂરની છે. કારણ કે નહિં તો મંડળીઓ તેમની પાસેનાં બધાં નાણાં આવા ધંધામાં રોકે અને એ નાણાં

21625

ઘણાં વર્ષો વીત્યા શિવાય પાછાં મળી ન શકે. જયારે સ્થાવર મીલકતના ગીરો ઉપર નાણાં ધીરવામાં આવે ત્યારે આ જાતનું ગીરો આનુષંગિક તરીકે ગણવાની ઉપર જણાવેલી સૂચનાઓ ધ્યાનમાં રાખવાની છે. જો સ્થાવર મીલકતનું ગીરો આનુષંગિક ગણવામાં આવે અને મંડળી પાસે લાંબી મુદતનાં નાણાં ધીરવાની અનુકૂળતા હોય તો ગીરો ઉપર નાણાં ધીરવામાં કાંઈ પણ હરકત નથી. મુંબાઇ, વરાડ, મદ્રાસ, કુર્ગ, બર્મા, આસામ, અજમેર અને પંજાબમાં જ ફકત મંડળીઓને સ્વતંત્ર માલીકીવાળા ખેડૂતો જોડે કામ લેવાનું હોય છે. આવી વખતે આ પ્રદેશોમાં કેટલેક ઠેકાણે ગીરો જામીનગીરી ઉપર નાણાં ધીરવાનું બની શકે છે. બંગાલ, બીહાર, ઓરીસા, મધ્ય પ્રાંતો અને સંયુકત પ્રાંતોમાં જ્યાં મંડળીઓનો બધો કારભાર સાંથે ખેડનારા ખેડૂતો જોડે જ હોય છે ત્યાં ગીરો જામીનગીરી ઉપર નાણાં ધીરવાં તદ્દન અશકય છે.

સહકારી મંડળીઓના કાયદાની રૂએ મંડળીએ ધીરેલાં નાણાંમાંથી ખરીદેલાં બી અથવા ખાતરની મદદથી ઉગાડવામાં આવેલા પાક ઉપર અથવા તો બીજી ખેતીની ઉત્પન્ન ઉપર અને મંડળીએ ધીરેલાં નાણાંમાંથી ખરીદ કરેલાં ઢોર, ઘાસચારો અથવા ઓજાર ઉપર, સરકાર અથવા જમીન ધણી શિવાયના બીજા લ્હેણદારો કરતાં મંડળીનો સૌથી પહેલો હક્ક સ્વીકારવામાં આવ્યો છે. તો પણ આનાથી મંડળીને પોતાનાં નાણાં વસુલ કરવાની કાંઇ ખાસ સગવડ મળે છે એમ નથી. આ હક ઘણોખરો નિરૂપયોગી છે. કારણ કલકત્તાની સર ન્યાયાધીશીએ ( હાઇ કોર્ટે ) એવો ચુકાદો આપેલો છે કે કોઈ પણ હુકમનામું ધરાવનાર આસામી પાક અથવા ઢોર ઉપર ટાંચ લાવી શકે, સિવાય કે, સહકારી મંડળીએ પોતે તે આસામીએ ટાંચ લાવવાની પેરવી કરી તે અગાઉ પોતાની તરફેણમાં કોર્ટ તરફથી હુકમનામું મેળવી લીધું હોય. કાયદો ઘડતી વખતે સરકારનો ઇરાદો એવો હતો કે સહકારી મંડલીએ પોતે હુકમનામું મેળવ્યું ન હોય તો પણ બહા

રના લ્હેણદારની ટાંચ અથવા વેચાણ વિરૂદ્ધ સહકારી મંડળીનો, પાક અથવા ઢોર ઉપરનો હક્ક મંજુર કરવામાં આવે. તેથી કરીને કાયદામાં તે પ્રમાણે ફેરફાર કરવો ઘટે છે અને એવું ચોકસપણે ઘડવું જોઇએ છે કે જે મીલકતના વિષયમાં નાણાં ઉછીનાં આપવામાં આવ્યાં હોય તે મીલકત ઉપર સહકારી મંડળીનો સર્વોપરિ હક્ક નિર્વિવાદપણે સ્વીકારવામાં આવે.

ધીરવામાં આવતાં નાણાં ઉપર લેવાના વ્યાજના દર પ્રાંતિક સરકાર મુકરર કરી શકે નહિ. પરંતુ મંડળીના પેટા-કાયદાની રૂએ વ્યાજનો અમુક દર મુકરર કરવો પડે છે અથવા તેની ઓછામાં ઓછી યા વધુમાં વધુ હદ બાંધવી પડે છે, અને જો આ રીતનો મુકરર કરેલો દર આસપાસના તથા સ્થાનિક સંજોગો જોતાં રજીસ્ટ્રારને વધુ અથવા ઓછો જણાય તો તે પ્રમાણે મંડળીને રજીસ્ટર કરવાની પરવાનગી આપવાનો અથવા ન આપવાનો રજીસ્ટ્રારને હક્ક છે. વ્યાજનો દર મુકરર કરવામાં ખાસ ધ્યાનમાં રાખવાની બાબતો નીચે પ્રમાણે છે—(૧) વ્યાજનો દર એટલો ભારે હોવો ન જોઇએ કે ગરીબ સભાસદો કરજમાંથી ઉંચા આવી શકે નહિ. અથવા ઓછા વ્યાજે બીજા શાહુકારો પાસેથી નાણાં ઉછીનાં મળતાં હોવાને લીધે ખેડૂતો મંડળીના સભાસદ થવાને લલચાય નહિ. તથા (૨) વ્યાજનો દર એટલો ઓછો હોવો ન જોઇએ કે સભાસદો નાણાં ઉછીનાં લેઇને બીજાઓને ધીરે, અથવા જરૂર ઉપરાંત વધારે નાણાં ઉછીનાં લે, અથવા તો મંડળીના કારોબારનો ખર્ચ બાદ કરતાં અનામત ભંડોળ એકઠું કરવા સારૂ પૂરતો ગાળો રહે નહિ. જો સહકારી મંડળીઓના પ્રચારને વાંધો આવે એમ જણાય તો અનામત ભંડોળ એકઠું કરવા તરફ વધુ ધ્યાન આપવાની જરૂર નથી. હિંદુસ્થાનમાં ખાસ જરૂર ગામડાંઓના પ્રદેશોમાં સસ્તા વ્યાજથી નાણાં પૂરાં પાડવાની છે, અને સહકારી શાખવાળી મંડળીઓ આ બાબતમાં ઘણી સહાય આપી શકે તેમ છે, તેથી કરીને જ્યાં બને ત્યાં આવી શાખવાળી સહકારી મંડળીઓની સ્થાપનાને

ઉત્તેજન આપવું જોઇએ, અને ગામડાંઓના અથવા આસપાસના પ્રદેશમાં જે વ્યાજ લેવાતું હોય તેના કરતાં ઓછા વ્યાજના દરે નાણાં ધીરવાં જોઇએ. ફક્ત એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે રીતસરનો નફો મંડળીને મળે અને તે પૂરતા વ્યાજના દર જરા વધારે રાખવામાં આવે. અનામત ભંડોળ જલદી એકઠાં કરવાના પોપટીયા વિચારને વળગી રહીને સહકારની પ્રગતિને જરા પણ ધોકો પહોંચે તેવું કદી પણ થવું જોઇએ નહિ, અને સભાસદોને ઓછામાં ઓછા વ્યાજના દર લઇને વધુમાં વધુ લાભ આપવો એ સહકારી મંડળીઓનો મુખ્ય હેતુ કદી પણ વીસરી જવો જોઇએ નહિ.

રજીસ્ટર થયેલી સહકારી મંડળીના ભંડોળનો કોઇ પણ ભાગ, નફાનો ચોથો ભાગ જ્યાં સુધી અનામત ભંડોળ ખાતે લઇ જવામાં ન આવે ત્યાં સુધી સુખડી (બોનસ) અથવા નફાની વહેંચણી તરીકે અથવા બીજી કોઇ રીતે સભાસદોની અંદર વહેંચી શકાય નહિ. અને પછી પણ મંડળીના નિયમો અથવા પેટા-કાયદામાં ફરમાવેલી શરતો મુજબ જ નફાની વહેંચણી થઇ શકે, ઉપરાંત, અનિયમિત જવાબદારી વાળી મંડળીના નફાની વહેંચણી પ્રાંતિક સરકારના સામાન્ય અથવા ખાસ ફરમાન શિવાય થઇ શકે જ નહિ. સંયુક્ત પ્રાંતો, પંજાબ અને બર્મા શિવાયના બીજા પ્રાંતોમાં સહકારી મંડળીઓના પેટા-કાયદાઓ અને નિયમો અનુસાર અનિયમિત જુવાબદારીવાળી મંડળીઓ નફાના વહેંચણી કરી શકતી નથી, અને મંડળીઓનો બધો નફો અનામત ભંડોળ ખાતે એકઠો કરવામાં આવે છે. ઉપર અપવાદ તરીકે જણાવેલા ત્રણ પ્રાંતોમાં મંડળીના કારોબારના શરૂઆતનાં દસ વર્ષ પછી નફાની વહેંચણી થઇ શકે છે. પેટા-કાયદા પ્રમાણે અનામત ભંડોળની વહેંચણી કદી થઇ શકતી નથી. અને નુકશાન જાય તોપણ રજીસ્ટ્રારની પરવાનગી શિવાય અનામત ભંડોળનાં નાણાંનો ઉપયોગ કરવામાં આવતો નથી. જો કે થાપણો મુકનાર અનામત ભંડોળને જામીનગીરી તરીકે ગણી શકે છે તો પણ અનામત ભંડોળમાં અને તુરત

વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં(Fund Resources)મોટો ફરક છે. આવી જામીનગીરીઓ જ્યારે થાપણો મૂકનારાઓ પોતાની થાપણો ખેંચી લેવા માગે ત્યારે તેમની માંગણીને પહોંચી વળવા સારૂ ઉપયોગમાં લેવામાં આવે છે. અને આ જામીનગીરીઓની જરૂર જ્યારે મંડળીને થાપણો તરીકે બહારથી ઘણાં નાણાં મળતાં હોય ત્યારેજ હોય છે. પરંતુ પ્રાથમિક મંડળીઓને કાંઇ ઘણાં નાણાં આવી રીતે થાપણો દાખલ મળતાં ન હોવાથી તથા જે નાણાં થાપણો દાખલ મળે તે ફક્ત મંડળીના કાર્યપ્રદેશમાંથીજ મળતાં હોવાથી આવી જામીનગીરીઓ રાખવાની તેમને કોઇ જરૂર પડતી નથી. પરંતુ કેટલીક ગેરસમજુતીને લીધે કેટલાક પ્રાંતોનાં મંડળીઓનાં અનામત ભંડોળનાં નાણાંને અમુક રીતે રોકવાની પ્રથા પડી ગઇ છે. દાખલા તરીકે મદ્રાસમાં પ્રાથમિક મંડળીને પોતાનાં અનામત ભંડોળનાં નાણાં જે મધ્યસ્થ બેન્ક પાસેથી મંડળી નાણાં ઉછીનાં લેતી હોય તેવી મધ્યસ્થ બેન્કમાં થાપણ તરીકે રોકવાની ફરજ પાડવામાં આવે છે; અને મધ્ય પ્રાંતોમાં બધાં અનામત ભંડોળનાં નાણાં સરકારી લોનમાં રોકવાં પડે છે. તોપણ જો પ્રાથમિક મંડળી પાસે તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓ પૂરતા પ્રમાણમાં હોય તો આવી રીતે અનામત ભંડોળનાં નાણાંને જૂદી રીતે રોકી રાખવાની કાંઈ જરૂર નથી. સહકારનો હેતુ ખેડૂતોની શાખવાળી મંડળીઓને પોતાના અથવા સ્થાનિક દ્રવ્ય ઉપર ટકાવવાનો છે. અને આ હેતુ જો મંડળીઓને પોતાના અનામત ભંડોળનાં નાણાંમાંથી સભાસદોને નાણાં કરજે આપવાની છૂટ મળે તો સારી રીત સિદ્ધ થાય એમ છે. આ રીતે મંડળીઓને બહાર નાણાં રોકવાથી મળી શકે તેથી વધુ વ્યાજ મળે અને તેથી કરીને પોતાના અનામત ભંડોળમાં પણ તેઓ વધારો કરી શકે. જ્યારે સારી રકમ અનામત ભંડોળ ખાતે જમે થાય અને બહારની નાણાં વિષયની સહાય મંડળીઓને મેળવવી પડે નહિ ત્યારે સભાસદોને આપવામાં આવતાં નાણાં ઉપર વ્યાજ પણ ઓછું લઇ શકાય.

ખરી રીતે સહકારી મંડળીઓમાં નફાની વહેંચણી જેવો કાંઇજ હેતુ નથી. કારણ કે તેમાં વેપારીઓ જેને નફો કહે છે તે રીતનો નફો હોતો જ નથી. જયારે ભંડોળ શેરોથી અર્થાત્ ભાગીદારીથી ઉભું કરેલું હોતું નથી ત્યારે નફાની વહેંચણી થતી જ નથી. પરંતુ પંજાબ, બર્મા અને સંયુક્ત પ્રાંતોની સહકારી મંડળીઓમાં સભાસદના શેરનો પહેલો હપતો અપાયા બાદ દસ વરસ પછી જે શેરોની કીંમત પૂરેપૂરી ભરાઇ ગઇ હોય તે શેરો ઉપર નફાની વહેંચણી કરવામાં આવે છે. આ જાતની નફાની વહેંચણી સહકારી મંડળીઓના કાયદાની રૂએ ઘડાયેલા નિયમો અનુસાર થાય છે અને આ નિયમોમાં વધુમાં વધુ વહેંચણી કેટલી થઇ શકે તેની હદ બાંધેલી હોય છે. કોઇપણ રજીસ્ટર કરવામાં આવેલી મંડળી રજીસ્ટ્રારની પરવાનગી મેળવીને અને પોતાના નફાનો ચોથો ભાગ પહેલંવહેલાં અનામત ભંડોળ ખાતે લઇ ગયા બાદ બાકી વધેલી રકમનો વધુમાં વધુ દસમો ભાગ ૧૮૯૦ ના ધાર્મિક સખાવતોના કાયદા ( Charitable Endowment'sAct )ની બીજી કલમમાં જણાવેલી ધર્માદા બાબતોમાં ખરચી શકે. આ ધર્માદા બાબતોમાં ગરીબ લોકોનાં સંકટનું નિવારણ, કેળવણી, તબીબી મદદ, અને બીજા કોઇ સાર્વજનિક લાભ વધારવા સારૂ કરવામાં આવતી કોશીષનો સમાવેશ થાય છે. કેટલાક પ્રાંતોમાં ખાસ કરીને મંડળીઓ ગામડાંઓનું સામાન્ય હિત વધારવામાં આ કલમનો ઉપયોગ કરે છે અને આવી કોરાણે મૂકવામાં આવેલી રકમમાંથી 'સાર્વજનિક હિત ભંડોળો' ( commongood funds ) સ્થાપે છે.

સભાસદો અને મંડળીઓના ઝઘડા ચુકાવવા સારૂ રજીસ્ટ્રારને સોંપવા અથવા લવાદી ઉપર લઇ જવા અને જો લવાદી ઉપર લઇ જવામાં આવે તો લવાદીનું કામ કેવી રીતે ચલાવવું વિગેરે નિયમો ઘડવાની સત્તા પ્રાંતિક સરકારને આપવામાં આવેલી છે. સભાસદે પાછાં ન આપેલાં બાકી નાણાં સંબંધી ઝઘડા અને જયાં સભાસદ નાણાં પાછાં આપવાની પોતાની અશક્તિ જણાવતો હોય તેવા પ્રસંગોનો પણ

આ ઝઘડાઓમાં સમાવેશ થાય છે. આ સત્તાનો ઉપયોગ બધા પ્રાંતોમાં કરવામાં આવતો નથી. પરંતુ મુંબાઇ અને બીજા પ્રાંતોમાં જેવા નિયમો ઘડવામાં આવ્યા છે તેવા નિયમો સ્વીકારવામાં આવે તો ખોટું નથી. મુંબાઇ ઇલાકામાં રજીસ્ટ્રાર અથવા લવાદે આપેલો ચુકાદો કોઇ પણ દીવાની અથવા મહેસુલી કોર્ટમાં રદ કરવામાં આવતો નથી, અને જો ખેતીવાડી ખાતાનો ઉપરી અથવા રજીસ્ટ્રાર અનુક્રમે તે ચુકાદો બહાલ રાખે તો તે ચુકાદો છેવટનો અને નિશ્ચયાત્મક ગણાય છે. આ ચુકાદા અને લવાદોના ફેંસલાઓની દીવાની કોર્ટનાં હુકમનામાંની માફક બજવણી થઇ શકે છે. સહકારના પ્રચારકોની એક સતત માંગણી એ છે કે દીવાની અદાલતોની ઢીલભરેલી અને ખર્ચાળ રીતને બદલે સહકારી મંડળીઓને પોતાનાં નાણાં વસુલ કરવાની ટૂંકી અને અસરકારક રીત મંજૂર. કરી આપવી જોઇએ. જો સઘળા ઝઘડા લવાદી ઉપર મૂકવા એવું નક્કી કરવામા આવે તો કોરટોમાં દાવાદુવી કરવાની જરૂર પડે નહિ અને નાણાં વસુલ કરવામાં જે ખર્ચ કરવો પડે છે તે ઘણોજ ઓછો થઇ જાય. પરંતુ એમ કહેવામાં આવે છે કે ઝઘડાઓના ચુકાદા મેળવવામાં મોટી મુશ્કેલી તો દીવાની અદાલતો મારફત ચુકાદા અથવા ફેંસલાની બજવણી કરાવવામાં પડે છે. દીવાની અદાલતોની બજવણી કરવાની રીતથી જે વખતનો વ્યય થાય છે અને જે અગવડો વેઠવી પડે છે તેથી ઘણી વખતે આવેશમાં આવીને સહકારી મંડળીની તરફેણના ચુકાદા અને લવાદોના ફેંસલા બાબતે જમીન મહેસુલની વસુલાત કરવામાં જે રીત યોજવામાં આવે છે તે રીત સહકારી મંડળીઓની તરફેણમાં પણ યોજવામાં આવે તેવી માંગણી કરવામાં આવી છે. આ જાતના ખાસ હક્ક મંડળીઓને બક્ષવા એ મહેરબાનીનો ગેરઉપયોગ જ ગણાય. જો આવી ખાસ સત્તાની બક્ષીસ શિવાય કોઇ પણ મંડળી પોતાની સમગ્ર જવાબદારી અને નૈતિક બળ ઉપરજ પોતાનાં નાણાં વસુલ ન કરી શકે તો સભાસદોની અયોગ્ય ચુંટણી અને સુવ્યવસ્થાનો અભાવ હોવાને લીધેજ મંડળીનાં નાણાં વસુલ ન થઇ શકતાં

હોવાં જોઇએ. સારામાં સારો અને ખરો ઉપાય તો એજ છે કે સભાસદોની ચુંટણી કરતી વખતે ખાસ ધ્યાન રાખીને કરજ મંજુર કરતી વખતે પૂરતો વિચાર કરીને, જે સભાસદ નાણાં પાછાં ન આપે તેના જામીન ઉપર દબાણ લાવીને અને સારી વ્યવસ્થા થાય એવી ગોઠવણ કરીને દાવાદુવી અથવા લવાદી ઉપર જવાના પ્રસંગો આવવા દેવા જ ન જોઇએ.

રજીસ્ટ્રારને પોતાની મરજીથી અથવા કલેક્ટરની સૂચનાથી અથવા વ્યવસ્થાપક કમિટીના સભાસદોની બહુમતીવાળી અરજીથી અથવા સમસ્ત સભાસદોના એક તૃતીયાંશની અરજીથી મંડળીનું બંધારણ, કારોબાર અને નાણાં વિષયક સ્થિતિ સંબંધી તપાસ કરવાની અથવા તેવી તપાસ કરવામાં આવે તેવો હુકમ કરવાની સત્તા હોય છે. જો મંડળીનો કોઇ લહેણદાર રજીસ્ટ્રારને સંતોષપૂર્વક સિદ્ધ કરી આપે કે તેની મંડળી પાસે નાણાં લ્હેણાં નીકળે છે, તેણે પોતાનાં નાણાં પાછાં મળવા સારૂ માંગણી કરી છે અને થોડા વખતમાં તેને નાણાં પાછાં આપવામાં આવશે એવું તેને કહેવામાં આવ્યું નથી તો તેવા લ્હેણદારની અરજી ઉપરથી રજીસ્ટ્રારે મંડળીના ચોપડાની તપાસ કરવી જોઇએ અથવા તપાસ કરવાની મંજુરી આપવી જોઇએ. આવી રીતની તપાસ થયા પછી, તે તપાસતાં ખર્ચ, મંડળી, મંડળીના કાર્યના હેદ્દેદારો અને તપાસ ઇચ્છનારા સભાસદો અથવા લ્હેણદારોમાંથી કોની પાસે કેટલો વસુલ કરવો તેનો નિર્ણય કરવાની કુલ સત્તા રજીસ્ટ્રારને છે. જો પોતાની તપાસને અંતે અથવા સભાસદોમાંના ત્રણ ચતુર્થાંશની અરજી ઉપરથી રજીસ્ટ્રારનો એમ નિશ્ચય થાય કે મંડળી વિખેરી નાંખવી જોઇએ તો મંડળીની નોંધણી રદ કરવાની રજીસ્ટ્રારને સત્તા છે. આ રદ કરવાના હુકમ વિરૂદ્ધ બે મહિનાની અંદર મંડળીના સભાસદો પ્રાંતિક સરકારને અપીલ કરી શકે છે. જ્યારે મંડળીને રદ કરવામાં આવે છે ત્યારે તે એક સંયુક્ત સંસ્થા તરીકે હયાતી ભોગવતી બંધ પડે છે અને રજીસ્ટ્રાર તેને સારૂ એક લીકવીડેટરની નીમણૂક કરે છે.

લીકવીડેટરને મંડળ તરફથી દાવા માંડવાની તથા મંડળી વિરૂદ્ધ દાવા મંડાયા હોય તો તેમાં મંડળીનો બચાવ કરવાની અને બીજાં કાયદેસર પગલાં ભરવાની, મંડળીની મીલકતમાં ચાલુ તથા કમી થયેલા સભાસદોએ કેટલો ફાળો આપવાનો છે તે નક્કી કરવાની, મંડળી વિરૂદ્ધના તગાદા તથા માંગણીઓનો નીકાલ કરવાની અને હકદારોનો અનુક્રમ નક્કી કરવાની, તપાસનો ખર્ચ વસુલ કરવાની અને સામાન્ય રીતે મંડળીનાં નાણું એકઠાં કરવાની અને તેની વહેંચણી કરવાની સત્તા હોય છે. ઉપરાંત લીકવીડેટરને સાક્ષીઓને બોલાવવાની અને તેમને હાજર થવાનો હુકમ કરવાની તથા કાગળપત્ર અથવા દસ્તાવેજો રજુ કરાવવાની સત્તા હોય છે. લીકવીડેટરના હુકમ વિરૂદ્ધ ડીસ્ટ્રીક્ટ જજજની સમક્ષ અપીલ કરી શકાય છે અને લીકવીડેટરના હુકમો દીવાની અદાલતના હુકમનામાની માફક બજવી શકાય છે.

કેટલાક પ્રાંતોમાં મંડળી વિખેરી નાંખવાની સત્તાનો ઉપયોગ કરવામાં આવતો નથી. અને તેથી કરીને જીવ વિનાની મંડળીઓ પણ અસ્તિત્વમાં હોય છે. જયારે આગળ ઉપર પણ મંડળી સારા પાયા ઉપર આવી શકશે અથવા કામકાજ ચલાવી શકશે એવી કાંઇ પણ આશા ન હોય ત્યારે મંડળીને વિખેરી નાખવી એજ બહેતર છે. મંડળી ભાંગી પડવાનાં અનેક કારણો હોય છે,—જેવાં કે, મંડળીના કારોબારમાં સભાસદોની બેદરકારી, ટંટા ફીસાદ, મંડળીના કાર્યવાહકોની અપ્રમાણિકતા, વ્યવસ્થાનો અભાવ અથવા ગેરવ્યવસ્થા, તપાસ અને દેખરેખનો અભાવ, સહકારનાં તત્વોની વિસ્મૃતિ વિગેરે—

લીકવીડેટરના હુકમોની અનુસાર મંડળીનાં નાણું એકઠાં કરવાં અને તેની વહેંચણી કરવી એ કામમાં ઘણી મુશ્કેલીઓ નડે છે, અને સરકારી તથા બીન સરકારી સહકારકોની એ ફરિયાદ છે કે લીકવીડેટરના હુકમોનું ખરેખર પાલન થતું નથી અને ઉદ્ધત મંડળીઓ આવી રીતે લીકવીડેટરના ફરમાનનો ઇનકાર કરીને સહકારની પ્રવૃત્તિને ખલેલ પહોંચાડે છે. બંગાલ, બીહાર અને ઓરી-

સામાં જાહેર નાણાં વસુલ કરવાના કાયદા (Public Demands Recoveries' Act) માં ફેરફાર કરીને એમ ઘડવામાં આવ્યું છે કે લીકવીડેટરના હુકમો સરકારી મહેસુલની બાકી વસુલ કરવા બાબતના સરકારના હુકમની માફક બજવી શકાય. સહકારી મંડળીઓને નાણાં વસુલ કરવા બાબતની ખાસ સગવડ આપવા વિરૂદ્ધ જે તકરાર ઉપર જણાવેલી તે તકરાર મંડળી વિખેરી નાંખવામાં આવી હોય ત્યારે તેનાં નાણાં વસુલ કરતી વખતે લાગુ પડતી નથી, એમ ધારીને એવી સૂચના કરવામાં આવી છે કે આવી બાબતોમાં ખાસ સગવડથી નાણાં વસુલ કરી શકાય તેવી રીતનો કાયદામાં ફેરફાર થવો જોઈએ. આ વાદ સબળ છે તોપણ એટલું જણાવવું જોઇએ કે આને લીધે નવી મંડળીઓની સ્થાપનામાં ઢીલ થવાનો અને મધ્યસ્થ બેન્કો બેદરકારીથી નાણાં ધીરે એવું બનવાનો સંભવ છે.

મંડળીઓએ અમુક ચોપડા રાખવા, સરવૈયાં બહાર પાડવાં અને અમુક મુદતોએ અમુક આંકડા રજીસ્ટ્રારને મોકલી આપવા વિગેરે પ્રાંતિક સરકારના ઘડેલા નિયમોમાં ઘડવામાં આવ્યું હોય છે. દર વર્ષે પ્રાથમિક મંડળીઓએ આવકજાવક, સરવૈયું અને નફા તોટાના આંકડા રજીસ્ટ્રારને મોકલી આપવાના હોય છે.



## પ્રકરણ ૨ જું.

### બીન ખેડૂતોની શાખવાળી મંડળીઓ.

હિંદુસ્થાનમાં ખેડૂતોની શાખવાળી મંડળીઓનાં બંધારણ અને કારોબારમાં એક જાતની સમાનતા આવી ગઇ છે. તેમનો કાર્યપ્રદેશ મર્યાદિત હોય છે અને સભાસદો ગણત્રીના જ હોય છે. તે મંડળીઓ અનિયમિત જુવાબદારીના તત્વ ઉપર રચાયેલી હોય છે અને તેમના સભાસદો ઘણુંખરૂં સામાન્ય સ્થિતિવાળા જમીનની માલિકીવાળા ખેડૂતો અથવા સાંથે ખેડનારા ખેડૂતો હોય છે. પરંતુ બીન ખેડૂતોની શાખવાળી મંડળીઓના બંધારણ અને કારોબારમાં સમાનતાનો ઉદ્દેશ સચવાયો નથી. એ મંડળીઓની જવાબદારી નિયમિત અથવા અનિયમિત કોઇ પણ પ્રકારની હોય છે, કાર્ય પ્રદેશ કેટલીક વખત આખા પ્રાંત જેટલો વિશાળ હોઇને કેટલીક વખત એક ન્હાના પ્રદેશમાં પણ સમાયલો હોય છે અને સભાસદો ગરીબમાં ગરીબ અને પછાત વર્ગોથી માંડી સમૃદ્ધિ વાળા મધ્યમ વર્ગના લોકોમાંથી નોંધાયેલા હોય છે. ૧૯૦૪ ના સહકારી મંડળીઓના કાયદામાં મંડળીઓનો ગ્રામ્ય અને નાગરિક એવો ઉપલકીઓ વિભાગ પાડવામાં આવ્યો હતો, અને એ બે જાતની મંડળીઓ સારૂ જવાબદારી અને નફાની વહેંચણી બાબતના જૂદા જૂદા કાનુન રચવામાં આવ્યા હતા. આ વિભાગ આગળ જતાં બીન જરૂરી અને અવ્યવહારિક જણાયો તેથી ૧૯૧૨ ના સહકારી મંડળીઓના કાયદામાં એ વિભાગ નાબૂદ કરવામાં આવ્યો.

પરંતુ મૂળ ૧૯૦૪ ના કાયદામાં નાગરિક સહકારી મંડળીઓનો ખાસ નિર્દેશ કરવામાં આવ્યો હતો તે ઉપરથી એમ જણાય છે કે જો કે સહકાર દાખલ કરવાનો મુખ્ય ઉદ્દેશ ખેડૂતોને સારૂ શાખવાળી મંડળીઓ સ્થાપવાનો હતો તોપણ શહેરમાં વસતા અને કામ કરતા

કારીગરો અને ગરીબ વર્ગો સારૂ નાણાં ઉછીનાં મળવાની સગવડ કરી આપવી તે ઉદ્દેશને ભૂલી જવામાં આવ્યો નહતો. હિંદની સરકારનું પહેલવહેલું ધારવું એવું હતું કે આવી નાગરિક મંડળીઓ શહેરોમાં વસતા સાધારણ સ્થિતિવાળા માણસોનાં કરકસર અને સ્વાશ્રયના ગુણો ખીલવ્યા બાદ ગ્રામ્ય સહકારી મંડળીઓને ધીરી શકાય તેટલાં નાણાં એકઠાં કરી શકશે. છતાં કેટલાક પ્રાંતોના અપવાદ શિવાય હજુ સુધી ખેડૂતો શિવાયના વર્ગોમાં સહકારી શાખવાળી મંડળીઓ શું કામ કરી શકે છે તે પૂરેપૂરૂં ખ્યાલમાં આવ્યું નથી. હમણાં હમણાંમાં મુંબાઇ અને મદ્રાસ આદિ કેટલા પ્રદેશોમાં બીન ખેડૂતોની સહકારી શાખવાળી મંડળીઓનો પ્રચાર કરવાનો પ્રયાસ આદરવામાં આવ્યો છે અને આ પ્રયાસોની બીજા પ્રદેશોમાં પણ જાણ થવાથી આ દિશામાં સારી પ્રગતિ થશે એવી આશા રાખી શકાય છે.

બીન ખેડૂતોની સહકારી શાખવાળી મંડળીઓના મુખ્ય વર્ગો નીચે પ્રમાણે છે. (૧) ગામો તથા શહેરોની પ્રજાકીય બેન્કો, (૨) કોમી મંડળીઓ, (૩) મોટી પેઢીઓ, કંપનીઓ અને સહકારી ખાતાંના પગારદાર નોકરોની મંડળીઓ, (૪) કારીગરોની મંડળીઓ, (૫) મીલો તથા કારખાનાંઓના કામદારોની મંડળીઓ અને (૬) બીજા ગરીબ મજૂરોની મંડળીઓ. કેટલાક પ્રાંતોમાં ઉપર જણાવ્યા પ્રમાણે અમુક જાતની મંડળીઓ સ્થપાયેલી છે. બીજા પ્રાંતોમાં બીજી જાતની મંડળીઓ સ્થપાયેલી છે. પરંતુ જો બધી જાતની મંડળીઓ કોઇ ઠેકાણે સ્થપાયેલી હોય તો તે ફક્ત મુંબાઈ ઇલાકામાં અને થોડે ભાગે મદ્રાસમાંજ છે. જેવી રીતે ખેડૂતોની સહકારી શાખવાળી મંડળીઓ કેટલાક પ્રાંતોમાં શેરના ભંડોળ અને નફાની વહેંચણીના અપવાદ શિવાય બીજી બધી બાબતોમાં જર્મનીની રેઇફીસનની મંડળીઓનું અનુકરણ કરે છે તેવીજ રીતે ઉપર જણાવેલી પહેલા બે વર્ગની મંડળીઓ અને થોડે દરજ્જે ત્રીજા વર્ગની મંડળીઓ શુલ્ઝ ડેલ્ટ્રીઝની મંડળીઓના મુકા-

ઞલે રચવામાં આવેલી છે. તે શિવાયના વર્ગોની મંડળીઓના જૂદા જૂદા પેટા વર્ગો પડી શકે તેમ છે. કેટલીક મંડળીઓ નિયમિત જવાબદારી વાળી હોય છે ત્યારે બીજી અનિયમિત જવાબદારી વાળી હોય છે, કેટલીકમાં ભંડોળ શેરથી ઉભું કરવામાં આવે છે ત્યારે બીજીમાં શેરથી ભંડોળનો કોઇપણ ભાગ ઉભો કરવામાં આવતો નથી. કેટલીકમાં નફાની વહેંચણી થાય છે ત્યારે બીજીમાં નફો વહેંચવામાં આવતો નથી.

બીન ખેડૂતોની સહકારી શાખવાળી મંડળીઓના છૂટા આંકડા મળી શકે તેમ નથી, પરંતુ શાખવાળી અને બીનશાખવાળી મંડળીઓના ભેગા આંકડા નીચે આપવામાં આવ્યા છે તે ઉપયોગી થઇ પડશેઃ—

| પ્રદેશ. | મંડળીઓની સંખ્યા. | સભાસદોની સંખ્યા. | કુલ કામકાજનું ભંડોળ રૂ. |
|---|---|---|---|
| મદ્રાસ | ૨૨૪ | ૪૩,૦૦૧ | ૨૯,૪૨,૮૯૪ |
| મુંબાઇ | ૧૮૨ | ૪૭,૬૯૫ | ૪૩,૯૦,૧૪૫ |
| બંગાલ | ૧૬૯ | ૨૫,૫૮૨ | ૨૫,૬૪,૮૬૮ |
| બીહાર અને ઓરીસા | ૬૫ | ૧૦,૧૦૬ | ૨,૦૧,૦૫૬ |
| સંયુક્ત પ્રાંતો | ૧૭૯ | ૬,૯૨૧ | ૪,૯૧,૪૨૭ |
| પંજાબ | ૩૭ | ૮,૨૨૮ | ૩,૧૭,૧૩૩ |
| બર્મા | ૫૪ | ૫,૦૦૨ | ૮,૩૫,૫૬૮ |
| મધ્ય પ્રાંતો | ૧૦૫ | ૨,૩૧૯ | ૪,૬૫,૬૦૭ |
| આસામ | ૧૧૯ | ૨,૦૧૧ | ૨,૧૮,૨૯૭ |
| મ્હૈસૂર | ૪૪ | ૨૭,૮૯૩ | ૨૦,૮૭,૭૮૨ |
| વડોદરા | ૩૧ | ૧,૯૫૦ | ૧,૩૧,૫૭૮ |
| કુલ ... | ૧૨૦૯ | ૧,૭૬,૭૦૮ | ૧૪૭,૧૬,૩૫૫ |

| અનામત ભંડોળ રૂ. | કારોબારનો ખર્ચ રૂ. | વ્યાજનો સામાન્ય દર. | |
|---|---|---|---|
| | | ઉછીતાં લેવામાં આવતાં નાણાં ઉપર ટકા. | ઉછીનાં આપવામાં આવતાં નાણાં ઉપર ટકા. |
| ૧,૭૪,૧૭૮ | ૭૫,૪૬૨ | ૬—૭ | ૯$\frac{૩}{૮}$ |
| ૧,૮૨,૯૫૮ | ૫૬,૧૯૧ | ૬—૬$\frac{૧}{૪}$ | ૯$\frac{૩}{૮}$, ૧૮$\frac{૩}{૪}$ |
| ૧,૨૮,૭૪૨ | ૩૦,૦૩૭ | ૬-૧૦$\frac{૧}{૨}$ | ૯—૧૫$\frac{૫}{૮}$ |
| ૧૪,૪૩૫ | ૮,૩૬૮ | ૬$\frac{૧}{૪}$, ૯$\frac{૩}{૮}$, ૧૨$\frac{૧}{૨}$ | ૯$\frac{૩}{૮}$-૧૮$\frac{૩}{૪}$ |
| ૪૯,૯૩૯ | ૯,૮૦૨ | ૬—૧૨ | ૧૫ |
| ૪૯,૩૫૩ | ૧૪,૫૫૮ | ૮ | ૧૨$\frac{૧}{૨}$ |
| ૧,૫૪,૮૧૫ | ૧૨,૧૦૭ | — | — |
| ૧૫,૨૪૯ | ૨,૩૩૧ | ૯ | ૧૨ |
| ૧૬,૨૩૯ | ૨,૮૪૭ | ૬$\frac{૧}{૪}$ | ૯, ૧૨$\frac{૧}{૨}$ |
| ૧,૩૦,૧૩૨ | ૩૦,૩૮૯ | ૫$\frac{૧}{૨}$-૬$\frac{૧}{૨}$ | ૯—૧૨ |
| ૪,૯૭૩ | ૨,૩૦૯ | ૩$\frac{૩}{૪}$—૪$\frac{૧}{૨}$ | ૬$\frac{૧}{૪}$-૯$\frac{૩}{૮}$ |
| ૯૭,૨૧,૦૧૩ | ૨,૪૫,૪૧૧ | — | — |

બીન ખેડૂતોની સહકારી મંડળીઓનું ભંડોળ કેવી રીતે ઉભું કરવામાં આવે છે તે નીચેના આંકડા ઉપરથી જણાશેઃ—

| | રૂ. |
|---|---|
| શેર | ૫૧,૫૬,૧૫૨ |
| સભાસદોની થાપણો | ૪૧,૯૯,૧૬૭ |
| બીન સભાસદોની થાપણો તથા કરજે કાઢેલાં નાણાં | ૩૦,૩૯,૮૬૫ |
| મંડળીઓની થાપણો તથા કરજે કાઢેલાં નાણાં | ૧,૪૧,૩૮૯ |
| પ્રાંતિક અથવા મધ્યસ્થ બેંકોનાં કરજે કાઢેલાં નાણાં | ૧૨,૦૧,૩૨૩ |
| સરકારનાં કરજે કાઢેલાં નાણાં | ૫૭,૪૪૬ |
| અનામત ભંડોળ | ૯,૬૧,૦૧૩ |

ખેડૂતોની શાખવાળી મંડળીઓને જયારે ફરજીયાત રીતે અનિયમિત જવાબદારી સ્વીકારવી પડે છે, ત્યારે બીનખેડૂતોની શાખવાળી મંડળીઓ નિયમિત અને અનિયમિત જવાબદારી એમાંથી કોઇનો પણ સ્વીકાર કરી શકે છે. આ બેમાંથી કઇ જવાબદારીનો સ્વીકાર કરવો તે વિષે સહકારી કમિટીના રીપોર્ટમાં નીચે પ્રમાણે લખ્યું છે—" સામાન્ય સિદ્ધાન્ત તરીકે જયારે સભાસદો સાધારણ સારી સ્થિતિવાળા હોય, સ્થાનિક સંજોગોને લીધે સભાસદોમાં અરસપરસ ઓળખાણ હોવાનો અથવા થવાનો સંભવ ઓછો જણાય, અને કામકાજ સારૂ શેરથી પૂરતું ભંડોળ ઉભું થઇ શકે તો નિયમિત જવાબદારીનો સ્વીકાર કરવામાં કાંઇ વાંધો નથી. નહિં તો જવાબદારી અનિયમિત જ હોવી જોઈએ.", બીન ખેડૂતોની મંડળીઓના પહેલા ત્રણ વર્ગોમાં ઉપર જણાવેલા સંજોગો હયાતી ભોગવતા હોવાને લીધે એ ત્રણ વર્ગની મંડળીઓ સારૂ નિયમિત જવાબદારી જ શ્રેયસ્કર છે અને તેજ સ્વીકારવામાં આવે છે.

આ ત્રણ વર્ગની મંડળીઓ મુખ્યત્વે કરીને મોટા ગામોમાં હોય છે, અને તેમના સભાસદો એટલા છૂટાછવાયા અને કેટલીક વખતે એટલી મોટી સંખ્યાવાળા હોય છે કે તેઓની અંદર કોઇપણ પ્રકારની એકતા અથવા સમાનતા ન હોવા ઉપરાંત સભાસદોનો અરસપરસ સંબંધ તથા ઓળખાણ થવાં પણ અશકય હોય છે. ઉપરાંત એ મંડળીઓ સામાન્ય રીતે ઉછીનાં લેવાં પડતાં નાણાં સારૂ પૂરતી જામીનગીરી જેટલું શેરનું ભંડોળ એકઠું કરે છે. તેથી કરીને અનિયમિત જવાબદારીથી મળતી વધારાની જામીનગીરીની તેમને જરૂર પડતી નથી. જો બધા વર્ગની મંડળીઓ એકબીજાને મળતી આવતી હોય તો તે આ બાબતમાં જ મળતી આવે છે. બીજી એક બાબતમાં આ મંડળીઓનું અરસપરસ મળતાપણું છે તે નફાની વહેંચણી સંબંધી છે. સહકારી મંડળીઓના કાયદાની રૂએ નફાનો ચોથો ભાગ અનામત ભંડોળ ખાતે લઇ જવામાં આવે છે, અને બાકી રહેલા નફામાંથી સાર્વજનિક હિત ભંડોળો, મકાન બાંધવાનાં ભંડોળો અને નફાની સરખી વહેંચણી કરવાનાં ભંડોળો વિગેરેની કેટલીક વખતે સ્થાપના થયા બાદ દર વર્ષે સભાસદોની અંદર નફાની વહેંચણી કરવામાં આવે છે. અનિયમિત જવાબદારીવાળી મંડળીઓમાં જયારે મંડળીની સાધારણ સભામાં દરેક સભાસદને એકજ મત આપવાનો અધિકાર હોય છે ત્યારે નિયમિત જવાબદારીવાળી મંડળીઓમાં પેટા-કાયદામાં ફરમાવ્યા મુજબ એકથી વધુ મત આપવાનો અધિકાર સભાસદોને આપવામાં આવે છે. બીનખેડૂતોની ઘણી શાખવાળી મંડળીઓ નિયમિત જવાબદારીવાળી હોય છે ત્યારે સભાસદો પાસે જેટલા શેર હોય તેટલા મત આપવાનો અધિકાર તેમના સભાસદોને આપે છે, અને આ રીતે સહકારનું અને સમાનતાના હક્કથી એકઠા થવાનું મુખ્ય તત્ત્વ ઉડાવી દે છે. સહકારી મંડળીઓના કારોબારમાં સભાસદોનો મતાધિકાર તેણે રોકેલી મૂડીના પ્રમાણમાં આપવામાં આવે તે સહકારના

તત્ત્વથી વિરૂદ્ધ છે, કારણ કે "સહકારી મંડળી મૂડીવાળાઓની સંસ્થા નથી, પરંતુ વ્યક્તિઓની સંસ્થા છે, અને કોઇપણ વ્યક્તિ ગમે તેટલા શેર ધરાવતી હોય તો પણ બધાનો મતાધિકાર સરખો હોવો જ જોઇએ. આ દેશમાં સહકારનાં ખરાં તત્વોનાં સ્વીકારનું એક ખરૂં ચિન્હ એ છે કે આ રીતની એક કરતાં વધુ મત આપવાની કાયદામાં છૂટ હોવા છતાં ઘણી મંડળીઓ નાણાં ઉછીનાં લેનારના સ્વાર્થનાં ભોગે નાણાં ધીરનારને કારોબારમાં વધુ ભાગ આપતી નથી, અને પ્રત્યેક સભાસદને પછી ભલેને તેની પાસે મંડળીના ગમે તેટલાં શેર હોય તો પણ સાધારણ સભામાં એકજ મત આપવાનો અધિકાર આપે છે.

પ્રજાકીય બેન્કોમાં, કોમી મંડળીઓનાં અને ઘણીખરી પગારદાર નોકરોની મંડળીઓમાં, મંડળીની શરૂઆતમાંજ શેરો મારફત સારૂં ભંડોળ ઉઘરાવવામાં આવે છે. દરેક શેરની કીંમત રૂ. ૧૦ થી માંડીને રૂ. ૧૦૦ સુધીની હોય છે. અને શેરની કીંમત એકદમ આપવી પડે છે. અથવા સાદા અને સરળ માસિક હપ્તાથી એક વર્ષ, બે વર્ષ અથવા વધુ મુદતની અંદર આપી શકાય છે. કોઇપણ સભાસદ વધુમાંવધુ શેરથી ઉભા કરવામાં આવેલા ભંડોળના પાંચમા ભાગ કરતાં વધારે કીંમતના અથવા રૂ. ૧૦૦૦ થી વધુ કીંમતના શેર લઈ શકે નહિ. કેટલીક વખતે શેરની કીંમતનાં નાણાં પૂરેપૂરાં લેવામાં આવનાં નથી. પરંતુ સભાસદોની જવાબદારી અનામત રાખવામાં આવે છે. શેરની પૂરેપૂરી કીંમત જેટલીજ જવાબદારી નિયમિત કરવામાં આવે છે. અને વધારાની જામીનગીરી જવલ્લેજ માંગવામાં આવે છે. ભંડોળ એકઠું કરવાના બીજા રસ્તાનાં સભાસદોની અને બીન સભાસદોની થાપણોનો સમાવેશ થાય છે. મધ્યસ્થ બેન્કો પાસેથી નાણાં અપવાદ રૂપે જવલ્લે જ ઉછીનાં લેવામાં આવે છે. અને કેટલીક મંડળીઓ પગભર ઉભી રહી શકતી ન હોય તો પણ મધ્યસ્થ બેન્કો પાસેથી બહુ જ જુજ મદદ મળી શકે છે. આ ત્રણે વર્ગની મંડળીઓમાં મુખ્યત્વે કરીને

કરકસરની ખીલવણી ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. આ જાતની શાખવાળી મંડળીઓનાં ખચતની થાપણો રોકવાનાં ખાતાં હોય છે. એટલુંજ નહિ પણ એક રીતે સભાસદો પાસે ફરજીઆત કરકસર પણ કરાવવામાં આવે છે, આવી રીતે કેટલીક સુવ્યવસ્થિત મંડળીઓનાં ભવિષ્યમાં ઉપયોગ સારૂ (પ્રોવિડન્ટ Provident) થાપણો મૂકાવવાની અથવા એકત્રિત થાપણો લેવાની રીત હોય છે, અને સભાસદો અમુક મુદતનાં અંતરે અમુક રકમ થાપણ તરીકે રોકવા બંધાય છે. ખેડૂતોની શાખવાળી મંડળીઓના જેવીજ શરતોથી સભાસદોને નાણાં ઉછીનાં આપવામાં આવે છે. આવી બીન ખેડૂતોની મંડળીઓમાં સાધારણ રીતે ઉત્પાદક હેતુ સારૂ નાણાં આપવામાં આવતાં નથી, કારણ કે સભાસદોનો મોટો ભાગ પગારદાર નોકરોનો અથવા રોજીયા મજૂરોનો બનેલો હોય છે. જ્યારે ન્હાના દુકાનદારો અને કારીગરોને ઉત્પાદક રીતે ખરચવા સારૂ નાણાં ઉછીનાં આપવામાં આવે છે ત્યારે નાણાં પાછાં વાળવાની મુદત બાંધવામાં અને જે હેતુ સારૂ નાણાં ઉછીનાં લેવામાં આવ્યાં હોય તેજ હેતુમાં નાણાંનો ઉપયોગ થાય છે, કે કેમ ઇત્યાદિ ચોકસી કરવામાં ગયા પ્રકરણમાં જણાવેલાં તત્વો ખાસ ધ્યાનમાં રાખવાં જોઇએ. ઘણાખરા સભાસદોને ખાધાખોરાકી, ઘરખરચ, તબીબી મદદ, છોકરાંઓની કેળવણી, સામાજીક કરકરીયાવરનાં ખર્ચ અથવા દેવાં પતાવવાં ઈત્યાદિ અનુત્પાદક ખર્ચ સારૂ નાણાં ઉછીનાં આપવાં પડે છે અને તેથી કરીને કરજ મંજુર કરતી વખતે વ્યવસ્થાપક કમિટીએ ખાસ વિચાર કરવો જોઇએ છે. જે હેતુસર નાણાં જોઈતાં હોય તે હેતુની બારીક તપાસ કરવી જોઇએ. નાણાં ઉછીનાં લેનાર સભાસદની સ્થિતિનો વિચાર કરવો જોઇએ અને જો હદથી જાદે ખર્ચ કરવાની વૃત્તિ જણાય તો તેવી વૃત્તિને તુરતજ દાબી દેવી જોઇએ. ઉછીનાં લીધેલાં નાણાં સામાન્ય રીતે માસિક હપ્તાઓથી પાછાં આપવાનાં હોય છે. નાણાં મુખ્યત્વે કરીને જાતજામીનગીરી ઉપર ધીરવામાં આવે છે. પરંતુ તે ઉપરાંત સ્થાવર યા જંગમ મીલકતના ગીરો ઉપર

નાણાં આપવામાં આવે તો કાંઇ વાંધો નથી. કેટલીક વખતે સભાસદના પોતાના શેરની જામીનગીરી ઉપર પણ નાણાં ધીરવામાં આવે છે. આ રીતે નાણાં ધીરવામાં, સહકારી મંડળીઓનાં કાયદાની રૂએ જે શેરનાં નાણાં ઉપર મંડળીનો હક્ક છે તેજ નાણાં જામીનગીરી દાખલ ગણવામાં આવે છે. બીજું જો આ જામીનગીરીમાંથી જ કરજનાં નાણાં વસુલ કરવામાં આવે તો મંડળીની માલીકીનું ભંડોળ ઓછું થાય છે અને તેથી કરીને આ રીત વખોડવાલાયક છે.

રજીસ્ટ્રારની સામાન્ય અથવા ખાસ પરવાનગી મેળવીને એક મંડળી બીજી રજીસ્ટર થયેલી મંડળીને નાણાં ધીરી શકે છે. કેટલાક પ્રાંતોમાં જે બીન ખેડૂતોની શાખવાળી મંડળીઓ પાસે નાણાંની સારી રકમ હોય છે તેમને આવી પરવાનગી આપવામાં આવે છે. આ રીતનું કાયદાનું બંધારણ જયારે મધ્યસ્થ બેન્કો સ્થપાયેલી ન હતી ત્યારે ઘણું ઉપયોગી હતું પરંતુ જયારે મધ્યસ્થ બેન્કો અને બાંહેધરી આપનારાં યુનીયનો સ્થળે સ્થળે સ્થપાયેલાં છે ત્યારે આ રીતનો ઉપયોગ કરવામાં બહુ તાત્પર્ય નથી. કારણ કે આ રીતે અંદર અંદર જવાબદારીનું સંઘટ્ટન થાય છે અને ખાસ કરીને પોતાના સભાસદોને નાણાં ધીરવા સારૂ ઉભી કરવામાં આવેલી મંડળીએ નાણાં પાછાં મેળવવામાં નડતી મુશ્કેલીઓમાં ન સપડાવું તેજ બહેતર છે. ઉપરાંત મધ્યસ્થ બેન્કોની ખીલવણીથી મોટી બીન ખેડૂતોની શાખવાળી મંડળીઓનાં ફાજલ પડેલાં નાણાં વ્યાજે રોકવાની ખાસ સગવડ મળે છે. એક મંડળી બીજી રજીસ્ટર થયેલી મંડળીની જામીનગીરી ઉપર પોતાના નાણાં થાપણ તરીકે રોકી શકે છે; અને મધ્યસ્થ બેન્કો મંડળીઓનાં ફાજલ પડેલાં નાણાં લઇને નાણાંને વ્યવસ્થિત કરતી હોવાને લીધે, બીનખેડૂતોની મોટી શાખવાળી મંડળીઓ ઘણાં પ્રાંતોમાં કરવામાં આવે છે. તેમ પોતાના ફાજલ પડેલા નાણાં મધ્યસ્થ બેન્કોમાં પોતાના રોકેલાં નાણાનું સારૂ અને વધારે વ્યાજ મળે એવી ગોઠવણ કરીને થાપણ તરીકે રોકે એ જ ઠીક છે.

નફાની વહેંચણી સંબંધી બીન ખેડૂતોની સહકારી મંડળીઓમાં ખાસ કરીને મધ્યમ વર્ગના સભાસદોની બનેલી મંડળીઓમાં નાણાં ઉછીનાં લેનાર અને નાણાં ધીરનારના સ્વાર્થમાં વિરોધ ઉત્પન્ન કરવાની અને સહકારનાં ખરાં તત્વોનો નિરાદર કરીને મોટા નફાની અને સુખડી (બોનસ) ની વહેંચણી કરવાની પદ્ધતિ પડી ગઇ છે. ખરૂં જોતાં કોઇ પણ સહકારી સંસ્થામાં નફાની વહેંચણી થઇ શકે નહિ. ફક્ત સભાસદોએ ભંડોળ રૂપે ભરેલાં નાણાં ઉપર તેમને રીતસર વ્યાજ મળવું જોઇએ. ઘણા પ્રાંતોમાં નફાની વહેંચણીની વધુમાં વધુ હદ મુકરર કરવામાં આવી છે. તે રીતે નફાની વહેંચણીની હદ બાંધી નાંખવી જોઇએ. આ જાતની મંડળીઓમાં બીજી એક એ પદ્ધતિ ઘણે ભાગે પડી ગયેલી હોય છે કે એક વેળા સારૂં કામકાજ થયું અને સારા નફાની વહેંચણી થઇ શકે એમ લાગ્યું કે સભાસદોની સંખ્યા ઉપર અંકુશ મૂકવામાં આવે છે. આ જાતનો અંકુશ એક રીતે સભાસદોની અંદર વધુ સંસર્ગ અને અરસપરસ દેખરેખ થઈ શકવાને લીધે ઘણો સારો છે. પરંતુ જ્યારે મંડળીના નફામાં બીજા માણસો ભાગ ન લઈ શકે એ ઇરાદાથી જ આવો અંકુશ મૂકવામાં આવે છે, ત્યાં સહકારનાં તત્વથી વિરૂદ્ધ વર્તન થાય છે. જો નફાની વહેંચણીમાં વધુમાં વધુ હક મુકરર કરવામાં આવે તો આ પદ્ધતિને દબાવી શકાય.

બીન ખેડૂતોની મોટી સહકારી મંડળીઓમાં પગારદાર માણસો રોકવામાં આવે છે. ખેડૂતોની શાખવાળી મંડળીઓના કરતાં આ મંડળીઓના કારોબારનો ખર્ચ વધારે આવે છે, કારણકે ચોપડા વધારે હોવાથી અને પત્રવ્યવહારની જરૂર પડવાને લીધે એક બે કારકુન અવશ્ય રાખવા પડે છે. પછી આવી મંડળીઓને બહારની દેખરેખની જરૂર પડતી નથી, કારણકે સઘળો કારોબાર સહકાર્યના તત્વો સમજી શકનાર કેળવાયેલા વર્ગ મારફત ચલાવાય છે. અને તેઓ વેપારી ધોરણસર મંડળીનો કારોબાર ચલાવી શકે તેવા હોય છે. પરંતુ જો કે ઘણો ખરો કારોબાર હુંશીયાર માણસોના હાથમાં હોય છે તો પણ

જ્યારે મંડળીનો કાર્યપ્રદેશ વિશાળ થાય ત્યારે વ્યવસ્થા તદ્દન યંત્રવત્ અને આપખુદીવાળી થઇ જવાનો સંભવ છે. કાર્યપ્રદેશ વિશાળ થવાને લીધે સાધારણ સભાનો અંકુશ ધીરે ધીરે ઓછો થાય છે અને તેથી કરીને વ્યવસ્થાપકો ઉપર અંદરની વધારે અંકુશ રાખવાની જરૂર પડે છે. જ્યાં જરૂર લાગે ત્યાં દેખરેખ રાખનાર મંડળ (સુપરવીઝન બોર્ડ (Supervision Board) મારફતે વ્યવસ્થાપક કમિટીના કામ ઉપર દેખરેખ કરાવવાથી આ અંકુશ રાખી શકાય છે. ખેડૂતોની શાખવાળી મંડળીઓમાં આ દેખરેખ રાખનાર મંડળીની જરૂર નથી. અને હજુ થોડો વખત સુધી લાયક માણસોના અભાવે સભાસદોમાંથી પોતાનામાંથી દેખરેખ રાખનાર મંડળોના સભાસદો મેળવી શકાય તેમ નથી. નાગરિક પ્રદેશોમાં આવાં દેખરેખ રાખનારાં મંડળોના સભાસદો મેળવી શકાય તેમ હોવાથી કેટલાક પ્રાંતોમાં મોટી મોટી મંડળીઓએ આવાં મંડળો નીમેલાં પણ છે. આ મંડળો સાધારણ સભામાં ચુંટાયેલા બે ત્રણ સભાસદોનાં બનેલા હોય છે અને તેઓ પોતાના કામકાજ માટે સાધારણ સભાને જવાબદાર રહે છે.

મોટી નાગરિક મંડળીઓના કારોબારની એક મહત્વની બાબત તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓ (Joint Resources) રાખવાની છે. આ મંડળીઓનો મુખ્ય આધાર થાપણો ઉપર હોય છે, અને પોતાની તથા સહકાર પ્રવૃત્તિની સહીસલામતી સારૂ આવી મંડળીઓએ થાપણોવાળા પોતાનાં નાણાં પાછાં ખેંચી લે તો તે માંગણીને વિના મુશીબતે પહોંચી વળવા સારૂ પુરતી જામીનગીરીઓ રાખવી જોઇએ. જૂદા જૂદા પ્રાંતોમાં આવી તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓ રાખવાની જૂદી જૂદી રીતો ચાલુ છે, પરંતુ આ મંડળીઓની કમિટીઓ ઘણુંખરૂ મંડળીમાં મૂકાયેલી થાપણોને પૂગી વળવા સારૂ કાંઇને કાંઇ સગવડ કરી રાખે છે. જેમ જેમ મોટી નાગરિક મંડળીઓ સ્થપાતી જશે તેમ તેમ આ જાતનું સહકારી નાણાં પૂરાં પાડવાનું સાધન ખીલવવું પડશે. સામાન્ય રીતે જે ચાલુ ખાતામાં તથા બચત

ખાતામાં મૂકાયેલી થાપણોનો ત્રીજો અથવા ચોથો ભાગ તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં રોકવામાં આવે અથવા તો મધ્યસ્થ મંડળીઓ જોડે તે પૂરતાં નાણાં જોઇએ ત્યારે મળી શકે તેવી ગોઠવણ કરવામાં આવે તો બસ છે. બાંધી મુદતની થાપણોને પુગી વળવા સારૂ વખતોવખત જેટલાં નાણાં પાછાં વસુલ આવવાનાં હોય અને જેટલાં નાણાં કરજે આપવાનાં હોય તેનો ચડસટ્ટો કાઢી કેટલાં નાણાંનો ખપ પડશે તે નક્કી કરી તે પૂરતી સગવડ મંડળીઓએ બને તે રીતે કરવી જોઇએ.

ઉપર આપણે મોટા વિસ્તારવાળી બીન ખેડૂતોની શાખવાળી મંડળીઓને લગતા સામાન્ય પ્રશ્નોનો વિચાર કર્યો. હવે આ વર્ગની મંડળીઓના પ્રજાકીય બેન્કો, કોમી મંડળીઓ તથા પગારદાર નોકરોની મંડળીઓ વિગેરે પેટા વર્ગોનાં ખાસ લક્ષણોનો વિચાર કરીશું. પહેલા પેટા-વર્ગની મંડળીઓનાં એટલે પ્રજાકીય બેન્કોમાં અમુક ગામમાં અથવા ગામના અમુક લત્તામાં રહેનાર કોઈપણ શખ્સ સભાસદ થઇ શકે છે. વેપારી, જમીનદાર, કારીગર, નોકર અથવા મજૂર કોઇપણ સભાસદ થઇ શકે છે. મંડળી સભાસદોને યોગ્ય શરતોએ નાણાં પૂરાં પાડે છે અને તેમની થાપણો રોકે છે. હિંદુસ્થાનમાં બીન સહકારી સંયુક્ત ભંડોલવાળી બેન્કોનો વધુ વિકાસ થયો નથી અને ૧૯૧૩ માં તો આવી બેન્કોને સખત ધોકો લાગ્યો હતો. મધ્યમ અને ગરીબ વર્ગના લોકોને સારૂ દેશના ઘણા ભાગમાં બેન્કો વિગેરેની સગવડ નથી. તેથી જો પ્રજાકીય બેન્કો સ્થાપવામાં આવે તો તેથી ઘણું સારૂં કામ થાય અને આ જાતની બેન્કો જયાં બને ત્યાં સ્થાપવી જોઇએ.

કોમી મંડળીઓમાં અમુક ન્યાત અથવા અમુક જાતના મધ્યમ વર્ગના માણસો સારૂ સ્થપાયેલી મંડળીઓનો સમાવેશ થાય છે. આમાં ગરીબ ન્યાતોની અથવા કારીગર ન્યાતોની મંડળીઓને ખાસ ઉત્તેજન આપવું જોઇએ. હિંદુસ્થાનમાં ન્યાતજાતનો ઘણો પ્રચાર છે અને સરકાર પણ અમુક ન્યાતજાતના લોકોની મંડળીને રજીસ્ટર કરવાની પરવાનગી આપતાં આ ન્યાતજાતની સંસ્થાનો સ્વીકાર કરે છે. સભાસદો બધા

એક જાતના હોય છે ત્યાં એક બીજામાં નિકટ સંબંધ અને સંતોષ-કારક અરસપરસ અંકુશ રહી શકે છે. આવા દેખીતા લાભ હોવા છતાં આ જાતની કોમી મંડળીઓની સ્થાપનાને સીધી રીતે ઉત્તેજન આપવું તે વખોડવા લાયક છે. સહકારી મંડળીઓનું કામકાજ બહુ જ સરળ અને સીધી રીતે થતું હોવાને લીધે એવો ભય રહે છે કે આ રીતથી કોમી લાગણી ઉપર અંકુશ મૂકાવાને બદલે તે લાગણી વધારે પ્રબળ થાય, અને સર્વ મનુષ્યોના સરખાપણાના પાયા ઉપર સ્થાપેલી સહકારના સામ્રાજ્યની ભાવના આવી રીતની પરસ્પર પ્રતિસ્પર્ધી કોમી મંડળીઓનો વિકાસ થવાથી સફળ ન થાય.

થોડા વખતથી મોટી ઓફીસો, પેઢીઓ અને કંપનીઓના પગાર-દાર નોકરોએ પોતાને સારૂ સહકારી મંડળીઓ સ્થાપી છે. મુખ્ય રેલવે કંપનીઓના નોકરોની આ રીતની મંડળીઓ સ્થપાયેલી છે અને તેઓ પોતાનો વહીવટ પોતાની મેળે ચલાવે છે, ફક્ત મંડળીઓના પ્રમુખ તરીકે તેમના અધિકારીઓને નીમવામાં આવે છે અને તેમના હીસાબની તપાસણી રેલ્વેના ઓડીટરો મારફત કરવામાં આવે છે. તે શિવાય બીજી બધી રીતે આ મંડળીઓ સ્વતંત્ર છે. ઉપરાંત ઉછીનાં લીધેલાં નાણાં સભાસદના માસિક પગારમાંથી કાપીને વસુલ કરવામાં આવે છે. ઘણી સરકારી ઓફીસોમાં અને મુંબાઇના તથા બીજા પ્રાંતોનાં પોસ્ટ, ટેલીગ્રાફ તથા પોલીસ ખાતામાં પણ આ રીતની સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી છે. આવી મંડળીઓનો હેતુ મુખ્યત્વે કરીને સસ્તા ભાવે નાણાં ધીરવા કરતાં બચત અને કરકસર કરાવવાનો હોવો જોઇએ અને આવી પગારદાર નોકરોની મંડળીઓમાંની ઘણીખરી આ દિશામાં સફળ થઈ છે. પરંતુ ન્હાની પાયરીવાળા અમલદારોનો પગાર હિંદુસ્થાનમાં ઘણો ઓછો હોવાથી બચત કરવાનો વધારે પ્રસંગ આવતો નથી. ઉપરાંત, ઓછા પગારવાળા નોકરો સામાજીક અને કરકરીયાવરનાં ખર્ચો અને બીજી ઘરગથ્થુ જરૂરીયાતોને લીધે દેવામાં ઉતરી ગયેલા હોય છે, તેથી કરીને પગારદાર નોકરોની મંડળીઓનું એક મુખ્ય કામ

સભાસદનાં જૂનાં દેવાં પતાવવાનું અને જલદી તથા સસ્તા વ્યાજે તેમને નાણાં પૂરાં પાડવાનું હોય છે. ઘણી મંડળીઓના સભાસદને મળતા પગારના પ્રમાણસર માસિક હપતાઓથી શેરો ભરાવીને ફરજીયાત બચત કરાવવામાં આવે છે અને સભાસદને કરજે આપવાનાં નાણાંની વધુમાં વધુ હદ તેણે ભરેલા શેરોની કીંમતના અમુક પ્રમાણસર નક્કી કરવામાં આવે છે. આ મંડળીઓને પડતી એક મુશ્કેલી એ છે કે સભાસદોની વારંવાર જૂદી જૂદી શાખાઓમાં બદલી થાય છે. બીજી મુશ્કેલી એ હોય છે કે જૂદી જૂદી પાયરીવાળા નોકરો કમિટીની અંદર એકમેકની જોડે સમાનતાથી મળી શકતા નથી. જ્યારે કોઇ મોટો અમલદાર પ્રમુખ તરીકે આવ્યો હોય અથવા કમિટીનો સભાસદ હોય ત્યારે બીજા સભાસદો પોતાની સ્વતંત્રતાનું ભાન ભૂલી જાય છે અને તેથી કરીને આવા અમલદારોએ મંડળીની આંતરિક વ્યવસ્થામાં માથું મારવું હિતાવહ નથી. વળી એવું પણ બને કે કેટલાક અમલદારો તેમની ઉંચી પાયરીને લીધે પોતાને સારૂ અથવા પોતાના મિત્ર વર્ગ સારૂ કર્જ મંજુર કરાવે અને હપ્તાસર અને નિયમસર નાણાં પાછાં ન આપીને ખોટો દાખલો બેસાડે તેમના ઉપર કમિટીનું કાંઈ દબાણ થઇ ન શકે, કારણકે કમિટીના ઘણા ખરા સભાસદો તેમના હાથ નીચેના નોકરો હોય. આ જાતની મંડળીઓની સુધારણા સારૂ નીચે પ્રમાણે સૂચનાઓ કરવામાં આવે છે—કમિટીમાં બધી પાયરીવાળા નોકરોના પ્રતિનિધિઓ રાખવા, દેખરેખ રાખનારાં મંડળો નીમવાં, બધા સભાસદોને તેમની ફરજો તથા હક્ક સમજાવવા, પેટા–કાયદાઓ વડે કર્જની હદ બાંધવી, અને જૂદા જૂદા સમૂહોની જૂદી જૂદી કમિટીઓ નીમવી વિગેરે–એવી સૂચના કરવામાં આવે છે કે માસિક પગારમાંથી નાણાં કાપી લઇને કર્જ વસુલ કરવાનું પેટા–કાયદામાં ઘડવાથી આ મુશ્કેલીઓ દૂર થશે, પણ જો આમ કરવામાં આવે તો નૈતિક કેળવણી સારૂ મંડળીઓની સ્થાપના કરવામાં આવે છે તે મુખ્ય સિદ્ધાંતનો નિરાદર થાય અને સહકારનો એક મહત્ત્વનો ઉદ્દેશ સિદ્ધ ન થાય.

બીન ખેડૂતોની જે શાખવાળી મંડળીઓને બંધારણમાં અને કારોબારમાં ખેડૂતોની શાખવાળી મંડળીઓ જોડે સરખાવી શકાય તે મંડળીઓ કારીગરોની તથા ગૃહ ઉદ્યોગ કરનારા વર્ગોની બનેલી હોય છે. મંડળીનો કાર્યપ્રદેશ એક ગામડું અથવા ગામ જેટલો હોય છે, અમુક ધંધો કરનાર તમામ શખસો મંડળીના સભાસદ થઈ શકે છે, શેરથી અથવા થાપણોથી સભાસદો તરફથી કાંઈ પણ ભંડોળ ઉભું કરવામાં આવતું નથી. અને બધું ભંડોળ મધ્યસ્થ નાણાં ધીરનારી સંસ્થાઓ પાસેથી અથવા થાપણો રોકનારાઓ પાસેથી સભાસદોની અનિયમિત જવાબદારી ઉપર નાણાં કર્જે કાઢીને ઉભું કરવામાં આવે છે. ખેડૂતોની શાખવાળી મંડળીઓ કરતાં આવી મંડળીઓમાં અનિયમિત જવાબદારી રાખવી વધારે જરૂરી છે. કારીગરોની શાખવાળી મંડળીઓ વાસ્તે થાપણ ઉભી કરવી ઘણી મુશ્કેલ છે. અને ખેડૂતોની શાખવાળી મંડળીઓ જરૂર પડતાં સભાસદની જમીનના રૂપમાં જે જામીનગીરી પૂરી પાડે છે તે જાતની જામીનગીરી અહિં હોતી નથી; અને આવી કારીગરોની મંડળીઓની સ્થાપના અને વ્યવસ્થા ઘણાં મુશીબત ભરેલાં હોય છે. સામાન્ય રીતે સભાસદો ખેડૂતો કરતાં ગરીબ અને વધુ અભણ હોય છે. તેઓની અંદર અરસપરસ સંસર્ગ બહુ ઓછો હોય છે અને તેમની દેવાદારી વધારે હોય છે તેથી કરીને ખાસ પ્રયત્ન કરવા આવશ્યક છે, અને જો સરકાર અથવા કોઇ દયાળુ સહકાર પ્રચારક સંસ્થાઓ આવી મંડળીઓની સ્થાપના તથા વ્યવસ્થા સારૂ ખાસ નાણાંની સગવડ કરી આપે તો ખોટું ન ગણાય. તેમના શરૂઆતના કામકાજમાં આવી મંડળીઓને સસ્તાં વ્યાજે અને બહુ ન્હાના હપતાથી પાછાં વાળી શકાય તેવાં નાણાં આપવામાં આવે તો ઘણું સારૂં. ગામડાંના કારીગરો અને ગૃહઉદ્યોગ કરનારા માણસો ન્હાના ખેડૂતોની માફક જ રાજ્યનાં અંગ છે અને દેશના હિતને ધ્યાનમાં લઇને આ લોકોના ધંધા સસ્તા ભાવના પરદેશથી આવતા માલની હરીફાઇથી અને લ્હેણદારોના જુલમથી પડી ન ભાગે અને તેમની ખાધાખોરાકી બંધ ન પડે તેવાં પગલાં ભરવાં આવશ્યક છે. શાહુકાર કારીગરોને જે ભંડોળ પૂરૂં પાડે છે તે ઉપર

હદથી જાદે વ્યાજ લે છે અને આથી કરીને હુંશીયારમાં હુંશીયાર કારીગરને પણ પોતાનું ગુજરાન ચલાવવું ભારે પડે છે. આવાં વિપરીત સંજોગોને લઇને ગૃહ ઉદ્યોગોનો નાશ થાય છે અને સ્વતંત્રતાથી ગુજરાન ચલાવનાર કારીગરને મોટાં કારખાનાંમાં જઇને અથવા તો પોતાના ઘેર મૂડીવાળાને સારૂ ભાડૂતી મજૂર માફક કામ કરવું પડે છે. જો આ હોનારત અટકાવવી હોય તો કારીગરને સસ્તે વ્યાજે ભંડોળ પૂરૂં પાડવું જોઇએ. તેનાં દેવાં મંડળીએ પોતે માથે લઇને ચૂકવી આપવાં જોઇએ, માલ બનાવવાની સુધરેલી રીત તેને શીખવવી જોઇએ અને તેનો માલ વેચવાનાં નવાં ક્ષેત્ર ઉઘાડી આપવાં જોઇએ તથા જૂનાં ક્ષેત્ર વધુ સારી રીતે વ્યવસ્થિત કરવાં જોઇએ. આ રીતના પ્રયાસ કરતાં છતાં પણ ગામડાના ઉદ્યોગો તથા ગૃહ ઉદ્યોગો ઘણી મુશ્કેલીઓ શિવાય ખીલવી શકાશે કે કેમ તેની ઘણી શંકા છે. એક લેખકે કહ્યું છે તેમ ધીરે ધીરે બંધ પડતી માલની માંગણી કોઈ પણ જાતની સહકારી પદ્ધતિથી અટકાવી શકવી મુશ્કેલ છે. હાથે બનાવેલા માલની માંગણી અનિશ્ચિત હોય છે. અને બજારમાં પોતાનો માલ વેચી રીતસરનો નફો કરી પગભર રહેવું તે કારીગરની સહકારી શાખાવાળી મંડળીના કર્જદાર સભાસદને વાસ્તે ઘણું અઘરૂં છે.

સહકારી શાખ પૂરી પાડીને ગામડાંના ઉદ્યોગો સુધારવાના એક મોટા પ્રયત્ન તરીકે શાળ ઉપર કામ કરનારા વણકરો સારૂ કરવામાં આવેલા પ્રયાસ મોજૂદ છે. આ દિશામાં બીજા પ્રાંતો કરતાં મુંબાઈમાં વધુ ધોરણસર પ્રયત્ન કરવામાં આવ્યા છે. મુંબાઇ ઇલાકામાં વણકરોની ૨૯ મંડળીઓ છે. જેમાંની કેટલીક શાખ વધારવાના શિવાયનું બીજું કામ પણ આદરે છે. તેમનું કામકાજનું ભંડોળ રૂ. ૧,૩૯,૩૩૦ નું છે, અને તેમના ૨,૨૬૯ સભાસદો છે. સંયુક્ત પ્રાંતોમાં પણ વણકરોની સ્થિતિ સુધારવાના ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા છે, પણ મુખ્ય ભાગે શાખ વધારવા શિવાય બીજું કાંઇ પણ કામ કરવામાં આવ્યું નથી. મધ્ય પ્રાંતોમાં અને બર્મામાં પણ ઘણી વણકરોની મંડળીઓ સ્થપાયેલી છે, પણ બીજા પ્રાંતોમાં તેમની સંખ્યા ઘણી નથી. કેટલીક

મંડળીઓ ચમાર, મોચી, ચામડીયા, નેતર ભરનારા, વાંસફોડા, કુંભાર તેલી, લુહાર, સુથાર અને બીજા કારીગરો સારૂ સ્થાપવામાં આવી છે. આ જૂદી જાતના કારીગરો સારૂ સ્થાપવામાં આવેલી શાખવાળી મંડળીઓની સંખ્યા ઘણીજ ન્હાની છે, અને કોઇપણ ઠેકાણે આ દિશામાં સુવ્યવસ્થિત પ્રયત્ન કરવામાં આવ્યા નથી.

હુન્નર ઉદ્યોગમાં રોકાયેલા મજૂરોની અગત્ય આ દેશમાં વધતી જાય છે, અને દિવસે દિવસે કારખાનામાં કામ કરનારા કામદારો વધતા જાય છે. આ કામદારો સ્થાનિક હોય અથવા કારખાનાથી અન્ય પ્રદેશમાંથી આયાત કરવામાં આવ્યા હોય તોપણ તેમની રહેણીકરણી એક જ જાતની હોય છે. તેમની સ્થિતિનાં મુખ્ય લક્ષણો, ઘણા ઓછા પગાર, ખરાબ ઘરબાર, અજ્ઞાનતા, દારૂડીયાપણું, વ્યસનો અને સર્વોપરિ રીતે દેવાદારી એટલાં હોય છે. હુન્નર ઉદ્યોગવાળા પ્રદેશોના શાહુકારો ગામડાંના શાહુકારો કરતાં વધારે કરપીણ હોય છે, તેઓ ૧૫૦ ટકા જેટલું વ્યાજ લે છે અને નાણાં વસુલ કરતી વખતે દેણદારને ઘણું રગરગાવે છે. વધતી જતી મોંઘવારી, અપૂર્ણ અને રહેવાની અનારોગ્ય સગવડ, ચઢી ગયેલા પગાર અને કેળવણીના પ્રચારને લીધે વધતી જતી ઉચ્ચ જીવનની લાલસા આ કારણને લઇને હુન્નર ઉદ્યોગમાં રોકાયેલા મજૂરો વિષેના પ્રશ્નોએ ઘણું ગંભીર રૂપ પકડયું છે, અને આ મજૂરોનો સમુહ અવ્યવસ્થિત અને અસ્તવ્યસ્ત હોવાને લીધે મૂડીવાળાઓ તેમની પાસે ગજા ઉપરાંત કામ કરાવે છે અને લ્હેણદારો તેમને લુંટી લે છે. કમનશીબે, આ મુશ્કેલીઓનો ખરેખરો ખ્યાલ ઘણે થોડે ઠેકાણે માલૂમ પડે છે. કાનપુર અને સંયુક્ત પ્રાંતોની બીજી જગ્યાઓમાં તથા મુંબાઇની અડધો ડઝન મીલોમાં મીલના કામદારો સારૂ સહકારી શાખવાળી મંડળીઓ સ્થાપવામાં આવી છે. આ મંડળીઓ કેટલીક વખતે શેરથી સારૂં ભંડોળ એકઠું કરે છે, અને સારા પગારવાળા કામદારો પણ તેમાં સભાસદ તરીકે જોડાય છે. જવાબદારી અનિયમિત હોય તો સારૂં, પણ ઘણું ખરૂં નિયમિત રાખવામાં આવે છે. મીલોમાં જૂદાં જૂદાં ખાતાં સારૂ અનિયમિત જવાબદારીવાળી મંડળીઓ સ્થાપવામાં આવે, અને આમાં

મીલના એજંટો ખર્ચ સારૂ નાણાં આપે, સભાસદોની જરૂરીયાતોને પૂગી વળવા સારૂ થાપણો રોકે અને બીજી જરૂરી સગવડો પૂરી પાડે તો કાર્ય ઉત્તમ થાય. એક વખત આવી મંડળીઓ સ્થાપવામાં આવી કે પછી તેમને અંગે કામદારોના હિતની ઘણી સામાજીક અને કેળવણી વિષયક પ્રવૃત્તિઓ આદરી શકાય, અને તેમના સ્વાર્થનું રક્ષણ કરવાની સંસ્થાઓ પણ આવી મંડળીઓમાંથી ઉગી નીકળે.

ગામોના અને શહેરોના ભંગીઓ અને ઝાડુ કાઢનારાઓ વિગેરે તદ્દન પછાત વર્ગના કામદારોની સ્થિતિ આના કરતાં પણ ખરાબ છે. તેઓને સરકાર તરફથી અથવા મ્યુનીસીપાલીટીઓ તરફથી તદ્દન ઓછો પગાર આપવામાં આવે છે, તેમની રહેવાની સગવડો શોચજનક છે અને તેઓ દેવાના ડુંગરા તળે દટાયેલા હોય છે. ઉપરાંત આ કામદારો અસ્પૃશ્ય વર્ગના હોય છે અને જાતિ બહાર ગણાતા હોવાથી અત્યાર સુધી તેમના સારૂ કાંઇ પણ વિચાર કરવામાં આવ્યો નથી. મુંબાઇ ઇલાકામાં મ્યુનીસીપાલીટીના અમલદારોની ખાસ મદદ સાથે કેટલીક મ્યુનીસીપાલીટીઓનાં ભંગીઓ અને ઝાડુ કાઢનારાઓ સારૂ મંડળીઓ કાઢવામાં આવેલી છે. મદ્રાસ ઇલાકામાં પણ આ પ્રશ્નનો ઉકેલ કરવામાં આવ્યો છે, અને ઘણાં સેવામંડળોએ (સોશીયલ સર્વીસ લીગો Social Service League) મોટા સ્થળોમાં સહકારી શાખવાળી મંડળીઓની સ્થાપના કરી શહેરોના અસ્પૃશ્ય વર્ગની સ્થિતિ સુધારવાના પ્રયાસ આદર્યા છે. પરંતુ આ દિશામાં ખાસ જાણવા લાયક અને સહૃદય પ્રયત્ન તો મુંબાઇ શહેરની ઋણ મોચન કમિટી (ડેટ રીડેમ્શન કમિટી Debt Redemption Committee) એ કર્યો છે. પૂર્ણ ચોકસી કર્યા પછી અસ્પૃશ્ય અને બીજી હલકી વર્ણો સારૂ લગભગ ૨૦ મંડળીઓ સ્થાપવામાં આવી છે. આ મંડળીઓનો મુખ્ય હેતુ સભાસદોનાં જૂનાં દેવાં પતાવવાનો હોય છે. મંડળીઓ થોડો ઘટાડો કરીને આ દેવાં પોતાના શિરપર લઇ લે છે, અને દેવાની રકમ સભાસદ પાસેથી બે અથવા ત્રણ વર્ષ સુધીના માસિક હપતાથી વસુલ કરવામાં આવે છે. આ રીતનાં કર્જ બે જામીનની જામીનગીરી

ઉપર ધીરવામાં આવે છે, અને વધારાની જામીનગીરી સારૂ અને કરકસર કરવામાં આવે તે હેતુથી સભાસદોને વીમા કંપનીમાં પોતાની જીંદગીનો વીમો ઉતરાવવાની ફરજ પાડવામાં આવે છે. તળીબી મદદ પણ આપવામાં આવે છે અને ચાલુ ખાતાં ઉઘાડી ઓછામાં ઓછા ૨૦ મહિના સુધી દર મહિને કમીમાં કમી અડધા રૂપીયાનું ફરજીયાત થાપણ તરીકે રોકાણ કરવાની રીતથી સભાસદોને ખચત કરવાનું ઉત્તેજન આપવામાં આવે છે. નવ ટકા વ્યાજે લેવામાં આવતી થાપણોથી ભંડોળ ઉભું કરવામાં આવે છે અને સભાસદોને ૧૮૩/૪ ટકા વ્યાજે કર્જ ધીરવામાં આવે છે. જૂનું દેવું પતી ગયા બાદ સભાસદોને તેમની ચાલુ જરૂરીયાતો પૂરી પાડવા સારૂ કર્જ ધીરવામાં આવે છે. સભાસદો બીન–કેળવાયેલા હોવાથી તેઓમાંથી સેક્રેટરી કોઇ ન મળી શકે તેથી સેક્રેટરીઓને પગાર આપી રોકવામાં આવે છે. ઋણમોચન કમિટી મંડળીઓની સ્થાપના કરવાનું, સભાસદોને સહકારનાં તત્વોમાં કેળવણી આપવાનું અને તેમના કામ ઉપર ચાલુ દેખરેખ રાખવાનું કામ માથે લે છે, અને મંડળીના સભાસદોની પાયરીવાળા બે ઇન્સપેક્ટરોને આખો વખત પગારે રાખી દેખરેખ રાખનારા મંડળનું કામ કરે છે. આ રીતે ઈન્સ્પેક્ટરોનો પગાર અને મંડળીઓની દેખરેખ સારૂ ઘણાં નાણાં ખરચવાં પડે છે, અને આ ખર્ચ જાહેર ટીપ, સરકારની મદદ, અને મંડળીઓના ફાળાથી પૂરૂં પાડવામાં આવે છે. મુંબાઇમાં મળેલા અનુભવ ઉપરથી એમ માલૂમ પડે છે કે જો કોઈ સમાજસેવા કરનારી સંસ્થા આવી મંડળીઓના સભાસદોને સહકારનાં તત્વોમાં કેળવવાનું અને મંડળીઓને રીતસર સૂચનાઓ તથા સલાહ આપવાનું કામ માથે લે તો પછાત વર્ગના કામદારોની સ્થિતિ સુધારવા સારૂ સંગીન પ્રયત્નો આદરી શકાય. આ સંસ્થાએ પૈસા એકઠા કરવામાં મદદ કરવી જોઇએ, અને મંડળીઓના કારકુની કામમાં અને હીસાબકિતાબ રાખવામાં ખંતપૂર્વક મદદ કરવી જોઇએ. શરૂઆતમાં ખાસ કરીને સતત મદદ અને સલાહની આવશ્યકતા છે.

## પ્રકરણ ૩ જું.

### બીન શાખવાળી સહકારી મંડળીઓ.

આ દેશમાં જે પ્રજા વર્ગને સારૂ સહકાર શરૂ કરવામાં આવ્યું હતું તેઓની અંદર સામાન્ય રીતે બીન શાખાવાળી સહકાર મંડળીઓના કારોબારમાં જરૂરનું એવું વેપારી પદ્ધતિનું જ્ઞાન ન હોવાથી ૧૯૦૪ ના સહકારી મંડળીઓના કાયદામાં ખેડૂતો તથા બીન ખેડૂતો સારૂ ફક્ત શાખવાળી મંડળીઓ સ્થાપવાનું જ ઠરાવવામાં આવ્યું હતું. ઉપરાંત એવું પણ ધારવામાં આવ્યું હતું કે સાદામાં સાદી રીતની સહકારી શાખાવાળી મંડળીઓનો જ પ્રચાર બહુ ધીમો થશે અને બીન શાખવાળી સહકારી મંડળીઓની માંગણી થતાં થતાંમાં બે દાયકા નીકળી જશે. તોપણ હિંદુસ્તાનમાં પ્રજામત એટલો બધો સહકારની તરફેણમાં છે અને સહકારની પ્રવૃત્તિના શરૂઆતના પ્રયત્નો એવા સચોટ કરવામાં આવ્યા કે થોડા વર્ષોમાં શાખ વધારવા શિવાયનાં બીજાં કાર્યો સારૂ પણ સરકારની યોજના કરવામાં આવી. આ જાતની મંડળીઓ ૧૯૦૪ ના કાયદાની રૂએ રજીસ્ટર થઈ શકતી ન હોવાથી જોડે જોડે થોડું ધીરવાનું કામ પણ કરતી હતી. આ અગવડને લંઇને તથા બીજાં કેટલાંક કારણોને અંગે ૧૯૦૪ ના સહકારી શાખવાળી મંડળીઓના કાયદાને બદલે ૧૯૧૨ નો સહકારી મંડળીઓનો કાયદો પસાર કરવામાં આવ્યો. નવા કાયદાની રૂએ બીન શાખવાળી મંડળીઓ પણ રજીસ્ટર થવા લાગી અને બીજી જાતની બધી સહકારી મંડળીઓ જેમનો ઉદ્દેશ ખેડૂતો, કારીગરો અને બાંધી કમાણીવાળા લોકોની અંદર સ્વાશ્રય અને કરકસરના ગુણો ખીલવવાનો હોય; ટૂંકામાં તેમની આર્થિક ઉન્નતિ કરવાનો હોય તેવી મંડળીઓની સ્થાપનાની કાયદેસર મંજુરી આપવામાં આવી.

કાયદાનો સુધારો થયા પછી બીન શાખવાળી સહકારી મંડળી-

ઓને ઘણું ઉત્તેજન મળ્યું. પરંતુ આ દિશામાં બધા પ્રાંતોમાં સરખી પ્રગતિ થઇ નથી. કેટલાક પ્રાંતોમાં પહેલાંની માફક ખેડૂતોને સારૂ જ અને તે પણ શાખ વધારવાનો જ ઉદ્દેશ તે શિવાય આગળ પગલાં ભરવામાં આવ્યાં નથી. સરકારનો ઉદ્દેશ જયાં હુન્નર ઉદ્યોગ વિષયમાં સહકારનો ઉપયોગ થઈ શકે ત્યાં ન કરવો એવો નહતો, તેમ જ સહકારની પદ્ધતિથી ખેતીવાડીનું શ્રેય ન થાય તેમ પણ નહતો. હવે જયારે મોટા પ્રાંતોમાં સહકારી શાખ વધારવાનું કામ આગળ વધ્યું છે, સહકારનાં તત્વો લોકોની જાણમાં આવ્યાં છે, અને સહકારી મંડળીઓની વ્યવસ્થા સંતોષકારક રીતે કરવામાં આવે છે ત્યારે બીન શાખવાળી સહકારી મંડળીઓને સંપૂર્ણ ઉત્તેજન આપવાની આવશ્યકતા છે. સહકારી શાખના ફાયદાઓને લીધે બીજી પ્રવૃત્તિઓમાં પણ સહકારનો પ્રયોગ કરવાની ઘણી ઉત્કટ ઇચ્છા ઉદ્ભવેલી છે અને તેથી કરીને સરકારે શરૂઆતમાં તે કાર્યમાં વધુ ઉત્તેજન આપવું અને વધુ મદદ આપવી તે ઇચ્છવાયોગ્ય છે.

બીન શાખવાળી સહકારી મંડળીઓના ઘણા પ્રકાર છે, અને રોમના સર્વ રાષ્ટ્રીય ખેતીવાડી મહામંડળ (International institute of Agriculture at Rome) ની સૂચના અનુસાર બીન ખેડૂતોની તથા ખેડૂતોની બીન શાખવાળી સહકારી મંડળીઓના સરકાર તરફથી નીચે પ્રમાણે વિભાગ પાડવામાં આવ્યા છે–(૧) માલની ખરીદી અથવા ખરીદી તથા વેચાણ કરનારી મંડળીઓ, (૨) માલ બનાવનારી મંડળીઓ, (૩) માલ બનાવનારી તથા તેનું વેચાણ કરનારી મંડળીઓ, (૪) વીમો ઉતારનારી મંડળીઓ, અને (૫) પરચુરણ મંડળીઓ. હિંદુસ્થાનમાં વધારે સારી રીતે સમજી શકાય તેવું વર્ગીકરણ નીચે પ્રમાણે છે–(૧) કાચો માલ અથવા ઓજારની ખરીદી સારૂ, (૨) ઉત્પન્ન કરેલા માલનું વેચાણ કરવા સારૂ, (૩) માલ ઉત્પન્ન કરવા સારૂ, (૪) માલની ખરીદી તથા વહેંચણી સારૂ, (૫) રહેવાનાં મકાન બાંધવા સારૂ તથા મેળવવા સારૂ, અને (૬) વીમો ઉતારવા સારૂ સ્થાપનામાં

આવતી સહકારી મંડળીઓ. ઉપર જણાવેલા કામોમાંથી એકથી વધુ કામો પણ કોઇ મંડળીઓ હાથ લઇ શકે.

હિંદુસ્થાનની સહકારના આંકડાઓનાં ઢોરોનો વીમો ઉતારનારી મંડળીઓના શિવાયની બીજી શાખવાળી અને પરચુરણ બીન શાખવાળી સહકારી મંડળીઓના સભાસદની સંખ્યા, કામકાજનું ભંડોળ વિગેરેના જૂદા આંકડા આપવામાં આવતા નથી. પરંતુ નીચે આપેલા આંકડા ઉપરથી દરેક પ્રાંતમાં જૂદી જૂદી જાતની સહકારી મંડળીઓની સંખ્યા કેટલી છે તે માલૂમ પડશે.

## ખેડૂતોની તથા બીન ખેડૂતોની બીન શાખવાળી સહકારી મંડળીઓનું વર્ગીકરણ.

| મંડળીની જાત. | મદ્રાસ | મુંબાઇ | બંગાલ | બીહાર ઓરીસા | સંયુક્ત પ્રાંતો. | પંજાબ | બર્મા. | મધ્ય પ્રાંતો. | આસામ. | કુર્ગ. | અજમેર. | મ્હેસૂર. | વડોદરા. | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ખરીદી અથવા ખરીદી તથા વેચાણ કરનારી સહકારી મંડળીઓ— | | | | | | | | | | | | | | |
| બીન ખેડૂતોની— | ૧૫ | ૪૭ | ૪ | ૧૯ | ૮ | ૨૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૪ | ૩ | ૧૫૫ |
| ખેડૂતોની— | ૧૨ | ૧૬ | ૬ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૦ | ૩૯ |
| માલ ઉત્પન્ન કરનારી સહકારી મંડળીઓ— | | | | | | | | | | | | | | |
| બીન ખેડૂતોની | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| ખેડૂતોની— | ૦ | ૯ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૩૫ | ૦ | ૦ | ૦ | ૩ | ૨ | ૫૧ |
| માલ ઉત્પન્ન કરનારી તથા વેચાણ કરનારી સહકારી મંડળીઓ— | | | | | | | | | | | | | | |
| બીન ખેડૂતોની | ૦ | ૨ | ૬૬ | ૨ | ૧ | ૦ | ૪૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૭૫ |
| ખેડૂતોની | ૨ | ૧૬ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૧ | ૦ | ૨ | ૦ | ૧૦ | ૨ | ૮૦ |
| પરચુરણ સહકારી મંડળીઓ— | | | | | | | | | | | | | | |
| બીન ખેડૂતોની | ૧૧ | ૩ | ૨ | ૧ | ૧ | ૦ | ૦ | ૧૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૨ |
| ખેડૂતોની | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૦ | ૧૪ |
| કુલ સરવાળો... | ૪૨ | ૯૬ | ૭૯ | ૨૨ | ૧૮ | ૨૫ | ૫૧ | ૫૨ | ૦ | ૨ | ૦ | ૫૬ | ૭ | ૪૫૦ |

પરંતુ સહકારની પ્રવૃત્તિમાં બીન શાખવાળી સહકારી મંડળી-ઓનો વિસ્તાર કેટલો છે તેનો અંદાજ આ આંકડાઓ ઉપરથી કાઢવો મુશ્કેલ છે. કારણુ કે ઘણી ખેડૂતોની મંડળીઓ જેમની ગણુના શાખ-વાળી મંડળીઓમાં કરવામાં આવી છે તેઓ આમાંથી કોઈપણુ રીતની બીન શાખવાળી સહકારની પ્રવૃત્તિ પણુ જોડે જોડે આદરે છે.

બીન શાખવાળી સહકારી મંડળીઓમાં જવાબદારી નિયમિત અથવા અનિયમિત કોઇપણુ હોઇ શકે છે. ખેડૂતોની આવી મંડળીઓમાં સામાન્ય રીતે જવાબદારી નિયમિત હોવી જોઇએ અને તેથીજ તેમ રાખ-વામાં આવે છે. ખેડૂતોની બીન શાખવાળી સહકારી મંડળીના સભાસદો અનિયમિત જવાબદારીવાળી શાખવાળી મંડળીના સભાસદો પણુ હોય તેવું સંભવિત છે અને તેથી કરીને એકથી વધારે મંડળીની અનિયમિત જવાબદારી તેઓ સ્વીકારી શકે નહિ. ઉપરાંત, બીન શાખવાળી મંડ-ળીમાં જરૂર પડતાં બહારનાં કર્જની બાંહેધરી દાખલ શેરથી એકઠું કરેલું ભંડોળ હોય છે અને આ મંડળીઓના કારોબારમાં બહારનાં વધુ કર્જ કરવાં પડતાં પણુ નથી. વધારામાં, નિયમિત જવાબદારીનો સ્વીકાર કરવામાં આવે તો જે માલદાર જમીનદારો અનિયમિત જવા-બદારીવાળી શાખવાળી મંડળીમાં દાખલ થતા નથી તે આવી મંડળી-ઓનાં સભાસદ તરીકે દાખલ થઇ શકે છે. એવા માલદાર માણુસોને સ્થાનિક અથવા બીજા મૂડીવાળાઓ પાસે સસ્તે વ્યાજે નાણાં મળી શકતાં હોવાથી વખતે તેમને શાખવાળી મંડળીની જરૂર ન હોય, પરંતુ માલનું બજારમાં વેચાણુ કરવામાં, સારાં બી તથા ખાતર મેળવવામાં, તથા તેમનાં ઢોરઢાંખર અને પાકનો વીમો ઉતરાવવામાં તો તેમને ન્હાના ખેડૂતના જેટલીજ અગવડો પડે છે. અને તેથી કરીને જો બીન શાખવાળી મંડળી સ્થાપવામાં આવે તો તેઓ તેના સભાસદ થવાની ઇન્તેજારી રાખે છે અને તેની જવાબદારી નિયમિત રાખવામાં આવે છે તો તેવી મંડળીના તેઓ વિના સંકોચે સભાસદ થાય છે. તોપણુ કેટલાક એવા પણુ બીન શાખવાળી મંડળીઓના પ્રકાર છે કે જેમાં

અનિયમિત જવાબદારી રાખવીજ જોઇએ. દાખલા તરીકે, દુઝણાં ઢોરના માલીકોની અથવા ગોવાળીઓની સ્થાપેલી ડેરી મંડળીઓ હોય છે. આ માણસો ઘણુંખરૂં શાખવાળી સહકારી મંડળીઓના સભાસદો થતા નથી, પરંતુ તેમને નાણાંની જરૂર હોય છે. આવા લોકોની ડેરી મંડળીઓનાં, જયાં શાખ વધારવાનો તથા બીન શાખનો બીજો ધંધો પણ સાથે સાથે કરવામાં આવે છે ત્યાં સામાન્ય રીતે અનિયમિત જવાબદારી સ્વીકારવામાં આવે છે. આજ કારણને લઇને, એટલે મોટા ભંડોળની જરૂર હોવાને લીધે અને સભાસદોની થાપણોમાંથી અથવા શેરમાંથી ભંડોળનો સારો ભાગ એકઠો કરી શકવાના અસંભવને લીધે વણકરોની અથવા બીજા કારીગરોની મંડળીઓની જવાબદારી પણ સામાન્ય રીતે અનિયમિત હોવી જોઇએ અને તે પ્રમાણે રાખવામાં આવે છે.

બીન શાખવાળી મંડળીઓ આગળ ખાસ સવાલ એ આવીને ઉભો કે બીન સભાસદો જોડે તેમણે કેટલો સંબંધ રાખવો. સહકારી મંડળીઓના કાયદામાં એવું ઘડવામાં આવ્યું છે કે રજીસ્ટર કરવામાં આવેલી કોઇપણ મંડળીનો બીન સભાસદો જોડેનો વ્યવહાર પ્રાંતિક સરકાર જે અંકુશ અને નિયમો મૂકે તે અનુસાર ચલાવવો. જર્મનીમાં માલ પૂરો પાડનારી મંડળીઓને બીન સભાસદો જોડે વહેવાર રાખવા દેવામાં આવતો નથી. કારણ કે જો આ રીતનો વહેવાર રાખવામાં આવે તો મંડળીઓને પૂરતા સભાસદો મળે નહિ. ઉપરાંત, એવી દલીલ કરવામાં આવે છે કે સહકારી સંસ્થા અરસપરસ મદદ કરવાના હેતુથી સ્થપાયેલી હોવાથી મંડળીના કારોબારમાંથી પ્રાપ્ત થતો નફો બધા સભાસદોની સામાન્ય મીલકત થઇ જાય છે. અથવા એકઠા કરવામાં આવેલા ભંડોળના વ્યાજ તરીકે અથવા તે ઉપરની સુખડી ( બોનસ ) તરીકે તેની વહેંચણી કરી આપવામાં આવે છે. ત્યારે જો બીન સભાસદોની જોડે વહેવાર મંજુર કરવામાં આવે તો સામાન્ય વેપારીની માફક નફો મેળવી શકાય અને આ નફાની ગણત્રી કરવામાં આવે. બીજું સહકારી મંડળીઓને જે લોકો પોતાની આર્થિક સ્થિતિ સુધાર-

વા સારૂ એકત્ર થાય છે તેઓની અંદર જ પોતાનો વ્યવહાર સંકુચિત કરવાને લીધે કેટલાક હક્ક બક્ષવામાં આવ્યા છે. બીન સભાસદો જોડે વહેવાર રાખવામાં આવે તો ખાનગી દુકાનદારો સાથે હરીફાઈ થાય અને પરિણામે જે ખાસ હક્ક સરકારી મંડળીઓને બક્ષવામાં આવ્યા છે તે છીનવી લેવામાં આવે. બીન સભાસદો સાથે સંબંધ રાખવા બાબતમાં હિંદુસ્થાનના બધા ભાગમાં એક સરખી પદ્ધતિ ચાલુ નથી. વીમો ઉતારનારી મંડળીઓ, મકાન બાંધનારી અથવા પૂરાં પાડનારી મંડળીઓ અથવા કારીગરોની મંડળીઓનાં બીન સભાસદો જોડે સ્વાભાવિક રીતે કાંઇ પણ વહેવાર રાખવામાં આવતો નથી. ફક્ત માલની ખરીદી તથા વેચાણ કરનારી મંડળીઓનાં જ બીન સભાસદો જોડે વ્યવહાર રાખી શકાય છે અને તે વ્યવહારનાં ધોરણ જૂદે જૂદે ઠેકાણે જૂદાં જૂદાં દેખાય છે. ઘણી વખત એવું બને છે કે મંડળીનો વહેવાર ફક્ત સભાસદો જોડે જ રાખવામાં આવે તો વહેવાર એટલો બધો ઓછો થાય કે મંડળી ફત્તેહમંદ રીતે પોતાનું કામ ચલાવી શકે નહિ. બીજું ઉત્પન્ન થયેલો માલ વેચવાની અથવા બી તથા ઓજાર ખરીદ કરનારી મંડળીઓમાં બીન સભાસદોને એકત્ર થવાના ફાયદા જાણવાની ઇન્તેજારીથી સભાસદ થયા શિવાય વહેવાર રાખવાની ઇચ્છા થાય એવું પણ બની શકે. આ વખતે બીન સભાસદો જોડે વહેવાર રાખવાની મંજુરી આપવામાં આવે છે. તોપણ સાધારણ રીતે એવું ધોરણ બાંધવું જોઇએ કે બની શકે ત્યાં સુધી બીન સભાસદો સાથે બીલકુલ વહેવાર રાખવો ન જોઇએ અને સ્થાનિક દુકાનદારો સાથે હરીફાઇમાં ઉતરવું ન જોઇએ.

બીન શાખવાળી મંડળીઓના જૂદા વર્ગોનો વિચાર કરતાં પહેલાં આ દેશમાં જ અસ્તિત્વ ધરાવતી એક પુરાણી સંસ્થા વિષે થોડું કહેવું જોઇએ. આ સંસ્થા તે ધર્મગોલ અથવા અનાજની બેન્ક છે. આ સંસ્થાનો શાખવાળી મંડળીઓમાં સમાવેશ થઇ શકે, પરંતુ તેનો બધો વહેવાર રોકડમાં ન હોતાં અનાજથી જ હોઇને તથા તેનું બંધારણ ખેડૂતોની સહકારી મંડળીઓના કરતાં જૂદાં જ તત્વો ઉપર ઘડા-

ચેલું હોવાથી આ ધર્મગોલનું બંધારણ વિગેરેની ચર્ચા આ પ્રકરણમાં જ કરીશું. આ અનાજની બેન્કોનો ઉદ્દેશ મુખ્યત્વે કરીને ડાંગર જુવાર અથવા ઘઉં વિગેરે દાણાનો સંગ્રહ કરવાનો અને તે સંગ્રહનો સભાસદોને બી સારૂ ધીરવામાં, ખાધા ખોરાકી સારૂ અથવા ભારે વ્યાજે ઉછીનાં લીધેલાં અનાજનાં દેવાં પાછાં વાળવામાં ઉપયોગ કરવાનો હોય છે. બીજો અંગભૂત ઉદ્દેશ દુકાળ તથા તંગીનાં વખતે કામ લાગવા સારૂ અનાજનો સંગ્રહ કરવાનો હોય છે. ખેડૂતોને મોસમ વીત્યા બાદ તરત જ ઓછા ભાવે પોતાનો પાક વેચી દેવો પડે છે અને બીજી મોસમ આવે ત્યાં સુધી પોતાનો તથા કુટુંબનો નિર્વાહ કરવા સારૂ તેમની પાસે ભાગ્યે જ પૂરતો દાણો રહે છે. જ્યારે તેમનો અનાજનો સંગ્રહ ખૂટી જાય છે ત્યારે ખેડૂતો મોંઘા ભાવે દાણા ઉછીના લેવા નીકળે છે. અનાજની બેન્ક હોય તો ખેડૂતો જ્યારે ભાવ વધે ત્યારે વેચવા સારૂ મોસમ બાદ થોડા મહિના સુધી અનાજનો સંગ્રહ કરી શકે છે અને બેન્ક ખેડૂતોને તેમની ખાધાખોરાકી સારૂ અથવા અનાજનાં દેવાં પાછાં વાળવા સારૂ દાણો ઉછીનો આપે છે. આ રીતે ઉછીનો આપવામાં આવેલો દાણો ખેડૂતો મોસમ પછી સારા ભાવે જ્યારે પોતાનો માલ વેચી નાખે તે વેળાએ પાછો ભરવામાં આવે છે. બેન્કના શરૂઆતના કામકાજના ભંડોળનો દાણો પ્રવેશ ફી, સભાસદો પાસેથી ઉઘરાણું, બહારના માણસો પાસેથી બક્ષીસો અને અનાજનાં કર્જ તથા થાપણોથી ઉઘરાવવામાં આવે છે. જે ઠેકાણે શાખવાળી મંડળી હયાતીમાં નથી હોતી અને પ્રદેશમાં તંગી અથવા દુકાળ વધુ પડતા હોય છે ત્યાં આગળ આવી અનાજની બેન્કો ઘણી ઉપયોગી થઇ પડે છે. આ જાતની મંડળીઓ ફક્ત મુંબાઇ, બંગાલ, બીહાર અને ઓરીસામાં જ માલૂમ પડે છે.

બીન શાખવાળી સરકારી મંડળીઓનો કોઇ વર્ગ જો ખેડૂતોને વધુ પસંદ પડતો હોય તો તે બી અને ઓજાર પૂરાં પાડનારી સહકારી મંડળીઓનો છે. ખેડૂતો પોતે બીનો સંગ્રહ કરે છે અથવા તો ગામ-

ડાના દુકાનદાર અથવા શાહુકાર પાસેથી બી લાવે છે. પરંતુ આ બી ચોખ્ખું હોતું નથી. તેથી કરીને શાખવાળી મંડળીઓ ઘણીવાર બી પૂરૂં પાડવાનું કામ માથે લે છે. એ મંડળીઓ બીન શાખવાળી શાખાઓ ખોલે છે, અને સભાસદો એકને એક હોવા છતાં હીસાબ જૂદા જૂદા રાખે છે. બી વિગેરે પૂરાં પાડનારી જૂદી મંડળીઓ સ્થાપવામાં જો કોઇ અગવડ આવતી હોય તો તે ફક્ત પૂરતા કાર્યવાહકોના અભાવની જ છે. શાખવાળી મંડળીની બહાર જવલ્લે જ ગામડામાં એવા માણસો મળી શકે કે જેઓ બીન શાખવાળી મંડળીઓની કમિટીના સભાસદો તરીકે કામ કરવાની લાયકાત ધરાવાતા હોય અને સેક્રેટરીની જોખમવાળી ફરજો બજાવી શકે તેવા માણસો તો વીરલા જ નીકળી આવે. આવે વખતે સારામાં સારો રસ્તો એ છે કે શાખવાળી મંડળીએ આ જાતનો બીજો બીન શાખનો ધંધો ચોક્કસ ધોરણસર ઉપાડી લેવો. ઉત્તર હિંદુસ્થાનના કેટલાક પ્રાંતોમાં જ્યાં મધ્યસ્થ બેન્કો સારી સંખ્યામાં સ્થપાયેલી છે ત્યાં આવું બીન શાખવાળું કામ મધ્યસ્થ બેન્કો જ કરે છે. બી તથા ઓજાર પૂરાં પાડનારી સંસ્થા પ્રાથમિક મંડળી હોય અથવા મધ્યસ્થ બેન્કો હોય તોપણ તે સંસ્થા પૂરાં પાડવામાં આવતાં બી તથા ઓજારની માલીક થઇ જતી નથી. મંડળીઓના સભાસદોની માંગણી મુજબ માલ ખરીદ કરવામાં આવે છે અને તે માલ સભાસદોને થોડું મહેનતાણું (કમીશન) લઇને વેચવામાં આવે છે. સામાન્ય રીતે આ પદ્ધતિ ચાલુ છે. પરંતુ જે પ્રદેશોમાં કપાસ તથા ઘઉં વિગેરે કીમતી પાક ઉત્પન્ન કરવામાં આવે છે ત્યાં ખાસ જૂદી બીની મંડળીઓ અથવા યુનીયનો સ્થાપવામાં આવે છે. અને આ દિશામાં ઘણો સફળ પ્રયત્ન મધ્ય પ્રાંતોમાં કરવામાં આવ્યો છે. મધ્ય પ્રાંતોમાં મંડળીના મુખ્ય સ્થળની આસપાસના ૫ થી ૬ માઇલના પ્રદેશમાં આવેલા ન્હાના અને મોટા જમીનદારોની બીની મંડળીઓ સ્થાપવામાં આવે છે. દરેક મંડળીમાં શરૂઆતનું રૂ. ૫૦૦ ની આસપાસનું ભંડોળ શેરથી ઉભું કરવામાં આવે છે. મંડળી સરકારી ખેત-

રમાંથી તાજું બી મેળવે છે અને પોતાના ખેતરોમાં તેને બોવે છે. આ ખેતરમાં ઉત્પન્ન થયેલો પાક સભાસદોને વેચવામાં આવે છે અને સભાસદો મંડળી તરફથી આપવામાં આવેલા બીના વાવેતર સારૂ એક ખેતર અનામત રાખે છે. આ રીતે દરેક સભાસદ પ્રત્યેક વર્ષે પોતાના બીનો અમુક ભાગ વાવેતર કરતો રહે છે, અને આખર જતાં થોડાં વર્ષોને અંતે સારો પાક ઉતારે અને સારો નફો આપે એવા સારા પસંદ કરવામાં આવેલા બીથી પોતાની સઘળી જમીન ખેડી શકે છે. હમણાં હમણાંમાં મુંબાઇ ઇલાકામાં કપાશીયા પૂરા પાડવા સારૂ આવા અખતરા કરવામાં આવ્યા છે.

જેમ જેમ ખેતીવાડીની સુધરેલી ઢબો લોકોમાં પ્રસરતી જાય છે તેમ તેમ સુધરેલી ઢબનાં ખેતીવાડીનાં ઓજારની માંગણી વધે છે. તેઓમાંનાં કેટલાંક ઓજાર સસ્તાં હોય છે અને ન્હાનો ખેડૂત તેવાં ઓજાર ખરીદી શકે છે. પરંતુ કેટલાંક ઓજાર એવાં હોય છે કે ન્હાનો ખેડૂત તે ખરીદી શકે નહિ. જો તે ખેડૂત એવાં જ કીંમતી ઓજાર વાપરવાની ઇચ્છા રાખનારા પોતાના બીજા પાડોશીઓ જોડે એકત્ર થાય તો તેઓ જૂદી સહકારી મંડળી સ્થાપીને એકઠા થઇને શાખવાળી મંડળી પાસેથી નાણાં કર્જે કાઢીને ઓજાર ખરીદ કરી તે ઓજાર મેળવી શકે. ઘણા પ્રાંતોમાં ઓજાર પૂરાં પાડવાની જૂદી મંડળીઓ સ્થાપવામાં આવી નથી. થોડો વખત પહેલાં મુંબાઇમાં હળ પૂરાં પાડવાને અને શેરડીનો રસ પીલવાને એમ બે મંડળીઓ સ્થાપવામાં આવી હતી. શેરડીનો રસ પીલવાની મંડળીમાં ઘાસતેલથી ચલાવવામાં આવતો પીલવાનો સંચો ખરીદવામાં આવ્યો છે. અને સભાસદોની શેરડી અમુક દરથી પીલી આપવામાં આવે છે. આ એક સંયુક્ત માલીકી અને સંયુક્ત વ્યવસ્થાનો અખતરો છે અને તેનાં પરિણામ કેવાં નીવડે છે તે જોવાનું છે. આવી જ રીતના અખતરા મ્હેસુર અને સંયુક્ત પ્રાંતોમાં ખાસ કરીને પાણી ઉંચું ચઢાવી ખેતરોને પૂરૂં પાડવા બાબતમાં કરવામાં આવ્યા છે. ડાંગેર ખાંડવાની, શેરડી પીલવાની, ગોળ બનાવવાની

તથા કપાસ લોઢવાની છૂટીછવાઇ સહકારી મંડળીઓ દેશના કોઇ કોઇ ખૂણામાં છે. તોપણ એટલું ભૂલી જવું ન જોઇએ કે પડોશની સંખ્યાબંધ મંડળીઓ જ્યાં સુધી એકઠી થઇને કીંમતી સાંચા તથા ઓજાર ખરીદ કરે નહિ ત્યાં સુધી આવા અખતરા પૂરેપૂરા ફળદાયક નીવડી શકે નહિ. આ કામમાં કેળવાયેલા ઇજનેરની જરૂર પડે છે અને તેનો ભારે પગાર એક મંડળી આપી શકે નહિ. તો પણ જો પાડોશની મંડળીઓ એકત્ર થાય અને અસરકારક દેખરેખ રાખી શકાય તો આ પ્રયોગ ફાયદાકારક રીતે વધારી શકાય.

સહકાર બીજી એક દિશામાં એટલે ખાતર પૂરૂં પાડવા બાબતમાં ઘણું ઉપયોગી થઇ શકે છે. જ્યાં નહેરો વાટે પાણી પૂરૂં પાડવામાં આવતું નથી ત્યાં ઘણે ભાગે ગામઠી અને ઉકરડાનું ખાતર વાપરવામાં આવે છે. જેમ જેમ દેશમાં નહેરથી પાણી પૂરૂં પાડી શકાય તેવા પ્રદેશ વધતા જાય છે અને બનાવટી ખાતરનો ઉપયોગ લોકોને માલુમ પડતો જાય છે તેમ તેમ આવાં ખાતર વધુ ને વધુ વપરાશમાં આવે છે. ખાતર પૂરૂં પાડનારા સ્થાનિક વેપારીઓ ભેળ વિનાનું ખાતર આપતા નથી, મનમાન્યો ભાવ લે છે અને વજન ઓછું આપે છે. મુંબાઇ ઇલાકામાં ખાતર પૂરૂં પાડવાની ખાસ મંડળીઓ સ્થાપવામાં આવેલી છે, અને બીજે ઠેકાણે મુંબાઇ ઇલાકામાં જ જ્યાં જૂદી મંડળીઓ સ્થાપવામાં આવી નથી ત્યાં મધ્યસ્થ બેન્કો અથવા પ્રાથમિક મંડળીઓએ ખાતર પુરૂં પાડવાનું કામ માથે લીધું છે.

હિંદુસ્થાનના ખેડૂતની જરૂરીયાતો એટલી થોડી છે અને સ્થાનિક ઉત્પન્ન કરેલી ચીજોમાંથી અને ગામડાંના બજારમાંથી આ જરૂરીયાતો એવી અસરકારક રીતે પુરી પાડવામાં આવે છે કે અહિંયાં સહકારી પદ્ધતિપર ઘરસામગ્રી વિગેરે જરૂરીયાતની ચીજો પૂરી પાડનાર મંડળીઓ મોટે ભાગે સ્થાપવામાં આવી નથી. થોડી મંડળીઓએ જો કે પોતાના સભાસદોને કરીયાણું વિગેરે વેચવા સારૂ ભંડાર (સ્ટોર) ઉઘાડયા છે તોપણ એમનો વ્યવહાર એટલો બધો થોડો છે કે

સુધી ખેડૂતોની રહેણીકરણી વધુ સુધરેલા પ્રકારની થાય નહિં ત્યાં સુધી સામાન્ય જરૂરીયાતની ચીજોને પૂરી પાડવાના કામમાં સહકારનો વધુ ઉપયોગ થઇ શકે તેમ નથી.

શાખ વધારવા પછી ખેડૂતની બીજી અગત્યની જરૂરીયાત ખેતીની ઉત્પન્નનું વેચાણ કરવાની છે. લગભગ બધે ઠેકાણે આ વેચાણ ગામડાના વેપારીઓની મારફત કરવામાં આવે છે. આ વેપારીઓ ઘણું ખરૂં પોતે નાણાં ધીરનાર હોય છે, અને ખેડૂત પોતાના વેપારી પદ્ધતિના અજ્ઞાનને લીધે વેપારીઓના હાથમાં પૂરેપૂરો સપડાઇ જાય છે. તેથી કરીને શાખવાળી મંડળી અસ્તિત્વમાં હોય તે છતાં શાહુકાર ખેડૂત ઉપર પોતાનો દાબ રાખી શકે છે. વેપારી પોતાનો દલાલ તરીકેનો નફો મેળવવા ઉપરાંત એવી રીતે વર્તન કરે છે કે માલના ભાવ ઉંચકાઇ આવે તોપણ ખેડૂતને વધારે ભાવનો કાંઇ પણ લાભ મળી શકતો નથી. લઢાઇના વખતમાં આ બાબત ઉપર ખાસ ધ્યાન ખેંચાયું હતું અને અનાજ, રૂ, ગુણપાટ વિગેરેના ભાવ ઘણા વધી ગયા છતાં આ વધારાનો ઘણોજ થોડો ભાગ ખેડૂતના ગજવામાં ગયો હતો. તોપણ હમણાં હમણાંનાં ખેડૂતોને પોતાની સ્થિતિનો ખ્યાલ આવવા લાગ્યો છે અને એકત્ર થઇને માલ વેચવાની મંડળીઓ સ્થાપવાની માંગણી કેટલાક પ્રાંતોમાં થવા માંડી છે. દલાલ અને તેના અયોગ્ય તથા અનીતિના નફા જો કાઢી નાંખવામાં આવે તો બીજા દેશોમાં થયું છે તેમ વેપાર રોજગાર વધે, માલનું સ્થળાંતર કરવાની પદ્ધતિ સુધરે અને નફાખાઉઓની દરમીયાનગીરી શિવાય મોટા બજારમાં માલનું વેચાણ થાય. બર્મામાં ડાંગેરનું એકત્ર વેચાણ કરવા સારૂ સંખ્યાબંધ મંડળીઓ સ્થાપવામાં આવી છે, અને બંગાલ તથા બીજા પ્રાંતોનાં ખેતીની ઉત્પન્નનું વેચાણ કરવાની છૂટીછવાઈ મંડળીઓ હયાતીમાં છે. મુંબાઇ ઈલાકામાં નીરા અને ગોદાવરીની નહેરો ઉપરની સહકારી મંડળીઓના સભાસદોને ગોળ વેચવાનું કામ સહકારી મંડળીઓને નાણાં પૂરાં પાડનાર પ્રાંતિક બેન્ક તરફથી કરવામાં આવે છે, અને એક

આખા તાલુકાનો ગોળ વેચવાની મંડળી પણ થોડા વખત ઉપર કાઢવામાં આવી છે. મુંબાઇ ઇલાકામાં જ આ દિશામાં એક જાણવા લાયક અખતરો કરવામાં આવ્યો છે અને તે એ છે કે લગભગ આખા તાલુકા સારૂ એક, એવી ૭ રૂ વેચવાની મંડળીઓ સ્થાપવામાં આવી છે. દલાલો મારફત રૂ વેચવાને બદલે લીલામથી અથવા તો મોટી રૂની પેઢીઓના મારફતીઆઓ જોડે ખાનગી મસલત કરીને રૂનું વેચાણ કરવામાં આવે છે. દલાલો જે નાણાં ખેડૂતોને બહાનાનાં અથવા આંગ ઉપર આપતા હતા તે નાણાં હવે સહકારી મંડળીઓ તેમને આપે છે. આ અખતરો ફળીભૂત થશે એમ લાગે છે. આ જાતની સંસ્થા થોડા વખતમાં વધુ ને વધુ વિસ્તારવાળી થશે અને ફકત ગોળનું તથા રૂનું જ નહિ પણ બીજી ખેતીની પેદાશનું પણ આ રીતથી વેચાણ થશે એમ ધારી શકાય છે. ત્યાર પછી કોઇ પણ બીનજરૂરી દલાલની દરમ્યાનગીરી શિવાય ઉત્પન્ન થયેલો માલ ઉપભોગ કરનારને બારોબાર પહોંચી શકે તેવી વ્યવસ્થા કરવી પડશે. એ કામ મોટાં વેપારનાં મથકોમાં મધ્યસ્થ જથાબંધ માલ પુરો પાડનારી સંસ્થાઓ અથવા તો જે જગોએ છેવટે માલનું વેચાણ થાય છે તે જગોએ એવી સંસ્થાઓ સ્થાપવાથી કરી શકાશે.

જેમ જેમ શહેરો મોટાં થતા જાય છે, દુઝણા ઢોરની સંખ્યા ઘટતી જાય છે અને શહેરોમાં તથા ગામડાંઓનાં દુધ મળવાની મુશ્કેલીઓ વધે છે તેમ તેમ સહકાર મારફત દુધ પુરૂં પાડવાનો અને દુધની પેદાશ વધારવાનો, સુધારવાનો પ્રશ્ન સરકારના તથા પ્રજાના મન આગળ રમી રહે છે. મુંબાઈમાં તથા સંયુક્ત પ્રાંતોમાં મુખ્યત્વે કરીને તથા મધ્ય પ્રાંતો, બીહાર અને બંગાલમાં પણ ડેરી મંડળીઓ સ્થાપવામાં આવી છે. કેટલીક મંડળીઓ ગોવાળીઓ તથા દુઝણાં ઢોરના માલીકોની બનેલી હોય છે, ત્યારે બીજી કેટલીક દુધનો ઉપભોગ કરનારાઓની બનેલી હોય છે અને કેટલીક બન્ને જાતની વ્યક્તિઓની મિશ્ર થયેલી હોય છે. પહેલી જાતની મંડળીઓમાં જવાબદારી અનિયમિત રાખવામાં આવે છે અને ખાસ કરીને જયારે મંડળીઓ ધીર

ધારનો ધંધો પણ કરે છે ત્યારે આવશ્યક રીતે જવાબદારી અનિયમિતજ હોવી જોઇએ. બીજી તથા ત્રીજી જાતની મંડળીઓમાં જવાબદારી નિયમિત હોય છે. ગૌલી લોકોને નાણાં ધીરતી વખતે મુખ્ય રીતે તેમની અંગત જામીનગીરી ઉપર અને સાથે સાથે ઢોરની જામીનગીરી ઉપર તેમને નાણાં ધીરવામાં આવે છે. બીજી મંડળીઓમાં દુધ દોહવાનું અને દુધને સ્થળાંતર કરવાનુંજ કામ ફક્ત કરવામાં આવે છે. કેટલીક મંડળીઓ નીચે જણાવેલા કામ પણ કરે છે. સસ્તું અને નિરોગી ઘાસ પુરૂં પાડવું, બીડ અને ચરો મેળવવા, ઢોરની ઓલાદ સુધારવી, દુધ દહોવાના વાડા બાંધવાં અને કેટલેક ઠેકાણે ઢોરના તબેલા તથા માણસોનાં ઝુંપડા પણ બાંધવા, દુધ દહોતી વખતે દેખરેખ રાખવી, દુધ અને બીજી ઉત્પન્નનું સ્થળાંતર કરવું વિગેરે. ડેરી મંડળીઓની સ્થાપના આર્થિક દૃષ્ટિએ ફળીભૂત થઇ શકી નથી અને કેટલાક પ્રાંતોમાં દુધ ઉત્પન્ન કરનારાઓની અથવા દુધનો ઉપભોગ કરનારાઓની સહકારી મંડળીઓની સ્થાપના કરીને ગામડાંમાંથી શહેરોમાં દુધ પુરૂં પાડવાની વ્યવસ્થા કરવાના અખતરા કરવામાં આવે છે. એક અથવા બે માખણ કાઢવાની મંડળીઓ સ્થાપવા ઉપરાંત સંયુક્ત પ્રાંતોમાં ઉત્પન્ન કરવાની મંડળીઓ પણ સ્થાપવામાં આવી છે.

નીચેના પત્રક ઉપરથી માલૂમ પડશે કે કેટલાક પ્રાંતોમાંથી ઢોરોનો વીમો ઉતારનારી મંડળીઓ સ્થાપવામાં આવેલી છેઃ—

| પ્રાંત | મંડળીઓની સંખ્યા. | કેટલી રકમોનો વીમો ઉતાર્યો રૂ. | કેટલા હપતા વસુલ આવ્યા રૂ. | ઢોરની સંખ્યા. વીમો ઉતરાવ્યો. | ઢોરની સંખ્યા. ખોવાઇ ગયાં. | દાવાં ચૂકાવ્યા રૂ. | વરસ આખર હાથમાં રહેલું ભંડોળ રૂ. |
|---|---|---|---|---|---|---|---|
| મુંબાઇ. ... | ભંડોળ | એકઠું | કરવામાં | આવે | છે. | | |
| બંગાલ. ... | ૧ | ૪૫ | | ૨ | ૦ | ૦ | ૪૫ |
| સંયુક્ત પ્રાંતો | ૫ | ૧,૨૦૭ | | ૬૭ | ૨ | ૦ | ૨૬ |
| કુર્ગ ... | ૧૦ | ૪,૫૬૩ | ૪,૬૦૬ | ૫૬૫ | ૧૪૩ | ૧,૬૦૪ | ૭૦૫ |
| બર્મા ... | ૩૨૪ | ૩,૦૪,૮૪૮ | ૧૫,૭૫૮ | ૯,૧૩૫ | ૧૪૬ | ૩,૫૧૭ | ૫,૦૮૬ |
| કુલ. ... | ૩૪૪ | ૩,૧૦,૬૬૩ | ૨૦૪૦૬ | ૯,૭૬૯ | ૨૯૧ | ૫,૧૨૧ | ૨૪,૩૩૯ |
| બર્મા રી. ઇન્સ્યુરન્સ. | ૧ | ૧,૪૩,૩૨૦ | ૭,૬૫૬ | ૬,૩૮૮ | ૧૪૭ | ૧,૧૪૪ | ૯,૮૭૪ |

( વ્હોરેલા જોખમનો વીમો ઉતરાવ્યો. )

માલીકને ઢોરના વીમાની રકમનો કાંઇપણ ભાગ આપવામાં આવે નહિ. અર્મોમાં મંડળીઓ તરફથી (હોરેલા જોખમનો વીમો ઉતારવાની (રી. ઇનસ્યુરન્સ Ri. Insurance) એક મધ્યસ્થ મંડળી સ્થાપવામાં આવી છે, અને રજીસ્ટ્રાર તેના હોદ્દાની રૂએ (એક્ષ-ઓફીશીયો) મેનેજર છે. આ મંડળી પ્રાથમિક મંડળીઓએ પોતાના સભાસદોને આપવાની કુલ વીમાની રકમના અડધા ભાગનો વીમો ઉતારે છે. આ મંડળીને સરકાર તરફથી નાણાંની સવડ કરી આપવાનું વચન આપવામાં આવ્યું છે. આવી મંડળી જો શરૂઆતના વર્ષોમાં જ પુષ્કળ ઢોર મરી જાય તો પોતાને જે વીમાનાં નાણાં આપવાં પડે તેને પુગી વળવા સારૂ પુરતું શેરનું ભંડોળ એકઠું કરી શકે નહિ. તેથી કરીને જો સરકાર તેને આ રીતની મદદ આપે તો એમાં કાંઇ અજુગતું નથી. ઢોરનાં મોતનો વીમો ઉતરાવવાની ખેડૂતની સ્વાભાવિક રીતે પ્રબળ ઇચ્છા થાય તેવીજ રીતે બીજાં પણ કેટલાંક સંકટ ખેડૂતને શિર હોય છે કે જેનો વીમો ઉતરાવવાની તેને ઇચ્છા થાય છે. તીડ, ઉંદર, જનાવર ઇત્યાદિનો ઉપદ્રવ, ઓછો, અત્યંત અથવા કમ વરસાદ, તથા રેલ, વાવંટોળ અને આગ વિગેરેથી એના પાકનો નાશ થવાનો સંભવ છે. આ હોનારત ટાળવી મુશ્કેલ છે, પરંતુ તેના વિરૂદ્ધ વીમો ઉતારી શકાય. યૂરોપમાં હીમ, બરફ અને આગ વિરૂદ્ધ પાકનો વીમો ઉતારવાની સહકારી મંડળીઓ હયાતીમાં છે, પરંતુ આ જાતની મંડળીઓની યોજના હજુ સુધી હિંદુસ્તાનમાં કરવામાં આવી નથી.

ખેડૂતોની બીજી બે જાતની સહકારી મંડળીઓનો અત્રે ઉલ્લેખ કરવો ઘટે છે. આ ઢોરની ઓલાદ સુધારવાની અને ઘાસચારો પૂરો પાડવાની મંડળીઓ છે. થોડા વખતથી બેત્રણ પ્રાંતોમાં ઢોરની ઓલાદ સુધારવાની મંડળીઓ સ્થાપવામાં આવી છે. અને કેટલેક અંશે ફળીભૂત પણ થઇ છે. સારા વખતમાં, કાંઇ બહુ અગવડ પડયા શિવાય ખેડૂતોને ઢોર સારૂ ઘાસચારો મળી શકે છે. પણ જ્યારે દુષ્કાળ અથવા કમોસમ હોય ત્યારે ખેડૂતની સ્થિતિ ઘણી કફોડી થઇ પડે છે.

વીમો ઉતારનારી સહકારી મંડળીઓ બાબતનો કીંમતી અનુભવ ફક્ત બર્મામાં મળ્યો છે. કુર્ગમાં એક એવી યોજના ઘડવામાં આવી છે કે જેને અંગે ઢોરના માલીકો ૪ વર્ષ સુધીમાં વાર્ષિક હપતાથી ઢોરની કીંમતનો ૨/૩ ભાગ મંડળીને આપે છે. આ હપતા પૂરા થયા પહેલાં જો ઢોર મરી જાય તો માલીકને વીમાની રકમ પૂરેપૂરી આપવામાં આવે છે. જો ઢોર ૪ વર્ષની મુદત વીત્યા પછી મરી જાય અથવા નકામું થઇ જાય તો માલીકને પુરેપુરી હપતાની રકમ પાછી વાળવામાં આવે છે. બર્મામાં ૪ થી ૧૨ વર્ષ સુધીની ઉમરનાં ખેતીવાડીનાં ઢોર અને ભેંસોનો વીમો ઉતારવામાં આવે છે. ઢોર મરી જાય ત્યારે આંકણીની કમિટીએ આંકેલી કીંમતનો ૨/૩ ભાગ ઢોરના ચામડાની તથા મુડદાની કીંમત બાદ કરીને માલીકને આપવામાં આવે છે. આંકેલી કીંમત ઉપર ૫ ટકાનું ૫ક ભરણું (પ્રીમીયમ) ભરવું પડે છે. બર્મામાં જે વીમો ઉતારનારી મંડળીઓના સભાસદો શાખવાળી મંડળીઓનાં પણ સભાસદો હોય છે તો પણ બન્ને જાતની મંડળીઓનાં નાણાંની વ્યવસ્થા જૂદી જૂદી રાખવામાં આવે છે. જો હિંદુસ્થાનમાં ઢોરનો વીમો ઉતારવાનો અખતરો કરવામાં આવે તો બર્માની મંડળીઓની કેટલીક ખાસ બાબતો લક્ષમાં લેવા જેવી છે. એક એ કે, બર્માની ગ્રામ્ય પંચાયતોની સંસ્થા અને ગણોતીઆઓને લગતા કાયદાને લીધે હિંદુસ્થાનના બીજા પ્રદેશમાં કેટલીક લેખકોના કહેવા પ્રમાણે ઢોરો તરફ જેવી ગેરવર્તણુંક ચલાવવામાં આવે છે તેવું બર્મામાં થવું શકય નથી, બહોળાં વિસ્તારવાળાં બીડો હોવાને લીધે ગામડાંની અંદર અથવા તેની નિકટ આસપાસમાં ઢોરોને ગોંધી રાખવાં પડતાં નથી. શીળી અથવા કાકાબળિયા વગેરે રોગો વિરૂદ્ધ ઢોરનો વીમો ન ઉતારવાની પદ્ધતિ સ્વીકારવામાં આવે તો યોજના લોકોને આકર્ષક ન થાય. ચેપી રોગો વિરૂદ્ધ પણ વીમો ઉતારવાની વ્યવસ્થા કરવી જોઇએ. ફક્ત પેટા કાયદામાં એવું ઘડવું જોઇએ કે કમિટીના ફરમાન મુજબ તંદુરસ્તી સાચવવાની સૂચનાઓનો અમલ કરવામાં ન આવે તો

માલીકને ઢોરના વીમાની રકમનો કાંઇપણ ભાગ આપવામાં આવે નહિ. બર્માંમાં મંડળીઓ તરફથી (હોરેલા જોખમનો વીમો ઉતારવાની (રી. ઇનસ્યુરન્સ Ri. Insurance) એક મધ્યસ્થ મંડળી સ્થાપવામાં આવી છે, અને રજીસ્ટ્રાર તેના હોદ્દાની રૂએ (એક્ષ–ઓફીશીયો) મેનેજર છે. આ મંડળી પ્રાથમિક મંડળીઓએ પોતાના સભાસદોને આપવાની કુલ વીમાની રકમના અડધા ભાગનો વીમો ઉતારે છે. આ મંડળીને સરકાર તરફથી નાણાંની સવડ કરી આપવાનું વચન આપવામાં આવ્યું છે. આવી મંડળી જો શરૂઆતના વર્ષોમાં જ પુષ્કળ ઢોર મરી જાય તો પોતાને જે વીમાનાં નાણાં આપવાં પડે તેને પુગી વળવા સારૂ પુરતું શેરનું ભંડોળ એકઠું કરી શકે નહિ. તેથી કરીને જો સરકાર તેને આ રીતની મદદ આપે તો એમાં કાંઇ અજુગતું નથી. ઢોરનાં મોતનો વીમો ઉતરાવવાની ખેડૂતની સ્વાભાવિક રીતે પ્રબળ ઇચ્છા થાય તેવીજ રીતે બીજાં પણ કેટલાંક સંકટ ખેડૂતને શિર હોય છે કે જેનો વીમો ઉતરાવવાની તેને ઇચ્છા થાય છે. તીડ, ઉંદર, જનાવર ઇત્યાદિનો ઉપદ્રવ, ઓછો, અત્યંત અથવા કમ વરસાદ, તથા રેલ, વાવંટોળ અને આગ વિગેરેથી એના પાકનો નાશ થવાનો સંભવ છે. આ હોનારત ટાળવી મુશ્કેલ છે, પરંતુ તેના વિરૂદ્ધ વીમો ઉતારી શકાય. યૂરોપમાં હીમ, બરફ અને આગ વિરૂદ્ધ પાકનો વીમો ઉતારવાની સહકારી મંડળીઓ હયાતીમાં છે, પરંતુ આ જાતની મંડળીઓની યોજના હજુ સુધી હિંદુસ્તાનમાં કરવામાં આવી નથી.

ખેડૂતોની બીજી બે જાતની સહકારી મંડળીઓનો અત્રે ઉલ્લેખ કરવો ઘટે છે. આ ઢોરની ઓલાદ સુધારવાની અને ઘાસચારો પૂરો પાડવાની મંડળીઓ છે. થોડા વખતથી બેત્રણ પ્રાંતોમાં ઢોરની ઓલાદ સુધારવાની મંડળીઓ સ્થાપવામાં આવી છે. અને કેટલેક અંશે ફળીભૂત પણ થઇ છે. સારા વખતમાં, કાંઇ બહુ અગવડ પડયા શિવાય ખેડૂતોને ઢોર સારૂ ઘાસચારો મળી શકે છે. પણ જ્યારે દુષ્કાળ અથવા કમોસમ હોય ત્યારે ખેડૂતની સ્થિતિ ઘણી કફોડી થઇ પડે છે.

મુંબાઇ અને બીજે ઠેકાણે ઘાસચારાના સંગ્રહ કરવાની યોજનાઓ અમલમાં મુકવામાં આવી છે. પરંતુ સરકારી રીપોર્ટ જોતાં કોઇપણ યોજના હજુ સુધી ફળીભૂત થઇ નથી.

ઢોરોનો વીમો ઉતારનારી તથા ઢોરોની ઓલાદ સુધારનારી મંડળીઓની વ્યવસ્થા અને દેખરેખ બાબતમાં સરકારી ઢોર ખાતા (સીવીલ વેટેરીનરી ડીપાર્ટમેન્ટ ( Civil veterenary department ) ની મદદ લેવાથી ઘણું કામ થઇ શકે એમ છે. બીજી જાતની ખેડૂતોની બીન શાખવાળી મંડળીઓની વ્યવસ્થા અને દેખરેખ બાબતમાં સરકારી ખેતીવાડી ખાતાની મદદ કેટલાક પ્રાંતોમાં ઘણી ઉપયોગી નીવડી છે. સરકારી ખેતીવાડી ખાતાની કેળવણી વિષયક પ્રવૃત્તિમાં સહકારી મંડળીઓ ઘણી સારી મદદ કરી શકે તેમ છે. સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતીવાડીની સુધરેલી ઢબોનું જ્ઞાન આપી શકાય. સુધરેલી ઢબનાં ઓજારનો પ્રચાર કરી શકાય અને ચોખ્ખું સારૂં બી પૂરૂં પાડી શકાય. કહેવામાં આવ્યું છે તે પ્રમાણે જ્યાં આગળ ખેતી અને સહકાર એક બીજાનાં સંસર્ગથી અરસપરસ મદદ કરી શક્યાં છે ત્યાં તેઓની વચ્ચે ઘણો ગાઢ સંબંધ બંધાવા લાગ્યો છે.

પાછલા પ્રકરણમાં ન્હાના ગૃહઉદ્યોગો વિષે થોડું કહેવામાં આવ્યું છે. એ પ્રશ્નનો નીકાલ કરવાની એક રીત કારીગરોને સસ્તા વ્યાજે નાણાં મળવાની સવલત કરી આપવાની છે. પણ આટલાથીજ તેમની મુશ્કેલીઓનો અંત આવે તેમ નથી. જ્યાં સુધી ઓછા પૈસે કાચો માલ ખરીદવાને અને વધારે ભાવે તૈયાર માલ વેચવાને બદલે કારીગર કાચો માલ મોંઘા ભાવે ખરીદે અને તૈયાર કરેલો માલ ઓછા ભાવે વેચે ત્યાં સુધી નાણાંની સવલત અથવા સુધરેલી ઢબ અનુસાર માલ તયાર કરવાથી તેને બહુ ફાયદો ન થાય. એવી માલની ખરીદ તથા માલનું વેચાણ બન્નેને સુવ્યવસ્થિત કરવાની જરૂર છે. આ જાતનો સહકાર હિંદુસ્થાનમાં ઘણું વધ્યો નથી. અપવાદરૂપે થોડે ઘણે ઠેકાણે કેટલાક પ્રાંતોમાં વણકરોની મંડળીઓ સ્થાપવામાં આવી છે. ઘણી

વણકરોની મંડળીઓ સભાસદોને નાણાંની ધીરધાર કરવા ઉપરાંત, સૂતર તથા રેશમની ખરીદી તથા સુતરાઉ અને રેશમી કાપડ અથવા દડીઓના વેચાણની વ્યવસ્થા કરે છે, ખાસ કરીને મુબાઇમાં આ કામ હાથ ધરવામાં આવ્યું છે. મુબાઇ ઇલાકાની સહકારી મંડળીઓના છેલ્લા કારોબારી રીપોર્ટમાં વણકરો બાબતના સવાલનો નીચે પ્રમાણે ઉલ્લેખ છે—

"સાળ ઉપર હાથ વણાટનો ધંધો ઇલાકાના ગૃહઉદ્યોગમાં મુખ્ય સ્થાન ભોગવે છે. અને ઓછામાં ઓછા ૩ લાખ વણકરોની રોજી આ ધંધા ઉપર છે.× સાળ ઉપર કામ કરનારા વણકરનું કામ મીલોના કરતાં ઘણું બારીક, રોનકદાર અને ટકાઉ છે.× 'બુદ્ધિ અને મગજશક્તિના વિકાસની તેના કામમાં ખાસ જરૂર પડે છે, અને આ ગુણો બુદ્ધિશાળી કારીગરો અને ન્હાના ગૃહ ઉદ્યોગોની ખીલવણીમાં અંગભૂત છે.' ગામડાના ઉદ્યોગોથી દેશના નૈતિક જીવનને લાભ છે એટલુંજ નહિ પણ જો તે ઉદ્યોગો ચાલુ રહી શકે તો ઘણા કારીગરોને છૂટક મજુરી અથવા મીલના કામદારો થતા અટકાવી શકાય. જો આવા હજારો કારીગરોને જે ધંધામાં પોતે સ્વમાનની લાગણીથી બુદ્ધિપૂર્વક પોતાના વતનમાં રહી ગુજરાન ચલાવી શકે તેવો ધંધો છોડીને શહેરના મજૂર વર્ગની સંખ્યામાં વધારો કરતા અટકાવી શકાય તો આર્થિક દ્દષ્ટિએ જોતાં દેશને તે ઘણો લાભ છે.× ગામડાનો વણકર મીલોની જોડે હરિફાઇમાં ટકી શકે ખરો. પરંતુ તેનું કામ ટકાઉ અને નકશીદાર થાય એટલુંજ બસ નથી. તે ઉપરાંત રીતસર સસ્તા ભાવે માલ વેચી શકાવો જોઇએ, અને એવુ તો ત્યારેજ બની શકે કે જયારે વણકરોની પોતાની અંદર એકઠા મળીને સહકારથી કામ લેવામાં આવે.× કાચો માલ પૂરૂ પાડવાનું અને તૈયાર માલ વેચવાનું કામ કરકસરથી વ્યવસ્થાપૂર્વક કરવું જોઇએ અને વણકરની જરૂરીયાતના પ્રમાણમાં સુધરેલા ઓજાર શોધી કાઢીને દાખલ કરવા જોઇએ."

હાથ વણાટનો ધંધો સુધારવાનું અને સુધરેલી ઢબો દા-

કરવાનું કામ મુંબાઇના રજીસ્ટ્રારને કરવાનાં કામોમાંનું એક છે. આ કામ સારૂ રજીસ્ટ્રારના હાથ તળે ખાસ માણસો રોકવામાં આવેલાં છે અને તેમની મદદથી જૂદાં જૂદાં વણકરોના મથકોમાં સુધરેલી ઢબની શાળનું કામ વણકરોને દેખાડવામાં આવે છે અને ઓછામાં ઓછી છ વણકરોની નીશાળો ચલાવવામાં આવે છે. માછલા પ્રકરણમાં કહ્યા મુજબ બીજા કોઇ પણ ગૃહઉપયોગને ખીલવવા સારૂ આ રીતના વ્યવસ્થિત પ્રયોગ કરવામાં આવ્યા નહિ હોય, તોપણ કેટલીક જગોએ વાંસફોડાની મંડળીઓ વાંસ વિગેરે એકત્ર થઇ ખરીદે છે, ચમારોની મંડળીઓ ચામડું અને બીજા કારીગરોની મંડળીઓ પોતાનો કાચો માલ એજ રીતે ખરીદે છે. થોડા વખતથી માછીઓ સારૂ તેમની સ્થિતિ સુધારવા સારૂ અને વધુ માછલીઓ ઉત્પન્ન થાય તે સારૂ સહકારી મંડળીઓ સ્થાપવાના પ્રયત્ન કરવામાં આવ્યા છે. બંગાલમાં સ્થાપવામાં આવેલી સાત માછીમારોની મંડળીઓ રોકડ નાણાંની ધીરધાર કરવા ઉપરાંત સુધારેલી માંછલાં પકડવાની જાળો વિગેરે ખરીદ કરે છે, જરૂર પડતાં સભાસદોનાં પકડેલાં માંછલાંનું વેચાણ કરી આપે છે અને માછલા પકડવાનો ઇજારો પણ સભાસદોને મેળવી આપે છે. થોડા વખતથી મદ્રાસમાં એક બે માછીમારોની મંડળીઓ સ્થાપવામાં આવી છે અને મુંબાઇમાં પણ કેટલીક એવી મંડળીઓ થોડા વખતથી અસ્તિત્વમાં આવી છે. સંયુક્ત પ્રાંતોમાં બરેલીમાં એક સહકારી સુથારકામની દુકાન સ્થાપવામાં આવી છે અને કેટલેક અંશે ફતેહમંદ નીવડી છે. હિંદુસ્થાનમાં સહકારી ધોરણસર માલ ઉત્પન્ન કરવાનો કોઇપણ પ્રયત્ન કરવામાં આવ્યો હોય તો તે ફક્ત આજ છે. આ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે કે સહકાર મારફત ગૃહઉદ્યોગોની ખીલવણી સારૂ પ્રયત્ન આદરવા હોય તો અગાઉથી સરકાર મારફત અથવા કોઇ બીજી સંસ્થા મારફત ધોરણસર ચોક્કસ તપાસ કરવી જોઇએ. જો ઉદ્યોગની આર્થિક પરિસ્થિતિનો યોગ્ય વિચાર કરવામાં ન આવે અને ઉપાડવામાં આવતા કામની મુશ્કેલીઓનો પૂરેપૂરો ખ્યાલ કરવામાં ન આવે તો

તે ઉદ્યોગની ખીલવણીનાં છૂટાછવાયા પ્રયત્નોમાં નકામો મહેનતનો અને નાણાંનો ભોગ થાય. અને સભાસદોને તથા મંડળીને કોઇપણ પ્રકારની રાહત ના મળે. આ જાતની ઔદ્યોગિક તપાસ પ્રાંતિક સરકારના ઔદ્યોગિક ખાતા તરફથી અથવા બંગાળ ગૃહઔદ્યોગિક મંડળ Bengal Home Industries Association) જેવી કોઇપણ સંસ્થાથી થઇ શકે. બંગાલનું ગૃહઉદ્યોગ પોષક મંડળ હમણાંજ સ્થાપવામાં આવ્યું છે. અને તેના ઉદ્દેશ ગૃહઉદ્યોગોમાંથી ઉત્પન્ન થતી ચીજોની તરફેણમાં પ્રજામતને કેળવી તે ચીજોની માંગણી વધારવાનો, ગૃહઉદ્યોગ કરનારા કારીગરોને એકત્ર થવાની અને સહકાર કરવાની જરૂર બતાવી આપવાનો અને ઔદ્યોગિક સહકારી મંડળીઓ સ્થાપવાનો છે. એ મંડળે કલકત્તા ખાતે ગૃહઉદ્યોગ કરનારા કારીગરોની બનાવેલી ચીજો વેચવાનો એક ભંડાર કાઢેલો છે. હિંદુસ્થાનના ઔદ્યોગિક કમિશને ( Indian Industrial Commission ) આ વિષયની તપાસમાં પોતાનો થોડો વખત રોકેલો છે અને સહકાર મારફત ન્હાના ઉદ્યોગની ખીલવણી બાબતના પ્રશ્ન તેના સમક્ષ મુકવામાં આવ્યો છે. આશા રાખવામાં આવે છે કે તે કમિશન આ પ્રશ્નની સંપૂર્ણપણે તપાસ કરશે અને ગામડાના ગૃહઉદ્યોગોને ટકાવવા તથા ખીલવવા સારૂ શું પગલાં ભરવાં તે વિષે એક સંપૂર્ણ યોજના ઘડી કાઢશે.

ઈંગ્લાન્ડમાં માલ પૂરો પાડનારી સહકારી મંડળીઓની ખાસ ખીલવણી થયેલી છે. હિંદુસ્થાનમાં આ દિશામાં સહકારની પ્રગતિ તદ્દન થોડી થઇ છે અને જયાં આવી મંડળીઓની જરૂરીયાત છે અને જયાં લાયક અને હુંશીયાર વ્યવસ્થાપકો મળી શકે છે તેવા નાગરિક પ્રદેશોમાં પણ બહુજ થોડા સહકારી ભંડાર ( સ્ટોર ) ઉઘાડવામાં આવ્યા છે. ૧૯૧૬–૧૭ ની આખરે મદ્રાસમાં આવા ૧૫ ભંડાર હતા અને મદ્રાસ ઇલાકામાંજ આ રીતની માલ પૂરો પાડનારી સહકારી મંડળીઓએ કાંઇ ઘર કર્યું છે. મુંબાઈમાં ફક્ત ૧૫ ન્હાના ભંડાર છે, જેમાંના ઘણાખરા કરીયાણું વિગેરે ઘરગથ્થુ સામગ્રી પૂરી પાડે છે. તેમાંના થોડાક ફક્ત

કપડાં પૂરાં પાડવા શિવાય બીજું કોઇ કામ માથે લેતા નથી. બીહારમાં અને બીજે ઠેકાણે ઓફીસો પેઢીઓ અથવા કારખાનાંઓના નોકરો સારૂ ભંડાર ઉઘાડવામાં આવ્યા છે અને કેટલાક ભંડાર સહકારી શાખવાળી મંડળીઓના અંગભૂત તરીકે કામ કરે છે. સંયુક્ત પ્રાંતોમાં કોલેજોને લગતાં છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ સારૂ કેટલા ભંડાર ઉઘાડવામાં આવ્યા છે. કામદારોને સારૂ ઉઘાડવામાં આવેલા ભંડાર ઘણી થોડી સંખ્યામાં છે અને બધાં ઔદ્યોગિક મથકોએ કરીયાણુ તથા બીજી હર રોજની વપરાશની ચીજો પૂરી પાડવા સારૂ ભંડાર ઉઘાડવા જોઇએ. આ બધા ભંડારોમાં રોકડા પૈસા લઇને જ માલનું વેચાણ થવું જોઇએ. અને બીન સભાસદોની જોડે બનતા સુધી વહેવાર રાખવો જોઇએ નહિ. સંગ્રહ કરવામાં આવતો માલ ચોક્કસ રહેણીકરણી અનુસાર રાખવો જોઇએ, અને હોવો જોઇએ કે તેમની માંગણી જારી રહે અને ફેશનના ફેરફાર સાથે ભંડારમાં માલ નકામો પડી રહે નહિ. કમિટીના સભાસદોએ સહકારી ભંડારના રોજીંદા કામકાજ ઉપર ધ્યાન રાખવું જોઇએ અને માલ નોંધવામાં, માલની ખરીદીમાં તથ વેચાણ ઉપર દેખરેખ રાખવામાં વખત ગાળવા તત્પર રહેવું જોઇએ. આ રીતની ધારણાસર દેખરેખ શિવાય કાઢવામાં આવતા સહકારી ભંડારો ફત્તેહમંદ નીવડે નહિ. અને તેથી કરીને આ જાતનું સહકાર વધુ પ્રચારમાં આવી શક્યું નહિ હોય. અથવા સાધારણ સ્થિતિના માણસોની રોજીંદા વપરાશની ચીજોના જથાબંધ તથા છૂટક ભાવમાં બહુ ફરક ન હોવાથી આવા ભંડારોની માંગણી લોકોમાં બહુ નહિ હોય. બીજું એ પણ ભૂલી જવું ન જોઇએ કે ઇંગ્લાન્ડમાં આવા સહકારી ભંડારની ફત્તેહ સ્ત્રીઓના સહકાર વિષયના પ્રયાસને લીધે છે. તેઓને બહુ નવરાશ હોવાને લીધે ત્યાં તેઓ પોતાનો ઘણો વખત ભંડારોની વ્યવસ્થામાં રોકે છે. હિંદુસ્થાનમાં તો રોજીંદી વપરાશની ચીજોની ખરીદીમાં તેમજ વેચાણમાં સ્ત્રીઓ કાંઇ બહુ ભાગ લે તેમ નથી. ઉપર જણાવેલાં કારણોને લીધે, માલ પૂરો પાડવાની સહકારી મંડળીઓ કેમ બહુ સ્થપાઇ નથી તે જણાશે.

ઈંગ્લાન્ડમાં સહકારનાં તત્વોની અનુસાર સ્થાપમાં આવેલી મકાન બાંધવાની અને મકાન પૂરાં પાડવાની મંડળીઓ ઘણીજ ફેલાયેલી છે અને તેથી કરીને થોડાં વરસ ઉપર હિંદુસ્થાનમાં પણ એવી જ મંડળીઓ સ્થાપવાની સૂચના કરવામ આવી હતી. મ્હેસુરમાં કેટલાક મકાન બાંધવાની મંડળીઓ છે અને તેમના મુકાબલે મદ્રાસ ઇલાકામાં પણ કેટલીક મંડળીઓ સ્થપાઇ છે. આ મંડળીઓ ઈંગ્લાન્ડની જમીનની મંડળીઓ અથવા અરસપરસ સહાયકારી મકાન બાંધવાની મંડળીઓને મળતી આવે છે. પહેલી જાતની જમીનની મંડળીઓમાં જે લોકો પોતે પોતાનાં મકાનો બાંધી શકે તેવી સ્થિતિમાં હોય છે તેઓ ઘર બાંધવા સારૂ લાંબે સાંગે જમીન ખરીદી અથવા પટે લઇ તેના ટુકડા પાડી લેવા સારૂ એકઠા થાય છે; બીજી જાતની અરસપરસ સહાયકારી મકાન બાંધવાની મંડળીમાં જે લોકો પોતે પોતાનાં મકાન બાંધી શકે તેવી સ્થિતિમાં ન હોય પરંતુ બંધાયેલાં મકાનની જામીનગીરી ઉપર ઉછીનાં લેવામાં આવેલાં નાણાંમાંથી મંડળી પાસેથી કરજે નાણાં કાઢી એવાં મકાન બાંધવાની ઇચ્છા ધરાવતા હોય તેવા માણસોની બનેલી હોય છે. અને કર્જે કાઢેલાં નાણુ વાર્ષિક અથવા માસિક હપતાથી પાછો વાળવામાં આવે છે. આ બન્ને રીતો સારી છે, પરંતુ આમાંથી કોઇ પણ મંડળીની અંદર, જેવી રીતે ભાડૂતોની ભાગદારી મંડળીઓ (Tenant-Co-partnership Associations) સહકારનાં નૈતિક તત્વોની ખીલવણી થાય છે તેવી ખીલવણી થતી નથી. ભાડૂતોની સહકારી ભાગીદાર મંડળીઓના સભાસદોમાંથી કોઇ પણ સભાસદ સ્વતંત્ર મકાન બાંધવાને શક્તિમાન હોતો નથી. અને તેથી કરીને તેઓ એકત્ર માલીકીનાં મકાન બાંધવા સારૂ એકઠા થાય છે. દરેક ભાડૂત સભાસદ બાંધવામાં આવતા મકાનના ખરચ પેટે અમુક રકમ ભરે છે અને બાકીની રકમ કરજથી અથવા ડીબેન્ચરથી ઉભી કરવામાં આવે છે. મકાનોની માલીકી એકત્ર હોય છે અને તેની દેખરેખ મંડળી મારફત કરવામાં આવે છે. સભાસદોને પોતાના તથા સાર્વજનિક હિત સારૂ

મકાનોને સારી સ્થિતિમાં રાખવાની જરૂર પડે છે. મહિને મહિને ભાડાં આપવામાં આવે છે, અને સમસ્ત સભાસદોની મંજુરી શિવાય ભાડાં વધારી શકતાં નથી. ભાડાં વખતસર ન અપાય તેવું અપવાદ રૂપેજ બને છે, અને આ ધોરણસર એકઠા થવાને લીધે આરોગ્ય, ચોખ્ખાઇ અને સહવાસ વધે છે, મુંબાઇમાં આ જાતની બેએક મંડળીઓ સ્થાપવામાં આવી છે, અને મકાનો બાંધવાની મંડળીઓ જ સ્થાપવાને ઉત્તેજન આપવા સારૂ સ્થાપવામાં આવેલી મુંબાઇની સહકારી મકાન પૂરાં પાડનારી મંડળી ( Bombay Co–operative Housing Association ) ના કામકાજમાં લેવાતા રસ ઉપરથી એમ લાગે છે કે શહેરની ઘીચ વસ્તી ઓછી કરવાના ઉપાય તરીકે સહકારી મકાન બાંધવાની મંડળીઓ સ્થાપવા તરફ લોકોનું લક્ષ દોરાયું છે. તો પણ કમનશીબની વાત એ છે કે સહકારી મકાન બાંધવાના પ્રયત્નોમાં શહેરના તથા ગામના ગરીબ લોકો હુન્નર ઉદ્યોગમાં કામ કરનારા કામદારો વિગેરેને વાસ્તે મકાનોની સગવડ કરવા તરફ બહુ ધ્યાન આપવામાં આવ્યું નથી. મધ્ય વર્ગના માણસોની માફક આ લોકોને સારૂ પણ ભાડૂતોની સહકારી ભાગદારી મંડળીઓ સ્થાપી શકાય. પરંતુ મંડળીની માલીકીનું પૂરતું ભંડોળ એકઠું કરવાની મુશીબત તથા મકાન બાંધવાની મંડળીઓનો આંટી ઘુંટીવાળો કારોબાર ચલાવવાને લાયક તથા તેટલો વખત રોકી શકે તેવા માણસો મેળવવાની અશકયતા તે પણ ધ્યાનમાં રાખવાં જોઇએ. જે લોકો મકાનના ખરચ પેટે પોતે કાંઇ પણ આપી શકે તેવા ન હોય તેવાઓને સારૂ એકઠા મળીને સસ્તાં ઘર અથવા ઝુંપડાં ખરીદ કરવા અથવા પટે રાખવા અને પછીથી તે ઘર અથવા ઝુંપડાં સભાસદોને ભાડે આપવા સારૂ મંડળીઓ સ્થાપી શકાય. મુંબાઇમાં અને બીજા ઔદ્યોગિક મથકોમાં આ દિશામાં અખતરા કરવા ઘટે છે.

# પ્રકરણ ૪ થું.

## મધ્યસ્થ મંડળીઓ.

સહકારી સંસ્થાઓની નાણાં વિષયક બાબતોમાં પ્રાથમિક મંડળીઓ સ્વાશ્રયી બને તે આદર્શ હોવો જોઇએ. આ આદર્શ ત્યારે જ સિદ્ધ થઇ શકે અથવા તો ખૂટતાં નાણાં સ્થાનિક મૂડીવાળાઓ પાસેથી ઉઘરાવી શકે. છતાં, યૂરોપના કરતાં હિંદુસ્થાનની સ્થિતિ તથા સંજોગો એટલા ભિન્ન છે, ન્હાના ખેડૂતને નફો પ્રાપ્ત કરવાનો સંભવ એટલો થોડો છે, રૂતુના ફેરફારને અંગે ખેતીવાડી એટલી અચોકસ છે અને અનુત્પાદ દેવાનો બોજો ખેડૂતો ઉપર એટલો બધો મોટો છે કે ખેડૂતોને તેમની મંડળીઓ પાસેથી ઘણા વર્ષો સુધી તો પુષ્કળ પ્રમાણમાં નાણાં ઉછીનાં લેવાં પડશે અને ખેડૂતો પોતે ઘણાજ જૂજ પ્રમાણમાં નાણાં મંડળીઓને ધીરી શકશે. તેથી કરીને મુખ્યત્વે કરીને પ્રાથમિક ખેડૂતોની મંડળીઓના ભંડોળનાં ખૂટતાં નાણાં પૂરાં પાડવા સારૂ અને અંગભૂત રીતે બધી જાતની મંડળીઓ સારૂ નાણાંની ઉથલપાથલ કરવા અને તેમનાં ફાજલ પડેલાં નાણાંની યોગ્ય વ્યવસ્થા કરવા સારૂ યૂરોપના કરતાં હિંદુસ્થાનમાં મધ્યસ્થ નાણાં ધીરનારી સંસ્થાઓની ખાસ જરૂર છે.

૧૯૦૪ નો સહકારી શાખવાળી મંડળીઓનો કાયદો સરકારે પસાર કર્યો ત્યારે મધ્યસ્થ મંડળીઓની સ્થાપનાનો વિચાર કરવામાં આવ્યો નહતો. ફક્ત બીન ખેડૂતોની મંડળીઓ સ્થાપી શકાય એમ ઘડવામાં આવ્યું હતું અને એમ ધારવામાં આવ્યું હતું કે મોટી નાગરિક મંડળીઓ પાસે તેમના સભાસદોની જરૂરીયાતો પૂરી પાડયા બાદ પૂરતાં નાણાં ફાજલ રહેશે અને તેમાંથી તેઓ ગામડાંની શાખવાળી મંડળીઓને ખપ જોગાં નાણાં પૂરાં પાડશે. ઘણા પ્રાંતોમાં એવી કેટલીક

બેન્કો સ્થાપવામાં આવી. અને તેઓ મધ્યસ્થ બેન્કોનું કામકાજ પણ કરતી હતી, અને બર્મા અને મદ્રાસમાં પ્રાથમિક મંડળીઓના કામકાજ ઉપર દેખરેખ રાખવા સારૂ મંડળીઓની યુનીયનો પણ સ્થાપવામાં આવી. તોપણ અનુભવથી માલૂમ પડયું કે કાયદાનું પૂરેપૂરૂં સંરક્ષણ આવી સંસ્થાઓને મળી શકતું નહતું અને તેમનો કારોબાર, જવાબદારી અને બંધારણ વિગેરે બાબતો ચોકસ ધોરણસર નક્કી કરી શકાતી નહતી. ઉપરાંત એમ પણ માલૂમ પડયું કે પ્રાથમિક સહકારી મંડળીઓનાં ભંડોળ પૂરાં પાડવાં અને તેમનાં ફાજલ પડેલાં નાણાંનો યથાસ્થિત ઉપયોગ કરવો તથા તેમના ઉપર દેખરેખ રાખવી અને યોગ્ય અંકુશ રાખવો એ બધાં કામ પ્રાથમિક મંડળીઓને મધ્યસ્થ વ્યવસ્થાઓમાં એકત્રિત કરવાને વધુ અસરકારક રીતે થઇ શકે. આવી મધ્યસ્થ સંસ્થાઓ આપસઆપસમાં તપાસણી કરવાની અને અંકુશ રાખવાની સારામાં સારી વ્યવસ્થા કરી શકે અને બહાર બજારમાંનાં નાણાં પ્રાથમિક મંડળીઓને મેળવી આપી શકે. તેથી કરીને ૧૯૧૨ નો સહકારી મંડળીઓનો કાયદો પસાર કરતી વખતે આ ખામી દુર કરવામાં આવી અને પ્રાથમિક મંડળીના કારોબારને વધુ સવલત આપવાના જ ઉદ્દેશથી સ્થપાયેલી મંડળીઓને રજીસ્ટર કરવાની પરવાનગી આપવામાં આવી. જો આવી મંડળીમાં પ્રાથમિક મંડળી પણ સભાસદ તરીકે હોય તો જવાબદારી નિયમિત હોવી જોઇએ. જે મધ્યસ્થ મંડળીમાં પ્રાથમિક મંડળી સભાસદ હોય તેવી મંડળીના બીજા સભાસદોએ પ્રાથમિક મંડળીનાજ ગામમાં અથવા શહેરમાં અથવા તેજ ગામડાઓના જથાઓમાં રહેતા ન હોય અથવા એ પ્રાથમિક મંડળીના સભાસદોની જ જાતના ન્યાતના અથવા ધંધાના ન હોય તોપણ એવી મધ્યસ્થ મંડળીને રજીસ્ટર કરી શકાય છે.

કેટલાંક પ્રાંતોમાં અને ખાસ કરીને બર્મામાં પ્રાથમિક મંડળીઓ અને મધ્યસ્થ નાણાં પૂરાં પાડનારી સંસ્થાની વચ્ચે યુનીયનો સ્થાપવાની પ્રથા છે. આ પ્રથા બર્મામાં ઘણા વખ થી ચાલુ છે અને સરકારી રીપોર્ટ વિગેરેમાં જણાવવામાં આવેલા મત ઉપર આધાર રાખીએ

તો તે યુનીયનોનો ઘણો સારો વિસ્તાર થયેલો છે. મંડળીઓના કારોબાર ઉપર દેખરેખ રાખવાના કામનું એકીકરણ દૂર કરી તે કામની જોખમદારી વહેંચી નાંખવાના કામમાં યુનીયનોની સ્થાપના એક જરૂરી પગથીઉં છે અને એક યુનીયનોની સ્થાપના ગામડાઓના શુભ કાર્યોત્સાહી માણસોને ઉપયોગમાં લઇ તેમને જોખમદારી ભરેલું કામ સોંપીને તેમનામાં સ્વાશ્રય અને સ્વરાજયની ભાવનાઓ ખીલવે છે. આ સંસ્થાનું ટૂંકામાં વર્ણન આપીશું. યુનીયનના મુખ્ય સ્થળની આસપાસના ૫ અથવા ૮ માઇલના વિસ્તારમાં આવેલી ૫ અથવા વધુ પ્રાથમિક સહકારી મંડળીઓની એક યુનીયન સ્થપાય છે. બધી મંડળીઓના રીતસર ચૂંટાયેલા સભાસદોવાળી સાધારણ સભાના હાથમાં યુનીયનની કુલ સત્તા રહે છે. યુનીયનના ચોપડાઓ લખત તથા યુનીયનની મંડળીઓના સારૂ સેક્રેટરીઓને કેળવવા તથા તેમને મદદ કરવા સારૂ એક પગારદાર લાયક સેક્રેટરીની યુનીયન તરફથી નીમણોક કરવામાં આવે છે. જોડાણવાળી મંડળીઓની વારંવાર તપાસ કરવા અને તેમના કારોબારમાં તેમને મદદ આપવા સારૂ એક કમિટી યુનીયન તરફથી નીમવામાં આવે છે. સાધારણ સભામાં જોડાયેલી મંડળીઓને ધીરવાના નાણાંની હદ મુકરર કરવામાં આવે છે અને તે અનુસાર યુનીયન પ્રાથમિક મંડળીઓને નાણાં ધીરવાં સારૂ મધ્યસ્થ બેન્કોને ભલામણ કરે છે. યુનીયને મુકરર કરેલી આ રીતની નાણાં ધીરવાની હદમાં મધ્યસ્થ મંડળી વિશ્વાસ રાખી શકે છે, કારણ કે, પહેલું તો, બર્મામાં છે તેમ યુનીયનમાં જોડાયેલી મંડળીઓ પોતેજ મધ્યસ્થ બેન્કોની સભાસદ હોય છે. અને તેઓ પાસે મધ્યસ્થ બેન્કોના શેરો ભરેલા હોય છે, અને બીજું પેટા કાયદાની રૂએ જોડાએલી મંડળીઓએ કરજે કાઢેલાં નાણાંની જોખમદારી યુનીયન વહોરી લે છે. બર્મામાં અને મધ્ય પ્રાંતોમાં આમનસામન બાંહેધરી નીચે પ્રમાણે આપવામાં આવે છે—દરેક જોડાયેલી મંડળી યુનીયને ભલામણ કરવા ઉપરથી ધીરવામાં આવેલાં નાણાં પાછાં ન ભરાય તો, નાણાંની માંગણી કરવામાં આવે તે પહેલાંના બાર મહિનામાં જેટલાં નાણાં તે મંડળીએ ઉછીનાં

બેન્કો સ્થાપવામાં આવી. અને તેઓ મધ્યસ્થ બેન્કોનું કામકાજ પણ કરતી હતી, અને બર્મા અને મદ્રાસમાં પ્રાથમિક મંડળીઓના કામકાજ ઉપર દેખરેખ રાખવા સારૂ મંડળીઓની યુનીયનો પણ સ્થાપવામાં આવી. તોપણ અનુભવથી માલૂમ પડયું કે કાયદાનું પૂરેપૂરૂં સંરક્ષણ આવી સંસ્થાઓને મળી શકતું નહતું અને તેમનો કારોબાર, જવાબદારી અને બંધારણ વિગેરે બાબતો ચોકસ ધોરણસર નક્કી કરી શકાતી નહતી. ઉપરાંત એમ પણ માલૂમ પડયું કે પ્રાથમિક સહકારી મંડળીઓનાં ભંડોળ પૂરાં પાડવાં અને તેમનાં ફાજલ પડેલાં નાણાંનો યથાસ્થિત ઉપયોગ કરવો તથા તેમના ઉપર દેખરેખ રાખવી અને યોગ્ય અંકુશ રાખવો એ બધાં કામ પ્રાથમિક મંડળીઓને મધ્યસ્થ વ્યવસ્થાઓમાં એકત્રિત કરવાને વધુ અસરકારક રીતે થઇ શકે. આવી મધ્યસ્થ સંસ્થાઓ આપસઆપસમાં તપાસણી કરવાની અને અંકુશ રાખવાની સારામાં સારી વ્યવસ્થા કરી શકે અને બહાર બજારમાંનાં નાણાં પ્રાથમિક મંડળીઓને મેળવી આપી શકે. તેથી કરીને ૧૯૧૨ નો સહકારી મંડળીઓનો કાયદો પસાર કરતી વખતે આ ખામી દુર કરવામાં આવી અને પ્રાથમિક મંડળીના કારોબારને વધુ સવલત આપવાના જ ઉદ્દેશથી સ્થપાયેલી મંડળીઓને રજીસ્ટર કરવાની પરવાનગી આપવામાં આવી. જો આવી મંડળીમાં પ્રાથમિક મંડળી પણ સભાસદ તરીકે હોય તો જવાબદારી નિયમિત હોવી જોઇએ. જે મધ્યસ્થ મંડળીમાં પ્રાથમિક મંડળી સભાસદ હોય તેવી મંડળીના બીજા સભાસદોએ પ્રાથમિક મંડળીનાજ ગામમાં અથવા શહેરમાં અથવા તેજ ગામડાઓના જથાઓમાં રહેતા ન હોય અથવા એ પ્રાથમિક મંડળીના સભાસદોની જ જાતના ન્યાતના અથવા ધંધાના ન હોય તોપણ એવી મધ્યસ્થ મંડળીને રજીસ્ટર કરી શકાય છે.

કેટલાંક પ્રાંતોમાં અને ખાસ કરીને બર્મામાં પ્રાથમિક મંડળીઓ અને મધ્યસ્થ નાણાં પૂરાં પાડનારી સંસ્થાની વચ્ચે યુનીયનો સ્થાપવાની પ્રથા છે. આ પ્રથા બર્મામાં ઘણા વખ થી ચાલુ છે અને સરકારી રીપોર્ટ વિગેરેમાં જણાવવામાં આવેલા મત ઉપર આધાર રાખીએ

તો તે યુનીયનોનો ઘણો સારો વિસ્તાર થયેલો છે. મંડળીઓના કારોબાર ઉપર દેખરેખ રાખવાના કામનું એકીકરણ દૂર કરી તે કામની જોખમદારી વહેંચી નાંખવાના કામમાં યુનીયનોની સ્થાપના એક જરૂરી પગથીઉં છે અને એક યુનીયનોની સ્થાપના ગામડાઓના શુભ કાર્યોત્સાહી માણસોને ઉપયોગમાં લઇ તેમને જોખમદારી ભરેલું કામ સોંપીને તેમનામાં સ્વાશ્રય અને સ્વરાજ્યની ભાવનાઓ ખીલવે છે. આ સંસ્થાનું ટૂંકામાં વર્ણન આપીશું. યુનીયનના મુખ્ય સ્થળની આસપાસના ૫ અથવા ૮ માઈલના વિસ્તારમાં આવેલી ૫ અથવા વધુ પ્રાથમિક સહકારી મંડળીઓની એક યુનીયન સ્થપાય છે. બધી મંડળીઓના રીતસર ચૂંટાયેલા સભાસદોવાળી સાધારણ સભાના હાથમાં યુનીયનની કુલ સત્તા રહે છે. યુનીયનના ચોપડાઓ લખત તથા યુનીયનની મંડળીઓના સારૂ સેક્રેટરીઓને કેળવવા તથા તેમને મદદ કરવા સારૂ એક પગારદાર લાયક સેક્રેટરીની યુનીયન તરફથી નીમણોક કરવામાં આવે છે. જોડાણવાળી મંડળીઓની વારંવાર તપાસ કરવા અને તેમના કારોબારમાં તેમને મદદ આપવા સારૂ એક કમિટી યુનીયન તરફથી નીમવામાં આવે છે. સાધારણ સભામાં જોડાયેલી મંડળીઓને ધીરવાના નાણાંની હદ મુકરર કરવામાં આવે છે અને તે અનુસાર યુનીયન પ્રાથમિક મંડળીઓને નાણાં ધીરવાં સારૂ મધ્યસ્થ બેન્કોને ભલામણ કરે છે. યુનીયને મુકરર કરેલી આ રીતની નાણાં ધીરવાની હદમાં મધ્યસ્થ મંડળી વિશ્વાસ રાખી શકે છે, કારણ કે, પહેલું તો, બર્મામાં છે તેમ યુનીયનમાં જોડાયેલી મંડળીઓ પોતેજ મધ્યસ્થ બેન્કોની સભાસદ હોય છે. અને તેઓ પાસે મધ્યસ્થ બેન્કોના શેરો ભરેલા હોય છે, અને બીજું પેટા કાયદાની રૂએ જોડાએલી મંડળીઓએ કરજે કાઢેલાં નાણાંની જોખમદારી યુનીયન વહોરી લે છે. બર્મામાં અને મધ્ય પ્રાંતોમાં આમનસામન બાંહેધરી નીચે પ્રમાણે આપવામાં આવે છે—દરેક જોડાયેલી મંડળી યુનીયને ભલામણ કરવા ઉપરથી ધીરવામાં આવેલાં નાણાં પાછાં ન ભરાય તો, નાણાંની માંગણી કરવામાં આવે તે પહેલાંના બાર મહિનામાં જેટલાં નાણાં તે મંડળીએ ઉછીનાં

લીધાં હોય તેટલાં નાણાં ભરી આપવાને બંધાય છે. યુનીયનોને નિયમિત જવાબદારીવાળી મંડળીઓ તરીકે રજીસ્ટર કરવામાં આવે છે, અને જો કે ઉપર જણાવ્યા પ્રમાણે મંડળીઓની જોખમદારીની હદ મુકરર કરવામાં આવે છે તો પણ એ રીતે વ્હોરેલી જોખમદારી એટલી તો અચોક્કસ, અનિશ્ચિત અને ફેરવાતી હોય છે કે મધ્યસ્થ બેન્ક એ જોખમદારી ઉપર બહુ આધાર રાખતાં બંચકાય છે. બીજું બર્મામાં ચાલતી રીત પ્રમાણે જે પ્રાથમિક મંડળી પોતાના જ એકઠા કરેલા ભંડોળથી પોતાનો બધો વહેવાર ચલાવતી હોય તેની બાંહેધરી મુદ્દલ ઉપયોગમાં આવી શકતી નથી. કારણ કે નાણાંની માંગણી થવા અગાઉના બાર મહિનામાં તે મંડળીએ કાંઇ નાણાં મધ્યસ્થ બેન્કો પાસેથી ઉછીના લીધેલાં હોય નહિ; જો કે આવી સદ્ધર મંડળીની જામીનગીરી સ્વીકારવામાં આવે તો એ મંડળી આડોશપાડોશની મંડળીઓ ઉપરના કારોબાર ઉપર ઘણી અસરકારક તપાસ રાખી શકે. મુંબાઇ ઇલાકામાં યુનીયનમાં જોડાયલી દરેક મંડળી સભાસદ દીઠ અમુક રકમ આપવાને બંધાય છે, અને યુનીયનને ધીરવામાં આવતા નાણાંની હદ યુનીયનની મંડળીઓએ એ રીતે વ્હોરેલી જોખમદારીની કુલ રકમની છગણીથી વધારે બાંધવામાં આવતી નથી. એવી તકરાર લાવવામાં આવે છે કે દેખરેખ રાખવા સારૂ સ્થાપવામાં આવતી યુનીયને નાણાંની ધીરધારમાં માથું મારવું જોઇએ નહિ પરંતુ બર્મામાં તો જે યુનીયનો ફત્તેહમંદ નીવડી છે તે બધી નાણાંની ધીરધારનો ધંધો આદરે છે, અને પોતે કરજે કાઢેલાં નાણાંની ઉપરાંત પોતાને જોડાયેલી મંડળીઓની અંતિમ જોખમદારી ઉપર નાણાં ઉછીનાં લે છે. ઉપરાંત આ જાતની બાંહેધરીમાં અરસપરસ જોખમદારીનું સંઘટ્ટન થતું નથી. કારણકે, બાંહેધરી યુનીયનની હોય તે છતાં પ્રાથમિક મંડળીઓની અંતિમ જવાબદારી તો મોજૂદ રહે છે. બર્મામાં અડોશપડોશનાં ગામડાંઓની આમનસામન સારી લાગણીને લીધે આ સંસ્થાઓ ફતેહમંદ નીવડી છે. હિંદુસ્થાનના બીજા પ્રદેશોમાં એ જાતની લાગણી હોઇ શકે તેનું ચોક્કસ કહી ન શકાય, કારણ કે લૌકિક બંધારણ બર્માના કરતાં ઘણું

છિન્નભિન્ન થઇ ગયાં છે. પરંતુ દેશનો બહોળો વિસ્તાર અને વ્યક્તિ-વાર પ્રાથમિક સહકારી મંડળીઓ જોડે કામ લેવાની અગવડને લીધે જો દેખરેખ રાખવા સારૂ અને મંડળીઓને ધીરવામાં આવતાં નાણાંની ચોક્કસ હદ મુકરર કરવા સારૂ યુનીયનોની સ્થાપના કરવામાં આવે તો ઘણું સારૂં. તેથી કરીને કુદરતી રીતે સહકારી કમિટીએ આ વિષય ઉપર ખાસ ભલામણ કરી છે. કમિટીએ પોતાના રીપોર્ટમાં કહ્યું છે કે—"અમારા મત પ્રમાણે જ્યારે નાણાં પુરાં પાડનારી સંસ્થા મધ્ય-સ્થ બેન્ક હોય ત્યારે અને ખાસ કરીને પ્રાંતિક બેન્ક કોઇપણ મધ્યસ્થ બેન્કની દરમ્યાનગીરી શિવાય પ્રાથમિક મંડળીઓ જોડે સીધો વ્યવહાર રાખવા માંગતી હોય ત્યારે કોઇપણ પ્રકારની બાંહેધરી આપનારી યુનીયનની ખાસ આવશ્યકતા છે." આ સૂચનાનુસાર બંગાળ, મદ્રાસ અને આસામમાં બાંહેધરી આપનાર યુનીયનોની સ્થાપના-કરવામાં આવી છે. સંયુક્ત પ્રાંતો અને બીહારમાં દેખરેખ રાખ-નારી યુનીયનો અખતરા તરીકે દાખલ કરવામાં આવી છે. અને મુંબાઇમાં અને મધ્યપ્રાંતોમાં સહકારની ઇમારતના મુખ્ય અંગ તરીકે યુનીયનોનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

આ યુનીયનો પોતે નાણાં પુરાં પાડનારી સંસ્થાઓ નથી પણ સહકારી મંડળીઓને નાણાં પૂરાં પાડવા સંબંધી ઘણી કિંમતી મદદ કરે છે. તેમના બંધારણ અને કામકાજનું વર્ણન કર્યું. હવે જેઓ ફક્ત નાણાં પૂરાં પાડવાનુંજ કામ કરે છે તેવી મધ્યસ્થ બેન્કોનું વર્ણન કરીશું. બંધારણ અનુસાર મધ્યસ્થ બેન્કોના ત્રણ વિભાગ પાડી શકાય. જે બેન્કોના સભાસદો ફક્ત વ્યક્તિઓ જ હોય તેવી મધ્યસ્થ બેન્કો, જે બેન્કોના સભાસદો ફક્ત પ્રાથમિક મંડળીઓ હોય તેવી મધ્યસ્થ બેન્કો અને જે બેન્કોના સભાસદોમાં વ્યક્તિઓ અને પ્રાથમિક મંડળીઓ બન્ને મિશ્ર હોય તેવી મધ્યસ્થ બેન્કો બરાબર વર્ગ પાડવામાં આવે તો જૂદા જૂદા પ્રાંતોમાં મધ્યસ્થ મંડળીઓની સંખ્યા નીચે પ્રમાણે છે. જૂદા જૂદા પ્રાંતોનાં યુનીયનો અને પ્રાંતિક બેન્કોની સંખ્યા કેટલી છે તે પણ આંકડાઓ ઉપરથી સ્પષ્ટ જણાશે–

## મધ્યસ્થ મંડળીઓનું વર્ગીકરણ.

| પ્રાંત. | પ્રાંતિક બેન્કો. | વ્યક્તિ-સભાસદ વાળી બેન્કો. | મંડળી-સભાસદ વાળી બેન્કો. | મિશ્ર સભાસદ વાળી બેન્કો. | બાંહેધરી આપનાર યુનીયનો. | પ્રાંતિક યુનીયનો. | કુલ. |
|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ ... ... | ૧ | ૧ | ૧ | ૧૧ | ૫૬ | ૧ | ૭૧ |
| મુંબાઇ. ... ... | ૧ | ૦ | ૧ | ૬ | ૨૨ | ૦ | ૩૦ |
| બંગાલ. ... ... | ૦ | ૧ | ૫ | ૪૧ | ૧૩ | ૦ | ૬૦ |
| બીહાર ઓરીસા. ... | ૧ | ૦ | ૨ | ૧૯ | ૫ | ૦ | ૨૭ |
| સંયુક્ત પ્રાંતો. ... | ૦ | ૦ | ૭ | ૫૧ | ૧ | ૦ | ૫૯ |
| પંજાબ ... ... | ૦ | ૧ | ૮ | ૨૨ | ૦ | ૦ | ૪૧ |
| બર્મા ... ... | ૧ | ૦ | ૦ | ૩ | ૨૦૭ | ૦ | ૨૧૧ |
| મધ્ય પ્રાંતો. ... | ૧ | ૦ | ૦ | ૩૧ | ૧૮૬ | ૦ | ૨૧૯ |
| આસામ ... ... | ૦ | ૩ | ૦ | ૬ | ૩ | ૦ | ૧૨ |
| અજમેર ... ... | ૦ | ૦ | ૦ | ૫ | ૦ | ૦ | ૫ |
| મ્હૈસૂર. ... ... | ૧ | ૦ | ૦ | ૧૭ | ૦ | ૦ | ૧૮ |
| વડોદરા. ... ... | ૦ | ૦ | ૧ | ૩ | ૦ | ૦ | ૪ |
| કુલ. ... | ૬ | ૬ | ૩૫ | ૨૧૫ | ૪૯૩ | ૨ | ૭૫૭ |

મધ્યસ્થ બેન્કોના સભાસદોની સંખ્યા, કામકાજનું ભંડોળ અને તેમના કામકાજની બીજી વિગતો નીચેના પત્રક ઉપરથી જણાશે—

## મધ્યસ્થ બેન્કો.

| પ્રાંત. | મધ્યસ્થ બેંકો | સભાસદો. | | કુલ કામકાજનું ભંડોળ રૂ. | અનામત ભંડોળ રૂ. | કારોબારનો ખર્ચ રૂ. | ચોખો નફો રૂ. | વ્યાજનો સામાન્ય દર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વ્યક્તિ. | મંડળી. | | | | | ઉછીનાં લેવાતાં નાણાંપર ટકા. | ધીરવામાં આવતાં નાણાંપર ટકા. |
| મદ્રાસ ... | ૧૩ | ૮૫૨ | ૧,૦૯૪ | ૫૦,૮૯,૯૦૮ | ૫૧,૭૭૯ | ૧૭,૨૬૭ | ૬૮,૯૯૧ | ૫½–૭ | ૭½ |
| મુંબાઈ ... | ૭ | ૧,૨૫૪ | ૨૪૦ | ૪,૩૨૨૫૧ | ૯,૫૮૭ | ૪,૨૧૧ | ૧૧,૪૧૫ | ૨–૬ | ૬¾–૯¾ |
| બંગાલ ... | ૪૭ | ૪,૦૯૮ | ૨,૫૭૨ | ૫૮,૮૯,૯૫૮ | ૧,૪૬,૦૦૮ | ૭૦૮૪૪ | ૧,૨૦,૭૧૫ | ૬–૭½ | ૯⅜–૧૨½ |
| બીહાર ઓરીસા | ૨૧ | ૧,૦૮૫ | ૧,૨૩૧ | ૧૮,૪૧,૪૬૦ | ૫૮,૪૭૪ | ૪૧,૦૩૭ | ૫૭,૧૨૧ | ૭–૮ | ૧૨½ |
| સંયુક્ત પ્રાંતો. | ૫૮ | ૪,૯૩૨ | ૩,૦૫૮ | ૬૪,૧૩,૪૦૮ | ૫,૫૦,૯૫૬ | ૧,૩૩,૫૯૭ | ૭૭,૮૬૨ | ૬–૧૦ | ૧૨ |
| પંજાબ ... | ૪૧ | ૧,૯૪૧ | ૨,૫૩૨ | ૫૪,૪૨,૩૪૬ | ૨,૧૦,૪૨૧ | ૨૩,૯૮૧ | ૧,૫૩,૪૩૬ | ૫–૮ | ૮ |
| બર્મા ... | ૩ | ૨૯૩ | ૪૪૯ | ૧૦,૮૭,૭૩૨ | ૧૭,૩૦૫ | ૬,૯૦૧ | ૨૩,૭૨૮ | ૭½ | ૧૦ |
| મધ્ય પ્રાંતો. | ૩૧ | ૩૯,૭૧૧ | ૩,૨૩૮ | ૫૦,૫૧૬૨૨ | ૭૮,૨૧૧ | ૪૫,૬૧૪ | ૧,૦૪,૯૨૬ | ૬–૭ | ૯ |
| આસામ .. | ૯ | ૭૯૮ | ૯૮ | ૩,૭૬,૮૬૬ | ૧૬,૬૦૬ | ૨,૭૭૯ | ૧૪,૨૬૨ | ૬¼ | ૯ |
| અજમેર ... | ૫ | ૭૩૧ | ૩૩૭ | ૧૦,૩૬,૫૪૪ | ૨૯,૦૧૦ | ૬,૧૧૮ | ૩૨૩૩૫ | ૬–૮ | ૧૦ |
| મ્હૈસૂર ... | ૧૭ | ૬૨૧ | ૩૦૪ | ૧૦,૧૦,૪૯૨ | ૨૦,૨૬૭ | ૨,૮૫૦ | ૨૪,૬૦૧ | ૬–૭ | ૭½ |
| વડોદરા. ... | ૪ | ૧૩૧ | ૧૯૭ | ૨,૮૫,૦૫૦ | ૩,૬૨૪ | ૨,૬૭૦ | ૩,૭૧૯ | ૪–૬ | ૬¾–૯ |
| કુલ ... | ૨૫૬ | ૫૬,૪૪૯ | ૧૫,૩૫૦ | ૩,૩૯,૫૭,૬૨૯ | ૧૧,૯૨,૨૫૭ | ૩,૫૮,૮૭૮ | ૬,૯૮,૧૧૧ | | |

પહેલા વર્ગની મધ્યસ્થ બેન્કોની ગણનામાં, જે મધ્યસ્થ બેન્કોમાં પ્રાથમિક મંડળીઓને શેરોથી ઉભી કરવામાં આવતા ભંડોળનો કોઇ પણ ચોકસ ભાગ તેઓને સારૂ અનામત રાખ્યા સિવાય તથા વ્યવસ્થાપક કમિટીના સભાસદોની સંખ્યામાં તેવી મંડળીઓનું ખાસ પ્રતિનિધિત્વ મુકરર કર્યા સિવાય, સામાન્ય વ્યક્તિઓની માફકજ શેર ખરીદનાર ભાગીદાર તરીકે દાખલ કરવામાં આવે છે તેવી મધ્યસ્થ બેન્કોમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ જાતની બેન્કમાં અને બીન સહકારી સંયુક્ત ભંડોળવાળી સાધારણ બેન્કમાં બહુ ફેરફાર નથી. પરંતુ આવી બેન્ક જયાં સુધી પ્રાથમિક મંડળીઓને નાણાં ધીરવાના યોગ્ય ઉદ્દેશને વળગી રહે ત્યાં સુધી રજીસ્ટર કરવામાં આવેલી સહકારી મંડળીઓના હક ભોગવે છે. જો આવી બેન્ક બહારનો ધીરધારનો ધંધો કરવા અને વ્યક્તિવાર સભાસદોને નાણાં ધીરવા માંગે તો તેવી બેન્કને રજીસ્ટ્રાર મંજુરી ના આપે. બીજી જાતની સહકારી સંસ્થાઓના કરતાં આવી બેન્કમાં નફાની વહેંચણી ઉપર અંકુશ રાખવાની ખાસ જરૂર છે. કારણ કે આવી બેન્કોમાં કર્જ લેનારી મંડળીઓ નફાખાઉ ભાગીદારોની વૃત્તિને આધીન થઇ જાય અને સહકારી મંડળીઓને નાણાં ધીરવાના બહાના હેઠળ નફો ખાવાની વૃત્તિને ઉત્તેજન મળે એવો સંભવ રહે છે. તો પણ આ બીક હજુ સુધી ઘણે ઠેકાણે ખરી પડી નથી. છતાં પાયામાંથીજ સહકારના તત્વ વિરૂદ્ધનું આવી બેન્કોનું બંધારણ આગળ જતાં ગંભીર સ્વરૂપ પકડે એવી વારંવાર ધાસ્તી રહ્યાં કરે છે, તેથી કરીને આ પ્રતિની બેન્કો વધારે ઉઘાડવામાં આવે તે હિતાવહ નથી. બીજા વર્ગની યાને ફક્ત સહકારી મંડળીઓના સભાસદપણાવાળી મધ્યસ્થ બેન્કો મંડળીઓને નાણાં ધીરવાની તથા તેમના ઉપર દેખરેખ રાખવાની બાબતમાં સિદ્ધાંત તરીકે જોતાં ઉત્તમોત્તમ પ્રતિની ગણાય. કારણ કે બીજી જાતની બેન્કોમાં માલૂમ પડતું મંડળીઓ અને બીજા વ્યક્તિવાર સભાસદો વચ્ચેનું વાસ્તવિક અથવા કલ્પિત વિરોધીપણું આવી બેન્કોમાં હોઈ શકતું

નથી અને પ્રાથમિક મંડળીઓના અગ્રેસરોમાંથી કાર્યવાહકો મળી શકતા હોવાથી કામકાજનો વધુ ખર્ચ ભોગવવો પડતો નથી. મુખ્ય મુશીબત એ આવે છે કે આવી સંસ્થાઓનું કામકાજ વ્યવસ્થિતપણે ચલાવી શકે એવી બાહોશીવાળા કાર્યવાહકો મંડળીઓના પ્રતિનિધિઓમાંથી મળવા મુશ્કેલ છે. આ પ્રતિની બેન્કોમાં બીજી ખામી એ આવે છે કે આ બેન્કો મધ્યમ વર્ગના લોકોને પોતાના તરફ આકર્ષતી નથી અને ગામોના તથા શહેરોના બુદ્ધિશાળી લોકો વ્યવસ્થામાં ભાગ લેતા થઇ શકતા નથી. સહકારમાં લોકોને પુરેપુરી રીતે કેળવવા સારૂ અને સ્થાનિક થાપણો બેન્કમાં મૂકાય તેટલી શાખ બેન્કને અપાવવા સારૂ આ વર્ગને બેન્કોની તરફેણમાં આકર્ષવાની ખાસ જરૂર છે. આ દેખીતી ખામીઓ હોવા છતાં પંજાબમાં આ પ્રતિની થોડી બેન્કો કાઢવામાં આવી છે. સંયુક્ત પ્રાંતો, બંગાલ, બીહાર અને મુંબાઇમાં પણ આ પ્રતિની બેન્કો હયાતીમાં છે. વ્યક્તિવાર સહકારકોને અથવા મોટી બીન ખેડુતોની મંડળીઓને ડીરેટકરો તરીકે દાખલ કરીને ધીમે ધીમે પ્રતિષ્ઠા અને કારોબાર સારી રીતે સ્થાપી શકે તેવા માણસોની સેવા મેળવી શકાય. લોકોની વૃત્તિને વધુ અનુકૂળ આવતી બેન્કો તો ત્રીજા પ્રકારની છે, જેમાં વ્યક્તિઓ તથા મંડળીઓ બન્ને સભાસદો હોય છે. અમુક પ્રમાણના શેરો મંડળીઓને ખાસ આપવામાં આવે છે. અને ઉપરાંતમાં ડીરેક્ટરોના બોર્ડમાં મંડળીઓના પ્રતિનિધિઓની બહુમતી રાખીને તથા નફાની વહેંચણી ઉપર અંકુશ રાખીને મંડળીઓના હિતને જાળવવાની પેરવી કરવામાં આવે છે. વ્યકિતવાર ભાગીદારોની સંખ્યામાં ઘટાડો કરીને તથા નવા શેરો કાઢવામાં આવે તો તે શેરો ફક્ત મંડળીઓને જ આપીને આ બેઠકો વધુ ને વધુ સહકારી બને તેવી વ્યવસ્થા કરવામાં આવે છે.

લગભગ બધા પ્રાંતોમાં પ્રત્યેક મધ્યસ્થ બેન્કનો અમુક કાર્યપ્રદેશ મુકરર કરવામાં આવે છે. આ કાર્યપ્રદેશ એક આખા પ્રાંતથી માંડીને તહેસીલ અથવા તાલુકા સુધીનો હોય છે. સાધારણ રીતે એક

પ્રાંતના પેટા ભાગને અથવા જીલ્લાને અંગ તરીકે ગણવામાં આવે છે. બહુ ન્હાનો કાર્યપ્રદેશ રાખવો સલાહકારક નથી. કારણ કે ઓડીટ તથા દેખરેખનો ખર્ચ બેંકને આપવો પડે તો કારોબારના ખર્ચ વધી જાય અને મોટા પ્રમાણમાં વહેવાર ચાલતો હોય તોજ બેંક આ ખર્ચ વેઠી શકે તેથી ઉલટું જો કાર્યપ્રદેશ અત્યંત વિશાળ રાખવામાં આવે તો દેખરેખ રાખવાની મુશ્કેલીઓ તથા ખર્ચ વધી જાય તેથી ઘણુંખરૂં કાર્યપ્રદેશ એક જીલ્લા યા ડીસ્ટ્રીક્ટ જેટલો હોવો જોઇએ. પરંતુ જ્યાં સહકારની ખીલવણી સારી રીતે થઇ હોય ત્યાં ફક્ત તાલુકા જેવડો જ કાર્યપ્રદેશ રાખવામાં આવે તો કાંઇ વાંધા જેવું નથી.

મધ્ય પ્રાંતોમાં અને વરાડમાં, સંયુક્ત પ્રાંતોમાં, બંગાલમાં, બીહારમાં તથા ઓરીસામાં પ્રાથમિક સહકારી મંડળીઓને આખા જીલ્લામાં અથવા જીલ્લાના વિભાગમાં કામકાજ કરવા સારૂ સ્થાપવામાં આવેલી મધ્યસ્થ બેન્કોના તરફ નાણાં ધીરવાની વ્યવસ્થા કરવામાં આવે છે. બંગાલની થોડી બેન્કોને અપવાદરૂપ ગણીએ તો બાકીની બીજી બધી બેન્કો ઉપર જણાવવામાં આવેલા બીજા તથા ત્રીજા વર્ગની હોય છે અને તેમાં બીજા વર્ગની બેન્કોની સંખ્યા ઓછી હોય છે. પંજાબમાં પહેલા વર્ગની સંખ્યાબંધ બેન્કો છે. થોડી બીજા વર્ગની છે અને બાકીની ત્રીજા વર્ગની છે. અજમેર અને આસામમાં નાણાં પુરા પાડવાનું કામ જૂદી જૂદી જાતની અને તેમાં મુખ્યત્વે કરીને ત્રીજા પ્રકારની બેન્કોની મારફત કરવામાં આવે છે અને આ બેન્કો ડીસ્ટ્રીકટમાં અથવા ડીસ્ટ્રીકટના પેટા વિભાગમાં પોતાનો વ્યવહાર ચલાવે છે. મદ્રાસમાં પણ પહેલાં તથા ત્રીજા વર્ગની બેન્કો છે, પરંતુ મદ્રાસમાં અને ઉત્તર હિંદુસ્તાનના પ્રદેશની બેન્કોમાં ફેરક એટલો છે કે મદ્રાસની ઘણી પ્રાથમિક મંડળીઓ જે ડીસ્ટ્રીકટમાં મધ્યસ્થ બેન્કો ન હોય ત્યાં સીધી રીતે મદ્રાસ શહેરની મધ્યસ્થ બેન્કમાંથી નાણાંની સવલત મેળવી શકે છે. મદ્રાસ શહેરની મધ્યસ્થ બેન્કોને થોડા વખતથી પ્રાંતિક બેન્કના રૂપમાં ફેરવવામાં આવી છે. બર્મામાં થોડા થોડા

કાર્યપ્રદેશવાળી ત્રણ મધ્યસ્થ બેન્કો છે, પરંતુ આ બધી બેન્કોની નાણાં વિષયક વ્યવસ્થા કરનાર અને પ્રાંતની ઘણીખરી મંડળીઓને નાણાં પુરા પાડનાર મંડળી તો માંડલેની મધ્યસ્થ બેન્ક જ છે, જે બેન્ક પ્રાંતિક બેન્કનું ઘણુંખરૂં કામકાજ ચલાવે છે. મુંબાઇમાં પણ થોડા ઘણા ફેરફાર સાથે આજ સ્થિતિ છે. માંડલેની મધ્યસ્થ બેન્કના જેવીજ મુંબાઈની મધ્યસ્થ બેન્ક છે, પરંતુ યુનીયનોની સ્થાપના મોટે પાયે થયેલી ન હોવાને લીધે કરજે આપવામાં આવતાં સઘળાં નાણાં ત્યાંની માફક મુંબાઇમાં યુનીયનોની મારફત આપવામાં આવતા નથી. આ બેન્ક પ્રાથમિક મંડળીઓ ઉપર અંકુશ રાખતી નથી અને ઇલાકાની સ્થાનિક મધ્યસ્થ બેન્કોને રીતસર નાણાં ધીરવાનું કામ પણ થોડા વખતથીજ હાથમાં લેવામાં આવ્યું છે.

આ બેન્કોના કારોબારની વ્યવસ્થા ડીરેકટરોનાં બોર્ડ (મંડળ) મારફત કરવામાં આવે છે. ડીરેકટરોની મીટીંગો અવારનવાર બોલાવવામાં આવે છે અને મંડળીઓની શાખ આંકવાની અને કાર્યપ્રણાલી મુકરર કરવાની વિગેરે અગત્યની મીટીંગોમાં સામાન્ય રીતે મંડળીઓના પ્રતિનિધિ ડીરેકટરો હાજર રહે છે. આ બેન્કોના ડીરેકટરોનાં બહુ બાહોશીભર્યું બેન્કોના વિગતવાર કારોબારનું જ્ઞાન જોઈતું નથી. ખાસ કરીને સ્થાનિક પારસ્થિતિનું તથા સહકારનાં તત્વો અને કારોબારનું જ્ઞાન હોય તો બસ છે. કેટલાંક પ્રાંતોનાં ખાસ કામની સુપરતવાળા સ્થાનિક ડીરેક્ટરોને નીમવામાં આવે છે. તે ડીરેકટરો તેમને સોંપવામાં આવેલા પ્રદેશમાં મંડળીઓની વ્યવસ્થા કરવામાં મદદ કરે છે તેવી મંડળીઓ ઉપર દેખરેખ રાખે છે, બેન્કો પાસેથી કરજ માંગણીની અરજીઓ બાબતે તપાસ ચલાવે છે અને ડીરેકટરોના બોર્ડને વખતો વખત રીપોર્ટ કરે છે. ડીરેકટરોનું કામ ઘણુંખરૂં કાંઇ દરમાયો આપ્યા વગર કરવામાં આવે છે. ડીરેકટરો સાધારણ રીતે પોતાના પ્રમુખને પગારદાર મેનેજર અથવા સેક્રેટરીની સલાહ સાથે બધું કામકાજ કરવાની સત્તા સોંપી દે છે અથવા પોતાનામાંથી એકને બીન પગારદાર

સેક્રેટરી તરીકે કામ કરવા સારૂ નીમે છે. જ્યાં પગારદાર નોકરો રાખવામાં આવતા નથી ત્યાં આગળ સેક્રેટરીને નફા ઉપર અમુક પ્રમાણમાં સુખડી (બોનસ) આપવામાં આવે છે. પરંતુ ઘણુંખરૂં ઓફીસના તથા તપાસણીના કામ સારૂ પગારદાર નોકરો નીમવા પડે છે.

મધ્યસ્થ બેન્કોના કામકાજના ભંડોળના મુખ્ય સાધનોમાં શેરો, થાપણો, કરજો, અને અનામત ભંડોળ હોય છે. નીચેનાં આંકડાઓ ઉપરથી કામકાજનું ભંડોળ આ ચારે બાબતોનું કેટકેટલું બનેલું છે તે માલૂમ પડશે.

| | |
|---|---|
| શેરો | ૫૫,૧૯,૭૨૧ |
| વ્યક્તિઓની થાપણો તથા બીન સહકારી બેન્કો પાસેથી કરજે કાઢેલાં નાણાં | ૨,૧૫,૮૯,૫૫૭ |
| મંડળીઓની થાપણો | ૧૪,૩૪,૮૦૮ |
| સહકારી બેન્કોની થાપણો તથા કરજે કાઢેલાં નાણાં | ૪૦,૭૬,૩૫૭ |
| અનામત ભંડોળ | ૧૧,૯૨,૨૪૭ |
| સરકાર પાસેથી કરજે કાઢેલાં નાણાં | ૧,૪૪,૯૨૯ |

મધ્યસ્થ બેન્કોના શેરોની કીંમત રૂ. ૧૦ થી રૂ. ૫૦૦ સુધીની હોય છે અને વ્યક્તિઓએ ખરીદવાના શેરોની ઉપલક કીંમત મંડળીઓના શેરોની કીંમત કરતાં ઓછી હોય છે. વ્યક્તિવાર ભાગીદારોના અને મંડળીઓના શેરોના જૂદા વિભાગ પાડવામાં આવે છે. પહેલી જાતના શેરોને ઘણું ખરૂં પ્રેફરન્સ શેર અને બીજી જાતના શેરોને ઓર્ડીનરી શેર કહેવામાં આવે છે. મિશ્ર સભાસદોવાળી ઘણી બેન્કોનાં વ્યક્તિવાર સભાસદોવાળા શેરોને નફાની વહેંચણી બાબતમાં પહેલ (પ્રેફરન્સ) આપવામાં આવે છે. કેટલીક બેન્કોનાં અમુક દરથી ખાસ એકઠા કરવામાં આવેલા નફાની આ ભાગીદારોની અંદર વહેંચણી કરવામાં આવે છે, અને કેટલીક ગણીગાંઠી બેન્કોનાં બેન્કને વિખેરી નાંખવામાં આવે

તો ઉત્પન્ન થતા ભંડોળ ઉપર આ ભાગીદારોને પહેલો હક આપવામાં આવે છે. ઉપર બતાવવામાં આવેલી પહેલ (પ્રેફરન્સ) ની ત્રણ રીતોમાંની બીજી તથા ત્રીજીમાંથી બીજીનો ઉપયોગ ન કરવામાં આવે તો સારૂં. ઘણા પ્રાંતોમાં શેરોની પૂરેપૂરી કીંમતનાં નાણાં ઉઘરાવવામાં આવતાં નથી, પરંતુ સભાસદોની અમુક જવાબદારી અનામત રાખવામાં આવે છે. વ્યક્તિવાર ભાગીદારોના તથા મંડળીઓના શેરો સારૂ આ રીત સ્વીકારવા યોગ્ય નથી. ખાસ ચૂંટી કાઢેલા સભાસદો શિવાયના બીજાઓની ઉઘરાવવામાં ન આવેલી થાપણ કાંઇ વધારે જામીનગીરી તરીકે ઉપયોગમાં આવી શકતી નથી, અને આવી રીતે જો મંડળીઓ પાસે ઉઘરાવવાની બાકી થાપણ રહેલી હોય તો તે વસુલ કરવી ઘણી મુશ્કેલ થઇ પડે છે.

જ્યારે મંડળીની જવાબદારી શેરોથી નિયમિત કરવામાં આવેલી હોય છે ત્યારે સભાસદોને પેટા કાયદામાં ઘડયા મુજબ મત આપવાનો અધિકાર હોય છે. જો બેન્કોમાં વધુ કીંમતના શેર ખરીદનાર વ્યક્તિવાર સભાસદોને બેન્કની વ્યવસ્થા મુકરર કરવામાં વધુ અવાજ આપવાનો રીવાજ હોય છે ત્યાં સહકારી મંડળીઓના કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું છે કે શેરોથી નિયમિત કરવામાં આવેલી જવાબદારી વાળી મંડળીઓમાં રજીસ્ટર કરવામાં આવેલી મંડળીનો કોઇપણ સભાસદ વધુમાં વધુ રૂ. ૧૦૦૦ ની કીંમતના અથવા પુરેપુરી શેરોથી ઉભી કરવામાં આવેલા ભંડોળના ૧/૫ ભાગથી વધુ કીંમતના શેરો ખરીદી શકે નહિ. જયાં પુરતું શેરનું ભંડોળ બીજી રીતે એકઠું થઇ શકતું ન હોય ત્યાં આ કાયદાથી મુકરર કરવામાં આવેલી હદ લાગુ પાડવામાં આવતી નથી અને ખાસ હુકમથી રૂ. ૫૦૦૦ અથવા તેથી પણ વધુ હદ મુકરર કરવામાં આવે છે, પરંતુ આ જાતની હદ વધારવામાં આવે છે ત્યારે પ્રત્યેક સભાસદને ફકત એકજ મત આપવાનો અધિકાર આપવામાં આવે છે. અને આ જાતની કાયદાની હદ ઓળંગવાની છૂટ ચોક્કસ તપાસ કર્યા પછી ખાસ સંજોગોમાંજ અપાય છે.

બીજી મંડળી જેની સભાસદ હોય તેવી બેન્કમાં અથવા મંડળીમાં બદલી (પ્રોક્ષી Proxy)થી મત આપવાનો હક બક્ષવામાં આવે છે. મધ્યસ્થ બેન્કોના કારોબારમાં પ્રાથમિક મંડળીઓને પ્રતિનિધિત્વ મળવા સારૂ આ રીતની જરૂર છે. પરંતુ જેમ જેમ સહકારનો પ્રચાર થાય અને મધ્યસ્થ બેન્કના કારોબારમાં મંડળીઓના પ્રતિનિધિઓ રસપુર્વક ભાગ લેતા થાય તેમ તેમ બદલીથી મત આપવાનો અધિકાર રદ કરવો જોઇએ.

ઘણા પ્રાંતોમાં મધ્યસ્થ બેન્કો પાસેથી પ્રાથમિક મંડળીઓ જેટલાં નાણાં કર્જે કાઢે તેટલા પ્રમાણમાં પ્રાથમિક મંડળીઓએ મધ્યસ્થ બેન્કોના શેર ખરીદ કરવા એવી પ્રથા પડી ગઇ છે. આ પ્રથાની તરફેણમાં એમ વાદ કરવામાં આવે છે કે આથી પ્રાથમિક મંડળીઓને મધ્યસ્થ બેન્કો તરફથી મળતો ફાયદો અને તેમની મધ્યસ્થ બેન્કો તરફની જવાબદારી બન્નેનો પરસ્પર સંબંધ રીતસર જાળવી શકાય છે, અને સાધારણ રીતે યૂરોપમાં આ રીતનો અંગીકાર કરવામાં આવ્યો છે. આ તકરારના જવાબમાં કહેવાનું કે યૂરોપની અને હિંદુસ્થાનની મધ્યસ્થ બેન્કોની સ્થિતિમાં ઘણો ફરક છે. યૂરોપની મધ્યસ્થ બેન્કનું મુખ્ય કામ પ્રાથમિક મંડળીઓનાં ફાજલ પડેલાં નાણાંની જયાં જરૂર હોય ત્યાં યોગ્ય સમયે પહોંચાડીને યથાસ્થિત વ્યવસ્થા કરવાનું હોય છે, ત્યારે હિંદુસ્થાનમાં મધ્યસ્થ બેન્કનું મુખ્ય કામ બહારથી નાણાં ખેંચી મંડળીઓને તે નાણાં પુરાં પાડવાનું હોય છે. જયારે જર્મનીમાં પ્રાથમિક મંડળીઓ પોતાના કામકાજના ભંડોળનો ૮ ટકા જેટલો જ જૂજ ભાગ સહકારી સંસ્થાઓ પાસેથી કરજે કાઢે છે ત્યારે હિંદુસ્તાનમાં પ્રાથમિક મંડળીઓના કામકાજના ભંડોળનો લગભગ ૫૦ ટકા ટકા જેટલો ભાગ સહકારી સંસ્થાઓમાં કરજે કાઢેલાં નાણાંનો બનેલો હોય છે. તેથી યૂરોપના વહેવાર ઉપરથી ઘડાયેલા રીતરીવાજ અહિંની મધ્યસ્થ બેન્કો સારૂ ચાલી શકે તેમ નથી. આ રીત સ્વીકારવામાં આવે તો શેરના પૈસા ભરવા સારૂ મંડળીઓને પોતાના જરૂરી કરજ કરતાં વધુ નાણાં મધ્યસ્થ બેન્કોમાંથી કરજે કાઢવાની જરૂર પડે.

ઉપર આંકડામાં જણાવ્યા પ્રમાણે મધ્યસ્થ બેન્કોનું કામકાજનું ભંડોળ ઘણુંખરૂં થાપણોથી જ રચાયેલું છે તેથી કરીને ખાસ કરીને મધ્યસ્થ બેન્કોમાં થાપણોની મુદતો મુકરર કરવામાં, થાપણથી એકઠા કરવામાં આવેલા ભંડોળનો ઉપયોગ કરવામાં, અને થાપણોની મુદત પાકતી જાય અને થાપણદારો પોતાની થાપણો પાછી લેવા માગતા હોય તેને પુગી વળવા સારૂ નાણાંની જોગવાઇ કરવામાં ખાસ ધ્યાન આપવું જરૂરી છે. પ્રાથમિક મંડળીઓ તરફથી મધ્યસ્થ બેન્કોમાં મૂકવામાં આવતી થાપણો ઘણી જ જૂજ હોય છે, પરંતુ જેમ જેમ સહકારનો વિસ્તાર થતો જશે, બીન ખેડૂતોનું સહકાર વધશે અને ખેડૂતોની મંડળીઓ પોતાના પગ ઉપર ઉભી રહી શકશે તેમ તેમ એવી થાપણો ધીરે ધીરે વધતી જશે. ઘણી મધ્યસ્થ બેન્કો સભાસદોનાં તથા બીન સભાસદોનાં, મંડળીઓનાં તથા વ્યક્તિઓનાં ચાલુ ખાતાં ઉઘાડે છે. દેશના ઘણા ભાગોમાં બીન સહકારી સંયુક્ત ભંડોળવાળી બેન્કોની સગવડ ન હોવાને લીધે, મધ્યસ્થ બેન્કોના સ્થાનિક ઘરાકો તેમને ચાલુ ખાતા ઉઘાડવાની ભલામણ કરે છે. ૨ થી ૩ ટકા વ્યાજના દરે ચાલુ ખાતાં ઉઘાડવામાં આવે છે. ઘણીખરી સારી વ્યવસ્થાવાળી મધ્યસ્થ બેન્કોમાં થાપણોને પુગી વળવા સારૂ તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓની જોગવાઇ કરવામાં આવે છે, પરંતુ ન્હાની બેન્કોમાં આ બાબતમાં પુરતી કાળજી લેવામાં આવતી નથી. સહકારી કમિટીએ ભલામણ કરી છે કે ચાલુ થાપણો જોગી બધી રકમ તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં રોકી રાખવી જોઇએ, પરંતુ આ કાંઇ બધે ઠેકાણે બની શકે નહિ. ચાલુ થાપણોનો ૪૦ થી ૫૦ અથવા વધુમાં વધુ ૭૫ ટકા જેટલો ભાગ આવી રીતે રોકી શકાય. બચતની થાપણો પણ કેટલીક બેન્કોમાં ૩ થી ૫ ટકા વ્યાજના દરે સ્વીકારવામાં આવે છે. કરકસરની કેળવણી તરીકે આવી બચતની થાપણોની ઘણી અગત્ય છે, અને ખાસ કરીને જે શહેરોમાં બચતનાં ( સેવીંગ્ઝ ) ખાતાં વાળી બીન સહકારી બેન્કો હયાતીમાં હોતી નથી તેવે ઠેકાણે સહકારી બેન્કોનાં બચતની થાપણો

લેવાની ખાસ જોગવાઇ કરવી જોઇએ. એવી સૂચના કરવામાં આવી છે કે મધ્યસ્થ બેન્ક સ્વીકારેલી ખચતની થાપણોનો ૭૫ ટકા જેટલો ભાગ તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં રોકવો જોઇએ. આ ધોરણ સ્વીકારી શકાય તેમ નથી. અનુભવ ઉપરથી એમ માલૂમ પડયું છે કે થાપણના ૧/૩ ભાગથી વધુ રકમનું આ રીતે રોકાણ કરવાની જરૂર નથી.

થાપણ ઉપરના વ્યાજના દર એક વર્ષની બાંધી મુદતની થાપણો સારૂ ૫ થી ૭ ટકા સુધીના હોય છે અને એક વર્ષથી લાંબી મુદતની થાપણો સારૂ તેથી કાંઇ વધારે રાખવામાં આવે છે. એવી સૂચના કરવામાં આવી છે કે આ દર પ્રાથમિક મંડળીઓના સભાસદોને જે વ્યાજે નાણાં ધીરવામાં આવે છે તેના કરતાં ૭ ટકા ઓછા હોવા જોઇએ. આ ગાળો મોટો છે અને સહકારી કમિટીએ સૂચવેલા તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં રોકવાનાં નાણાંના ધોરણ ઉપર આ સૂચના કરવામાં આવેલી છે પરંતુ આ ધોરણ બર્મા શિવાય કોઇ પણ બીજા પ્રાંતમાં સ્વીકારી શકાય તેવું નથી. આ ગાળો એકાદ ટકો ઓછો રાખવો જોઇએ અને મધ્યસ્થ બેન્કોના મેનેજરોએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે આ ગણત્રી ઉપર વધુમાં વધુ વ્યાજના દરથી થાપણો લેવી જોઇએ.

હિંદુસ્થાનની સહકારી બેન્કોમાં એક બાબત ઉપર પૂરતું લક્ષ આપવામાં આવતું નથી અને તે એ છે કે કોઇપણ સારા ધોરણપર કામ કરતી બેન્કે પોતે જે મુદત સારૂ થાપણ મેળવી હોય, તેથી વધુ મુદત સારૂ એ થાપણને કર્જ તરીકે ધીરવી જોઇએ નહિં. પ્રાથમિક મંડળીઓને ધીરવામાં આવતાં નાણાંનો મોટો ભાગ થોડી મુદતે પાછો આવી શકે તેવો હોય છે. પરંતુ એક સારૂં અને એક નબળું અને બે ઠીકઠીક એમ ખેતીનાં વર્ષો વારંવાર આવતાં હોવાને લીધે ઘણા પ્રાંતોમાં ત્રણ ચાર વર્ષની મુદત સારૂ નાણાં ધીરવાં પડે છે. થાપણોનો બહુજ થોડો ભાગ લાંબી મુદતોનો હોય છે, કારણ કે લાંબી મુદતની થાપણો

તો ફક્ત વેપારનાં મથકો શિવાયની બીજી જગોએજ મળી શકે. સાધારણ રીતે વધુ વ્યાજના દરની લાલચો ખતાવી થાપણો ખેંચવી જોઇએ. પરંતુ જયાં લાંબી મુદતની થાપણો મૂકવાને લોકો ખંચકાય અથવા તેને સારૂ હદ બહાર વ્યાજ આપવું પડે ત્યાં લાંબી મુદતનું ભંડોળ એકઠું કરવું ઘણું મુશ્કેલ થઇ પડે. આવા સંજોગોમાં ઉઘાડી રીતે–જો કે આ વાત સહકારી બેન્કોના વ્યવસ્થાપકો ઘણી વખત ભૂલી જાય છે–લાંબી મુદતનો ધંધો બેન્કની પોતાની માલીકીનું ભંડોળ તથા પોતે આકર્ષી શકે તેટલી લાંબી મુદતની થાપણો તેની અંદરજ ચલાવવો જોઇએ. બીજી ચાવી એ છે કે અમુક વર્ષમાં મંડળીઓને ધીરવામાં આવેલાં નાણાંની પાકતી રકમ તેજ વર્ષમાં પાકતી થાપણોની રકમ કરતાં વધુ હોય તેવી રીતે મંડળીઓને આપવામાં આવતાં કર્જની ગોઠવણ કરવી જોઇએ.

ઉપરાંતમાં, બીજી સુવ્યવસ્થિત બીનસહકારી બેન્કોની માફક સહકારી બેન્કોએ તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં પૂરતાં નાણાં રોકી રાખવાનું ચૂકવું ન જોઇએ. આ નાણાં જયારે બેન્કોની શાખને સંકોચ પડે, થાપણવાળાઓ પોતાની થાપણો પાછી ખેંચી જાય અને નવી થાપણો આવી ન મળે ત્યારે નાણાંની ખેંચને પુગી વળવા સારૂ કામ આવે છે અને તેમને રોકડ રૂપે અથવા તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં રોકી રાખવામાં આવે છે. બીનસહકારી બેન્કોના કરતાં સહકારી બેન્કોને આ રીતની નાણાંની જોગવાઇ કરવાની ખાસ જરૂર છે. કારણ કે મંડળીઓને લાંબી મુદતનાં નાણાં ધીરવામાં આવે છે. અને સાધારણ બેન્કોને લાગુ ન પડે તેવાં અસંખ્ય કારણને લીધે હપતા વસુલ આવી શકતા નથી. પાકને કાંઈ પણ નુકશાન થાય, પ્લેગ અથવા કૉલેરા ફાટી નીકળે, ભાવ ગબડી જાય, અથવા એવીજ કોઇ હોનારત થાય કે તુરત સહકારમાં નાણાંની ખેંચ પડવા લાગે. ઉપરાંત, જયારે બીનસહકારી બેન્કોને તેમનાં કાગળીયાં અને હુંડી ( પ્રોમીસરી લોનો ) ઉપર બજારમાં નાણાં મળી શકે છે ત્યારે સહકારી બેન્કોનાં

કાગળીયાં બજારમાં વટાવી શકાતાં નથી. તેથી કરીને કાગળીયાં બાંધી રાખેલી મૂડી જેવાંજ હોય છે અને મધ્યસ્થ બેન્કોને રોકડ અથવા તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓને પુષ્કળ રોકી રાખવાની જરૂર પડે છે. આ અગવડ થોડે દરજ્જે પ્રાંતિક બેન્કોની સ્થાપનાથી દૂર થઇ શકે, પરંતુ પ્રાંતિક બેન્કો પોતેજ પોતાનાં કાગળીયાંને અમુક હદ બહાર બજારમાં વટાવી શકતી ન હોવાથી મધ્યસ્થ બેન્કો પ્રાંતિક બેન્કો પાસેથી જેમ મદદ માંગી શકે તેની ચોક્કસ હદ બંધાઇ જાય છે.

સહકારી કમિટીએ ભલામણ કરેલી છે કે ચાલુ ખાતાં અને બચતનાં ખાતાંની થાપણોને પુગી વળવાની જરૂરીયાતો ઉપરાંત બાર મહિનાની મુદતમાં કાંઇ પણ નવી થાપણો ન મૂકવામાં આવે તથા કર્જે ધીરેલાં નાણાંના કોઇ પણ હપત વસુલ ન આવે, તેવી ગણત્રી કરી બાર મહિનામાં પાકતાં પોતાની તથ જોડાયેલી મંડળીઓની થાપણનાં નાણાંના અર્ધા ભાગની રકમને પુગી વળે તેટલી રકમ, તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં મધ્યસ્થ બેન્કોએ રોકી રાખવી જોઈએ. એવી સૂચના કરવામાં આવી છે કે જયાં પ્રાંતિક બેન્ક હયાતીમાં હોય ત્યાં આ તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં નાણાં રોકવાનું પ્રાંતિક બેન્કોમાં એકત્રિત કરવું જોઇએ. આ રીતે જોખમ મોટા પ્રદેશમાં અને ઘણી સંસ્થાઓમાં વહેંચાઇ જાય અને બધી દિશાઓમાંથી એકી વખતે નાણાંની એકસરખી માંગણી આવવાનો સંભવ તદ્દન ઓછો થઇ જાય. આવી રીતે તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં રોકવાનાં બધાં નાણાં પ્રાંતિક બેન્કોમાં એકત્ર કરવામાં આવે તો એવાં રોકી રાખવાનાં નાણાંની રકમ પણ ઓછી કરી શકાય, અને સહકારી કમિટીએ સૂચના કરી છે કે પ્રાંતિક બેન્કે તુરત વટાવી શકાય તેવી જામીનગીરીઓમાં રોકી રાખવાની રકમ પોતાની મધ્યસ્થ બેન્કોની તથા પ્રાથમિક મંડળીઓની બાર મહિનામાં પાકતી સમગ્ર જવાબદારીની રકમના $\frac{1}{3}$ ભાગ જેટલી હોવી જોઇએ. આ સૂચનાઓને સહકારી તથા બીનસહકારી ખાતાઓ તરફથી ફકત થોડા પ્રાંતો શિવાય વધુ આવકાર

મળ્યો નથી. અને સામાન્ય માન્યતા એવી છે કે કાંઇ પણ આવું જડ બંધારણ બાંધવું સલાહકારક નથી. કારણ કે આ રીતની લાંબા વિચાર વિનાની અને સિદ્ધાન્ત દાખલની સહીસલામતીની ભાવનાને લઇને પૂરેપૂરો આર્થિક લાભ મેળવી શકાતો નથી અને ઘણા પ્રાંતોમાં પરિણામે નાણાં કરજે આપતા વ્યાજના દર વધારવા પડે છે, જેથી કરીને ગરજાઉ ખેડૂતને સહકારની ઘણી જરૂરીયાત લાગતી નથી. બીજું આ રીતમાં સહકારી બેન્કોના મેનેજરોની પોતાની બેન્કોના પ્રદેશમાં સ્થાનિક બજારની રૂખની તથા થાપણો મૂકનારાઓના લાગવગ વિગેરેની પરીક્ષા ઉપર કાંઇ પણ આધાર રાખવામાં આવતો નથી. વળી નવી થાપણો મૂકાવાની અને જુની થાપણો ચાલુ રહેવાની શકયતાનો પણ સ્વીકાર કરવામાં આવતો નથી. બીન સહકારી બેન્કોના મેનેજરો અઠવાડિક તથા માસિક આવકજાવકના અંદાજ ઉપરથી જરૂર પડતી તુરત ઉપયોગમાં લઇ શકાય તેવી રકમની બનતી પેરવી કરીને સારા ધોરણપર પોતાની બેન્કો ચલાવી શકે છે. સહકારી બેન્કોમાં જયાં થાપણ મૂકનારાઓ ઘણા ખરા મધ્યમ વર્ગના ધંધાદારી માણસો હોય છે અને જેઓ ડીરેક્ટરોની પીછાણવાળા હોય છે ત્યાં ડીરેકટરોના સ્થાનિક સંજોગોના જ્ઞાન તથા અંગત લાગવગથી તેમનું કામ વધુ સરળ થાય એમ લાગે છે.

બંગાલ, સંયુકત પ્રાંતો, મુંબાઇ, મદ્રાસ અને પંજાબની કેટલીક મધ્યસ્થ બેન્કોએ બીનસહકારી સંયુકત ભંડોળવાળી બેન્કો અને પ્રેસિડન્સી બેન્કો પાસેથી લાંબી મુદતનાં કર્જ અથવા રોકડ જમા (કેશક્રેડીટ Cash Credit) મેળવી લીધેલાં છે. મદ્રાસ, બર્મા, મધ્ય પ્રાંતો, બીહાર અને મુંબાઇની પ્રાંતિક બેન્કોએ પણ પ્રેસિડન્સી બેન્કો તથા બીનસહકારી બેન્કો પાસેથી નાણાંની મદદ મેળવેલી છે. અપવાદ રૂપે કેટલીક વખતે સહકારી બેન્કોની હુંડીઓની જામીનગીરી ઉપર આવી નાણાંની મદદ કરવામાં આવે છે. આ બેન્કોની હુંડીઓની પાછળ ઘણુંખરૂં કેટલીક બેન્કોમાં બેન્કોના એક અથવા વધુ ડીરેકટરોની બાંહેધરી અથવા નાણાં કરજે કાઢતી પ્રાથમિક મંડળીઓની હુંડીઓની જામીનગીરી

હોય છે. જેમ જેમ સહકારનો વિકાસ થશે તેમ તેમ બીનસહકારી બેન્કો અને પ્રેસિડન્સી બેન્કોમાંથી વધુને વધુ નાણાં લેવાની જરૂર પડશે, અને તુરત ઉપયોગમાં આવે તેવાં નાણાં મેળવવામાં આવી બેન્કોમાં તેમને ખાતે રોકડ-જમા કરવામાં આવેલી રકમોનો ઉપયોગ ઘણીજ ફાયદાકારક રીતે થઇ શકશે.

સહકારની નાણાં પૂરાં પાડવાની પદ્ધતિ વ્યક્તિઓને તથા મંડળીઓને કોઇને પણ જરૂર પડતાં નાણાંની ધીરધાર કરનારી નાગરિક મંડળીઓમાંથી ઉતરી આવેલી હોવાથી હજુ સુધી પણ એક બે પ્રાંતોમાં કેટલીક મધ્યસ્થ બેન્કો વ્યક્તિવાર સભાસદોને નાણાં કરજે આપતી જોવામાં આવે છે. વ્યક્તિઓને નાણાં ધીરવાં અને સહકારી મંડળીઓને જરૂર જોગાં નાણાં પૂરાં પાડવાં એ બે કાર્યો તદ્દન ભિન્ન છે, અને જૂદી જૂદી સંસ્થાઓએ આ કાર્યો હાથ પર ધરવાં જોઇએ. તેથી કરીને ઉપર દેખાડવામાં આવેલી રીત ધીરે ધીરે કાઢી નાંખવી જોઇએ. તોપણ ઉપર જણાવેલા અપવાદ શિવાય બીજી બધી બેન્કો ફક્ત પ્રાથમિક મંડળીઓને જ નાણાં પૂરાં પાડે છે. કેટલાક પ્રાંતોમાં મધ્યસ્થ બેન્કો રજીસ્ટ્રારે મંજુર કરેલી કરજની રકમ પ્રાથમિક મંડળીને ધીરે છે, પરંતુ ઘણી ખરી મધ્યસ્થ બેન્કો પોતાના કાર્યપ્રદેશની અંદરની પ્રાથમિક મંડળીઓની તમામ કરજ માંગણીની અરજીઓનો નિકાલ કરવાની સ્વતંત્ર સત્તા પોતા પાસે રાખે છે. ખેડૂતોની શાખવાળી મંડળીઓના પ્રકરણમાં જણાવ્યા મુજબ જો કે પ્રાથમિક મંડળીઓ પોતે કેટલીક હદ સુધી જોખમદારી વહોરવા માંગે છે તે મુકરર કરે છે તોપણ મધ્યસ્થ બેન્કો એ જયાં આગળ બાંહે ધરી આપનારી યુનીયન હયાતીમાં હોય ત્યાં તેવા યુનીયન મારફત અથવા તો પોતાના રોકેલા માણસો મારફત દરેક મંડળીની વધુમાં વધુ નાણાં ધીરવાની હદ મુકરર કરવી જોઇએ. પ્રાથમિક મંડળીઓને નાણાં ધીરવાની વધુમાં વધુ હદ મુકરર કરવી એ મધ્યસ્થ બેન્કનું મુખ્ય કર્તવ્ય છે. આ હદ પ્રાથમિક મંડળીઓના સભાસદોની નાણાંની સ્થિતિ અથવા તેમની ઉપાર્જન શક્તિ ઉપર જ

ફક્ત બંધાતી નથી, જો કે હદ મુકરર કરતી વખતે આ બાબતોનો પણ ખ્યાલ કરવામાં આવે છે. સહકારી બેન્કોમાં મુખ્ય જામીનગીરી આંગ ઉપરની હોવાને લીધે સહકારી મંડળીએ પોતાના સભાસદોની સહકાર્ય કરવાની શક્તિ કેટલી ખીલવી છે, અને સભાસદોની અંદર પરસ્પર મદદની ભાવના કેટલી ઉત્પન્ન થઇ છે તે બાબત ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ. સહકારી મંડળીઓના કાયદાની રૂએ રજીસ્ટ્રારને એક મંડળીમાંથી બીજી મંડળીને ધીરવામાં આવતાં નાણાં બાબત મંજુરી આપવી પડતી હોવાથી આડકતરી રીતે મધ્યસ્થ બેન્કોની મુકરર કરેલી નાણાં ધીરવાની હદ રજીસ્ટ્રાર પણ મંજુર કરે છે.

સહકાર પ્રવૃત્તિ સામે એક મોટામાં મોટી ફરીયાદ એ છે કે સભાસદોને વખતસર અને મોસમ વેળાએ નાણાં મળી શકતાં નથી. આ ફરીયાદમાં થોડું સત્ય સમાયેલું છે, અને જ્યારે મુંબાઇ, મદ્રાસની થોડી જગ્યાઓ અને બરમ ની માફક પ્રાથમિક મંડળીઓને પ્રાંતિક કેન્દ્ર તરફથી નાણાં પૂરાં પાડવાની વ્યવસ્થા કરવામાં આવે છે ત્યારે આ ફરીયાદ ઘણે અંશે સાંભળવામાં આવે છે. આ ફરીયાદ ટાળવાનો ઉપાય એજ છે કે મંડળીઓએ વર્ષની એક બે મુખ્ય મોસમ વખતે જ્યારે નાણાંની ખાસ જરૂર હોય તેના થોડા વખત અગાઉ કરજ માંગણીની અરજીઓ કરવી જોઇએ. આ રીત સ્વીકારવામાં આવે તોપણ ખાસ તાબડતોબ જરૂરી નાણાં સારૂ સાધારણ રીત મુજબ મંજુરી મેળવવાની ઢીલ થયા શિવાય અમુક હદ સુધી તુરત નાણાં ધીરવામાં આવે તેવી મધ્યસ્થ બેન્કો તરફથી કાંઇપણ વ્યવસ્થા થવી જોઇએ. કેટલાક પ્રાંતોમાં થાય છે તેમ જો અમુક હદ સુધી કરજ મંજુર કરવાની સત્તાવાળા સ્થાનિક ડીરેક્ટરો નીમવામાં આવે તો આ મુશ્કેલી ઘણે અંશે દૂર કરી શકાય. બીજી એક સુચના એ છે કે પ્રાથમિક મંડળીઓને ખાતે અમુક રકમ રોકડ–જમા કરવી અને તે રકમ તેઓ ખાસ અચાનક પ્રસંગે ઉપયોગમાં લઇ શકે. બર્મામાં ઘણું ખરૂં સારી વ્યવસ્થાવાળી મંડળીઓમાં આવી રોકડ–જમાની રીત દાખલ કરવામાં આવી છે.

ઘણા પ્રાંતોમાં કરજ માંગણીની અરજી કરતી વખતે કયા હેતુસર નાણાંની જરૂર છે તે જણાવવાનો રીવાજ છે. આ રીત સારી છે, કારણકે નહિ તો મધ્યસ્થ બેન્ક કરજ વસુલ કરવાના હપતા બાંધી શકે નહિ. કયા તત્વો ઉપર મંડળીઓએ કરજ વસુલ કરવાના હપતા બાંધવા તે આપણે પહેલાં જોઇ ગયા છીએ. મધ્યસ્થ બેન્કોએ પણ સાધારણ રીતે મંડળીઓને ધીરવામાં આવતાં નાણાંની વસુલ બાબત, તે મંડળીઓ પોતાના સભાસદો પાસેથી વસુલ આવતાં નાણાં બારોબાર મધ્યસ્થ બેન્કોમાં ભરી દેશે એવી ધારણા રાખીને, એજ ધોરણસર હપતા બાંધવા જોઇએ.

ખેડૂતોને સાધારણ રીતે બજારમાંથી જે વ્યાજે નાણાં મળી શકતાં હોય તેથી મુદ્દામ ઓછા વ્યાજના દરે મંડળીઓને નાણાં ધીરવાં જોઇએ. ઉપરાંત, વ્યાજના દર એવી રીતે મુકરર કરવા જોઇએ કે મધ્યસ્થ બેન્કને પોતાનો કારોબારનો ખર્ચ, અનામત ભંડોળ, તુરત ઉપયોગમાં લઈ શકાય તેવાં નાણાં અને શેરથી ઉભા કરવામાં આવેલા ભંડોળપર આપવાનું રીતસરનું વ્યાજ એટલાં નાણાં વ્યાજમાંથી મળી શકે. અનુભવથી એમ સિદ્ધ થયું છે કે સારા પાયા ઉપર કામ કરનારી બેન્ક, પોતે જે વ્યાજે નાણાં ઉછીનાં લેતી હોય તે કરતાં ઓછામાં ઓછા બેથી ત્રણ ટકા વધુ વ્યાજ લીધા શિવાય પ્રાથમિક મંડળીઓને નાણાં ધીરી શકે નહિ. પ્રાથમિક ખેડૂતોની મંડળીઓની માફક બધાં કરજો ઉપર એક સરખું વ્યાજ લેવામાં આવે છે, જો કે પ્રથમ પંક્તિવાળી મંડળીઓ પાસેથી સાધારણ દર કરતાં જરા ઓછો વ્યાજનો દર લેવામાં આવે તો કાંઇ વાંધા જેવું નથી. જેમ જેમ મધ્યસ્થ બેન્કોનો કારોબાર વધતો જશે અને લાંબી મુદતની થાપણો સારૂ મોટા વ્યાજના દર આપવા પડશે તેમ તેમ લાંબી મુદત સારૂ ધીરવામાં આવતાં નાણાંપર ભવિષ્યમાં વધુ વ્યાજનો દર લેવો પડશે એમ લાગે છે.

કાયદા પ્રમાણે મધ્યસ્થ બેન્કોએ ફરજીયાત પોતાના નફાનો ચોથો ભાગ અનામત ભંડોળ ખાતે લઈ જવો જોઇએ. સહકારની સલામતી

સારૂ આના કરતાં પણ વધુ પ્રમાણમાં નાણાં અનામત ખાતે લઇ જવામાં આવે તો સારૂ અને તેમ કરવામાં પણ આવે છે. ઘણા પ્રાંતોમાં આ અનામત ભંડોળને જૂદું રોકવું જોઇએ એવી પ્રથા ચાલુ છે. આ પ્રથા પણ ખેડૂતોની શાખવાળી મંડળીઓના પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ગેરસમજૂતીને લીધે ઉત્પન્ન થયેલી છે. કારણ કે જો તુરત ઉપયોગમાં લઇ શકાય તેવાં નાણાંની પૂરતી જોગવાઈ કરવામાં આવેલી હોય તો આ અનામત ભંડોળનો કોઇપણ રીતે ઉપયોગ કરવામાં આવે તેની હરકત નથી.

બીજી જાતની સહકારી મંડળીઓની માફક મિશ્ર સભાસદો રાખી મધ્યસ્થ બેન્કોમાં અને ખાસ કરીને વ્યક્તિવાર સભાસદોવાળી મધ્યસ્થ બેન્કોમાં નાણાં ધીરનાર અને નાણાં ઉછીનાં લેનાર વ્યક્તિઓની એકતા ન હોવાને લીધે નફાની વહેંચણી ઉપર અંકુશ મૂકવો ખાસ આવશ્યક છે. બધા મોટા પ્રાંતોમાં આ જાતનો અંકુશ મૂકાયલો છે. નફાની વહેંચણીનો વધુમાં વધુ દર ધીરવામાં આવતાં નાણાં ઉપરના વધુમાં વધુ વ્યાજના દર જેટલો હોવો જોઇએ, જે લેવામાં આવતી થાપણો ઉપર આપવામાં આવતા સરેરાશ વધુમાં વધુ વ્યાજના દર જેટલો હોવો જોઇએ એ બાબતમાં મતભેદ છે. પરંતુ મધ્યસ્થ બેન્કોમાં થાપણો મૂકનારા માણસો કરતાં તેવી બેન્કોના વ્યક્તિવાર ભાગીદારો વધુ પ્રમાણમાં જોખમ વ્હોરી લેતા હોવાને લીધે બાંધી મુદતની થાપણો ઉપરના વ્યાજના દર કરતાં બેથી ત્રણ ટકા વધુ નફાની વહેંચણીનો દર મુકરર કરવામાં આવે એવી સહકારી કમિટીની સૂચના ખોટી નથી.

મોટી બીન ખેડૂતોની મંડળીઓની માફક મધ્યસ્થ બેન્કો પોતાના નફાનો અમુક ભાગ નફાની વહેંચણીની સમાનતાનાં ભંડોળમાં, અકસ્માત ભંડોળમાં અને મકાન બાંધવાનાં ભંડોળમાં, રોકે છે. મુબાઈમાં હિંદી વજીર બોર્ડની શરતોની રૂએ ત્યાંની પ્રાંતિક બેન્કમાં છ ટકા લેખે નફાની વહેંચણી કરી દીધા પછી બાકી વધેલી રકમ ફરજીયાત ભાગીદારોની અને બેન્કમાંથી જે મંડળીઓને નાણાં ધીરવામાં આવ્યાં હોય

તે મંડળીઓની વચ્ચે સરખે હિસ્સે વહેંચી આપવામાં આવે છે. ભાગીદારોના હિસ્સાની રકમ અનામત ખાતે લઈ જવામાં આવે છે, અને મંડળીઓના હિસ્સાની રકમ કરજે કાઢવામાં આવતાં નાણાં ઉપર ત્રણ ત્રણ વર્ષે વ્યાજની છૂટ દાખલ મંડળીઓને વહેંચી આપવામાં આવે છે, અને આ રીતે કરજનાં નાણાંપર લેવામાં આવતા વ્યાજના દરમાં ઘટાડો થાય છે.

પ્રાથમિક મંડળીઓ કરતાં મધ્યસ્થ બેન્કોને વખતસર સરવૈયાં છપાવવાની અને રીપોર્ટ બહાર પાડવાની વધુ જરૂર છે. આવાં સરવૈયાંઓમાં સાધારણ રીતે આપવામાં આવે છે તેના કરતાં વધુ વિગતો આપવી જોઇએ. પ્રાંતિક સરકારને પૂરા પાડવામાં આવતા વાર્ષિક આંકડાઓ ઉપરાંત, મધ્યસ્થ અને પ્રાંતિક બેન્કોને ત્રણ ત્રણ મહિને વધતી થાપણો અને તેમને પુગીવળવા સારૂ તુરત ઉપયોગમાં લઇ શકાય તેવાં નાણાંની જોગવાઇ વિગેરેની હકીકત ત્રિમાસિક પૂરી પાડવી પડે છે. આ આંકડાઓ તૈયાર કરવા અને આંકડાઓ ઉપર ડીરેક્ટરોની સહી લેવી એ સહકારી બેન્કોની ખાસ મહત્વની બાબત છે છતાં તેનો ઘણી વખત નિરાદર થાય છે.

જો મધ્યસ્થ બેન્કોને પોતાના આધાર ઉપર છોડી દેવામાં આવે તો નાણાંની યથાસ્થિત વ્યવસ્થા કરવાના સાધન તરીકે અથવા વધતી જતી પ્રાથમિક મંડળીઓને નાણાં પૂરાં પાડનાર સંસ્થા તરીકે અથવા તો પોતાની સહીસલામતી અનુસાર તુરત ઉપયોગમાં લઇ શકાય તેટલાં નાણાંની જોગવાઇ કરવા બાબત તેમને પોતાનું કામ ચલાવવું ઘણું મુશ્કેલ થઇ પડે. તેથી કરીને જ્યાં સુધી દરેક પ્રાંતમાં મધ્યસ્થ બેન્કોનાં ભંડોળની વધઘટની વ્યવસ્થા કરવા સારૂ અને મધ્યસ્થ બેન્કોનાં કાગળીયાં વટાવવા સારૂ કેન્દ્રસ્થ બેન્કની પ્રાંતદીઠ સ્થાપના ન થાય ત્યાં સુધી સહકારની ઇમારત અધૂરી ગણાય. આવી કેન્દ્રસ્થ બેન્ક જે પ્રાંતોમાં અસ્તિત્વમાં હોતી નથી ત્યાં મધ્યસ્થ બેન્કોનાં અરસપરસ નાણાં ધીરવાની પ્રથા પડી ગઇ છે. પરંતુ આ રીતની ચોક્કસ ધોરણ

સિવાયની પ્રથાથી અંદર અંદર જોખમદારીનું સંઘટ્ટન થવાનો સંભવ છે. ઉપરાંત જ્યાં આગળ મધ્યસ્થ બેન્કો સ્થાનિક મૂડીવાળાઓ પાસેથી પૂરતાં નાણાં મેળવી શકે નહિ, ત્યાં આગળ શહેરોના મોટા મૂડીવાળાઓ પાસેથી થાપણો ઉઘરાવનારી અને સહકાર પ્રવૃત્તિ તથા પ્રેસિડન્સી અને બીનસહકારી બેન્કો વચ્ચે સંબંધ જોડનારી એક મોટી કેન્દ્રસ્થ બેન્કની સ્થાપના થાય તો ઘણું સારૂં કામ થઈ શકે તેથી કરીને, મધ્યસ્થ બેન્કોના કામકાજને એકત્રિત કરીને તેના ઉપર અંકુશ રાખવા સારૂ, આખા પ્રાંતની નાણાંવિષયક જરૂરીયાતોનો અંદાજ કાઢી તે બાબતની વ્યવસ્થા કરવા સારૂ, અને આખા પ્રાંતના નાણાં વિષયક કેન્દ્ર તરીકે કામ કરવા સારૂ આમ કેન્દ્રસ્થ બેન્કોની સ્થાપનાની જરૂર છે.

આવું કામકાજ કરનારી કેન્દ્રસ્થ બેન્કો બીહાર, ઓરીસા, મધ્યપ્રાંતો અને બીહારમાં હયાતી ભોગવે છે. સંયુક્ત પ્રાંતો, બંગાલ અને પંજાબમાં એવી કેન્દ્રસ્થ બેન્કોની સ્થાપના કરવાનો ઘણા વખતથી વિચાર ચલાવવામાં આવ્યો છે, પરંતુ લડાઇ ચાલુ હોવાને લીધે તેમની શરૂઆત કરવામાં આવી નથી. પહેલા બે પ્રાંતોમાં યોજનાઓ પૂરેપૂરી ઘડાઇ છે. બર્મામાં માંડલેની મુખ્ય મધ્યસ્થ બેન્ક બાંહેધરી આપનારાં યુનીયનો મારફત મંડળીઓ જોડે કેન્દ્રસ્થ બેન્ક તરીકે કામકાજ કરે છે. મુંબાઇમાં મિશ્ર સભાસદોવાળી કેટલીક મધ્યસ્થ બેન્કોની સ્થાપનાથી મુંબાઇની મધ્યસ્થ બેન્ક ( Bombay Central Bank ) ઉપરની પરાધીનતા ઓછી થવા માંડી છે, તોપણ હજુ સુધી તે બેન્ક ઇલ્લાકાની ઘણીખરી પ્રાથમિક મંડળીઓને નાણાં ધીરવાનું કામ કરે છે. બાંહેધરી આપનારાં યુનીયનોને જોડાયલી મંડળીઓને કુલ નાણાં ધીરે છે, અને મધ્યસ્થ બેન્કોને નાણાં ધીરવાનું કામ પણ થોડા વખતથી શરૂ કરવામાં આવ્યું છે. મદ્રાસમાં પ્રાંતિક કેન્દ્રસ્થ બેન્કની સ્થાપના વિષે ભારે રસાકસી જામી હતી. નસીબ સંજોગે મદ્રાસની મધ્યસ્થ નાગરિક બેન્ક ( સેન્ટ્રલ અર્બન બેન્ક Central

Urban Bank) જેને પ્રાંતિક કેન્દ્રસ્થ બેન્કમાં ફેરવવામાં આવેલી છે તેના ભાગીદારોએ પોતાની મધ્યસ્થ બેન્કને સહકારી કમિટીની સૂચનાઓ મુજબના બંધારણવાળી પ્રાંતિક બેન્કમાં ફેરવવાની મંજુરી આપી દીધાથી ગંભીર પરિણામ આવતાં અટક્યાં.

મુંબાઈમાં બોમ્બે સેન્ટ્રલ બેંકના શેર ધરાવતી મંડળીઓની સંખ્યા ૧૫૧ ની છે. મદ્રાસમાં છેલ્લા વર્ષ આખર સુધીમાં તો બધા શેર વ્યક્તિવાર સભાસદોના હાથમાં જ હતા, પણ હમણાં ૫૦ ઉપર મંડળીઓ ભાગીદાર થયેલી છે. બીહાર, ઓરીસા અને બર્મામાં વ્યક્તિ-વાર સભાસદોની સંખ્યા નિયમિત છે. અને મંડળીઓ, યુનીયનો અને મધ્યસ્થ બેન્કોને સાધારણ સભામાં અને ડીરેક્ટરોની ગણનામાં ખાસ પ્રતિનિધિત્વ આપવામાં આવે છે. પ્રાંતિક બેન્કોના શેર સહકારી સંસ્થા-ઓના હાથમાં હોવા જોઇએ એ વાત નિર્વિવાદ છે, જો કે વેપારી વર્ગનો આશ્રય મેળવવો હોય તો સહકારી સંસ્થાઓના હાથમાં બેન્કનો બધો કારોબાર સોંપી ન શકાય તો પણ સાધારણ કારોબારનું ધોરણ મુકરર કરવામાં સહકારી સંસ્થાઓને પૂરતો અવકાશ આપવોજ જોઇએ તો પણ પ્રાંતિક બેન્કની વ્યવસ્થા કરવામાં ખાસ જાણકારોની તથા અનુભવની જરૂર છે, અને તેથી કરીને સહકારી સંસ્થાઓને ડીરેક્ટ-રોના કામકાજમાં વજનદાર અવાજ મળી શકે તે પહેલાં ઘણો વખત નીકળી જશે.

છેલ્લામાં છેલ્લા છપાયલા નીચેનાં આંકડા ઉપરથી પ્રાંતિક કેન્દ્રસ્થ બેન્કો તરીકે ગણાયેલી ૭ બેન્કોની સ્થિતિ જણાશે—

# પ્રાંતિક બેન્કો.

| પ્રાંત | સભાસદો | | કુલ કામકાજનું ભંડોળ રૂ. | અનામત ભંડોળ રૂ. | કારોબારનો ખર્ચ રૂ. | વર્ષ આખરે ચોખ્ખો નફો રૂ. | સાધારણ વ્યાજનો દર ટકા | |
|---|---|---|---|---|---|---|---|---|
| | વ્યક્તિ | મંડળી | | | | | ઉછીના લીધેલા નાણા ઉપર. | ઉછીનાં આપેલાં નાણાં ઉપર |
| મદ્રાસ | ૩૩૨ | — | ૩૬,૫૭,૭૭૮ | ૧,૦૦,૦૦૦ | ૧૮,૯૮૪ | ૭૬,૦૦૭ | ૫-૬ | ૭ ૧/૨ |
| મુંબાઇ | ૮૦૧ | ૧૫૧ | ૨૨,૮૪,૯૪૫ | ૧૬,૮૧૪ | ૨૭,૦૩૧ | ૩૮,૦૦૯ | ૫-૬ | ૭-૭ ૧/૨ |
| બીહાર અને ઓરીસા | ૯૧ | ૨૬ | ૪,૧૩,૮૭૫ | ૭,૫૦૨ | ૩,૧૮૨ | ૫,૧૪૨ | ૫-૮ ૧/૨ | ૭-૧૨ ૧/૨ |
| બર્મા | ૪૩૮ | ૧,૪૫૬ | ૪૮,૨૯,૧૭૦ | ૭૯,૫૯૪ | ૨૪,૬૫૫ | ૨૧,૩૨૦ | ૬ ૧/૨ | ૧૦ |
| મધ્યપ્રાંત | ૧૦૬ | — | ૨૪,૨૧,૬૭૭ | ૪૨,૦૦૦ | ૬,૦૪૯ | ૨૬,૬૫૨ | ૫-૬ | ૮ |
| મ્હેસુર | ૬૩૧ | ૪૩૬ | ૩,૯૫,૧૦૭ | ૬૦૦ | ૨,૯૩૭ | ૮૪૫૫ | ૬ | ૭ ૧/૨ |
| કુલ. | ૨,૩૨૭ | ૨,૯૬૯ | ૧,૪૦,૦૨,૫૫૨ | ૨,૪૬,૫૧૦ | ૮૨,૮૩૮ | ૧,૭૫,૫૯૪ | ૦ | ૦ |

આ બેન્કોનું કામકાજનું ભંડોળ નીચે પ્રમાણે ઉભું કરવામાં આવેલું છેઃ—

| | |
|---|---|
| શેરો. | રૂ. |
| | ૧૬૫૮,૪૨૯ |
| વ્યક્તિઓ તથા બીન સહકારી અથવા પ્રેસિડન્સી બેન્કો તરફથી કરજે કાઢેલાં નાણાં તથા થાપણો. | ૧,૦૧,૯૭,૭૬૮ |
| મંડળીઓની થાપણો | ૭,૫૨,૪૯૬ |
| મધ્યસ્થ તથા પ્રાંતિક બેન્કોની થાપણો. | ૧૧,૪૯,૩૪૯ |
| અનામત ભંડોળ. | ૨,૪૬,૧૫૦ |

મધ્યસ્થ પ્રાંત અને બીહારમાં દરેક પ્રાથમિક મંડળી મધ્યસ્થ બેન્ક સાથે જોડાયલી હોય છે અને પ્રાંતિક બેન્ક કોઇ પણ પ્રાથમિક મંડળીને સીધી રીતે નાણાં ધીરતી નથી. પ્રાંતિક બેન્ક મધ્યસ્થ બેન્કોને નાણાં પૂરાં પાડે છે, તેમના ફાજલ પડેલાં નાણાંની વ્યવસ્થા કરે છે અને તુરત ઉપયોગમાં લઈ શકાય તેવાં નાણાંની જોગવાઇ કરે છે. બીહાર અને ઓરીસામાં મધ્યસ્થ બેન્કો સાથે ન જોડાયલી એવી થોડી નવી મંડળીઓ છુટાછવાયા પ્રદેશોમાં છે. તેથી કરીને જો કે પ્રાંતિક બેન્કનું મુખ્ય કામ મધ્યસ્થ બેન્કોને નાણાં પૂરાં પાડવાનું છે તો પણ પ્રાંતિક બેન્ક આ મંડળીઓને નાણાં પૂરાં પાડે છે અને તેમના ઉપર અંકુશ રાખે છે. પરંતુ જયારે કોઇ પણ પ્રદેશમાં મધ્યસ્થ બેન્કની સ્થાપના થાય છે ત્યારે તે પ્રદેશની પ્રાથમિક મંડળીઓને નાણાં પૂરાં પાડવાનું અને તેમના ઉપર અંકુશ રાખવાનું કામ પ્રાંતિક બેન્ક છોડી દે છે અને ખરી રીતે તેમજ થવું જોઇએ. બર્મામાં થોડી પ્રાંતિક મંડળીઓ સ્થાનિક મધ્યસ્થ બેન્કો મારફત નાણાં મેળવે છે અને તેઓની દેખરેખ હેઠળ કામકાજ કરે છે. આ મધ્યસ્થ બેન્કો અને તેમના પ્રદેશ બહારની પ્રાથમિક મંડળીઓ માંડલે બેન્કની દેખરેખ હેઠળ કામ કરે છે અને તેની પાસેથી નાણાંની માગણી વિગેરે કરે છે. મુંબાઇ અને મદ્રાસમાં જો કે કાર્યપ્રદેશનું સંઘટન થાય એવી ગોઠવણ

કરવામાં આવી છે તો પણ અમુક ચોક્કસ બંધારણ બાંધવામાં આવ્યું નથી. સામાન્ય રીતે સ્થાનિક મધ્યસ્થ બેન્કોના પ્રદેશમાં આવેલી પ્રાથમિક મંડળીઓ મધ્ય બેન્ક મારફત નાણાં મેળવે છે. પરંતુ જ્યારે આ મધ્યસ્થ બેન્કનાં નાણાં ખૂટી પડે ત્યારે પ્રાંતિક કેન્દ્ર પાસેથી પ્રાથમિક મંડળીઓને નાણાં મળવાની જોગવાઇ કરી આપવામાં આવે છે. મદ્રાસમાં કેટલીક મધ્યસ્થ બેન્કો પ્રાંતિક બેન્ક તરફથી નાણાંની મદદ મેળવે છે અને પોતાના ફાજલ પડેલા નાણાં પ્રાંતિક બેન્કોમાં જમા કરાવે છે. મુંબઇમાં ફક્ત હમણાં હમણાંજ મધ્યસ્થ બેન્કો પ્રાંતિક બેન્ક પાસેથી નાણાં મેળવવા લાગી છે અને બધી બાંહેધરી આપનારી યુનીયનો પોતાને પ્રાંતિક બેન્ક સાથે જોડે છે. સહકારી ઇમારતના કેન્દ્ર સ્વરૂપ હોવાને લીધે આવી કેટલીક સંસ્થાઓ પાસે પુષ્કળ નાણાં ફાજલ રહે છે અને તેથી આ નાણાંનો અરસપરસ ધીરધાર કરવામાં ઉપયોગ કરવામાં આવે છે. આ અરસપરસ ધીરધાર કરવાની રીત જે પ્રાંતોમાં પ્રાંતિક બેન્ક સ્થાનીનાં ન હોય ત્યાં પણ સ્વીકારવામાં આવી છે. આ રીત–પ્રાંતોનાં અરસપરસ નાણાં ધીરવાની રીત–વખત જતાં વૃદ્ધિ પામશે અને તેનો વિસ્તાર એટલો બધો થશે કે જો યોગ્ય અંકુશ રાખવામાં નહિ આવે તો આવી સહકાર પ્રવૃત્તિને ઇજા પહોંચવાનો સંભવ છે. સહકારી બેન્કોથી તુરત ઉપયોગમાં લઇ શકાય તેવાં નાણાંની જોગવાઇ વિષેની મુશ્કેલીઓનો આપણે આગળ ઉપર વિચાર કરી ગયા. જ્યાં સુધી પ્રાંતિક બેન્કો અથવા પ્રાંતિક બેન્કો સ્થપાઇ નહોય ત્યાં મધ્યસ્થ બેન્કો પોતાનાં કાગળીયાં બીનસહકારી અથવા પ્રેસિડન્સી બેન્કો મારફત વટાવી શકે તેવી ગોઠવણ નહિ થઇ શકે ત્યાં સુધી તુરત ઉપયોગમાં લઇ શકાય તેવાં નાણાં ન મળવાની અગવડો દૂર થઇ શકે તેમ નથી. અને સહકાર પ્રવૃત્તિના આગળ વધવામાં ઘણા અંતરાય નડશે. અને એવી ધડીક રાખવામાં આવે છે કે સરકારના પ્રયત્નો તથા સમસ્ત પ્રજાની શુભ લાગણીઓ હોવા છતાં પણ વેપારી બેન્કોમાંથી ઉપર જણાવ્યા મુજ-

બની પૂરતી સગવડો સહકારી બેન્કને મળી શકશે નહિ. તેથી કરીને, મુખ્યત્વે કરીને પ્રાંતિક બેન્કોમાં ફાજલ પડેલાં નાણાંની વ્યવસ્થા કરવા સારૂ ફાજલ પડેલાં નાણાં લઇને જયાં જોઈએ ત્યાં નાણાં પૂરાં પાડવા સારૂ, અને જોઇતાં નાણાંની પૂરી જોગવાઇ કરવા સારૂ એક સામ્રાજયની બેન્ક (ઇમ્પીરીયલ બેન્ક Imperial Bank) સ્થાપવાની સૂચના કરવામાં આવી છે. આમ બેન્કનાં બીજાં કામકાજમાં પ્રાંતિક બેન્કોનાં કાગળીયાં ગમે તેટલી રકમ સુધી વટાવવાં, તુરત ઉપયોગમાં લઇ શકાય તેવાં નાણાંની જોગવાઇ કરી આપવી અને ખેડૂતોની દેવા-દારી ટાળવા સારૂ લાંબી મુદતનાં નાણાં પૂરાં પાડવાની યોજનાઓ ઘડવી વિગેરે કામકાજ હાથ ધરવામાં આવશે. આ બેન્ક સહકારની ઇમારતના અંગ રૂપ હોવી જોઇએ, અને સઘળી પ્રાંતિક બેન્કોને એકત્ર કરીને સ્થાપવી જોઇએ. આ સંસ્થાને સરકાર તરફથી કેટલી મદદ મળવી જોઇએ તે બાબતનો પુખ્ત વિચાર કરવો ઘટે છે. એવી સૂચના કરવામાં આવી છે કે પ્રેસિડન્સી બેન્ક માફક આ સામ્રાજયની બેન્કમાં પણ સરકારે પોતાનાં નાણાં રોકવાં જોઈએ. બીજી સૂચના એ છે કે સામ્રાજયની બેન્કનાં કાગળીયાં પ્રેસિડન્સી બેન્કો છૂટથી વટાવે એ રીતનું સરકાર તરફથી દબાણ થવું જોઇએ. ત્રીજી એક સૂચના એ છે કે સરકારે બેન્કના શેર ઉપર અમુક વ્યાજ આપવાની બાંહેધરી આપવી જોઇએ, અથવા સરકારે બેન્કને ડીબેન્ચર ઉભાં કરવાની પરવાનગી આપવી જોઇએ, અને તેના વ્યાજની બાંહેધરી આપવી જોઇએ. શરૂઆતમાં જોકે સરકારી મદદ, સરકારનો આશ્રય અને સરકારની સલાહ આપવામાં આવે તોપણ સહકાર પ્રવૃત્તિ ઉપર અંકુશ તરીકે આ બેન્કનો કદી પણ ઉપયોગ કરવો જોઇએ નહિ. બીન સરકારી સહકાર જો આ રીતનું ધોરણ ચોક્કસ કરવામાં આવે તો આ જ સૂચનાને અનુમોદન આપશે.

---

## પ્રકરણ ૫ મું.

### સરકારી મદદ તથા અંકુશ.

જે જે દેશોમાં સહકારનો સંપૂર્ણ રીતે વિકાસ થયેલો છે ત્યાં ત્યાં સરકાર તરફથી સહકારી મંડળીઓને કેટલીક સગવડો આપવામાં આવી છે, અને ખાસ કરીને શરૂઆતમાં કેટલીક નાણાંની મદદ કરવામાં આવી છે. સહકારના આદર્શનો કાયદેસર સ્વીકાર કરવો એટલાથી જ સરકારનું કાર્ય સમાપ્ત થાય છે એવું કોઇ પણ દેશમાં ગણવામાં આવ્યું નથી. સહકારી મંડળીઓની સ્થાપનાને ઉત્તેજન મળે એ ઇરાદાથી અને બાંધી આવકવાળા માણસોના હિતને અર્થે ચલાવવામાં આવેલી પ્રવૃત્તિનું જાહેર અનુમોદન કરવા સારૂ હિંદી સરકારે પણ સહકારી મંડળીઓના કાયદાની રૂએ સહકારી મંડળીઓને કેટલાક હકો બક્ષેલા છે. આમાં કેટલાક કોરટ દરબારના હક્ક છે અને કેટલાક નાણાં વિષયક છે. પહેલા પ્રકારના હકોમાં–શેરથી અથવા બીજી કોઇ રીતથી પ્રાપ્ત થતો સભાસદનો સહકારી મંડળીના ભંડોળ ઉપરનો હક્ક સભાસદના ખાનગી દેવા સારૂ કોર્ટ મારફત જપ્ત કરી શકાય નહિ. સભાસદના શેર અથવા થાપણ ઉપર, અગર મંડળીની મદદથી મેળવવામાં આવેલી અથવા ઉત્પન્ન કરવામાં આવેલી સભાસદની મીલકત ઉપર મંડળીનો પોતાના સભાસદ પાસેથી નીકળતા લ્હેણા દાખલ બીજા લ્હેણદારોના કરતાં પહેલો હક્ક ગણવામાં આવે; લ્હેણાં નીકળતાં નાણાં વસુલ કરવા સારૂ માંડવામાં આવેલો દાવો સિદ્ધ કરતી વખતે મંડળીના ચોપડાની પ્રમાણપત્રવાળી નકલો પુરાવામાં દાખલ થઇ શકે; મરણ પામેલા સભાસદના શેર તેના વારસના અથવા કાયદેસર હકદારના અથવા નીમવામાં આવેલા માણસના નામપર ચઢાવતી વખતે કોર્ટના વારસપણા વિગેરેના પ્રમાણપત્રની જરૂર પડે નહિ; અને 'સહકારી' શબ્દનો ઉપયોગ સહકારી મંડળીઓ સિવાય બીજી કોઇ સંસ્થાઓ

કરી શકે નહિ–એટલા હક્કોનો સમાવેશ થાય છે. બીજા પ્રકારના હક્કોમાં મંડળીઓનાં શેર તથા ડીબેન્ચરને લગતાં કાગળીયાં ફરજીયાત રજીસ્ટર કરવાં પડે નહિ; સ્ટાંપના અને રજીસ્ટ્રેશનના કાયદાની રૂએ સાધારણ રીતે આપવા પડતાં સ્ટાંપ અથવા લગતો મંડળીઓને આપવાં પડે નહિ; મંડળીઓના નફા ઉપર અથવા નફાની વહેંચણી ઉપર અથવા બીજી કોઈ રીતની સભાસદો વચ્ચેની નફાની વાંટણી ઉપર આયપત વેરો લેવામાં આવે નહિ–એટલા હક્કોનો સમાવેશ થાય છે.

કાયદાની રૂએ આપવામાં આવેલા ઉપરના હક્ક ઉપરાંત સહકારી મંડળીઓને સહકારી ખાતાં તરફથી કેટલાક વધુ હક્ક બક્ષવામાં આવ્યા છે. આમાંનો મોટો હક્ક એ છે કે સહકારી મંડળીઓ અંદર અંદર અથવા તેમના લ્હેણદારોને નાણાં મોકલવા સારૂ સરકારી તીજોરી માર-ફત મુદલ પૈસા આપીને હુંડી મોકલવાની પાવતીઓ (રીમીટન્સ ટ્રાન્સફર રીસીટ Remittance Transfer Receipt) ખરીદી શકે છે. બીજો હક્ક એ છે કે સહકારી મંડળીઓ રોકડ તથા જામીનગીરી-ઓ મજબૂત પેટીમાં સીલ કરીને સહીસલામતી સારૂ સરકારી તીજો-રીમાં મૂકી શકે છે. કેટલાક પ્રાંતોમાં મંડળીઓને પોસ્ટઓફીસની સેવીંગ્ઝ બેન્કોમાં ખાતાં ખોલવામાં, થાપણો તરીકે નાણાં રોકવામાં અને થાપણ તરીકે રોકેલાં નાણાં જરૂર વખતે ઉપાડી લેવામાં ખાસ સગવડો આપવામાં આવેલી છે. મુંબાઇ અને પંજાબમાં મંડળીઓએ પોતાને નાણાં ધીરનાર સંસ્થાઓ તરફ અથવા જથાબંધ વેપારીઓ તરફ મનીઓરડરથી મોકલેલાં નાણાં ઉપરની મનીઓરડરની લાગતનો ૩/૪ ભાગ પાછોવાળી આપવાની રજીસ્ટ્રારને સત્તા આપવામાં આવી છે.

હિંદી સરકારે અત્યાર સુધી સહકાર પ્રવૃત્તિને સીધી રીતે નાણાંની મદદ નહિ કરવાના તત્વને વળગી રહેલી છે. અનિયમિત અને અવિ-ચારી રીતે નાણાંની મદદ સરકાર આપે તે ઘણું જોખમભરેલું છે. અને સહકારના હિતનું વિરોધી છે. લાંબી મુદત સુધી નાણાંની સગવડો આપ્યાં કરવાથી સ્વાશ્રય ખીલવી શકાતો નથી અને ખરા સહકારનો

વિકાસ થઇ શકતો નથી. નીચે જણાવેલાં અપવાદ સિવાય આ વિષયમાં સ્વીકારવામાં આવેલી પદ્ધતિ ઘણી સારી છે. નાણાંની મદદ ન કરવી તે નિયમનો ભંગ ત્રણ દિશાઓમાં કરવામાં આવ્યો છે—

(૧) પહેલી વાત એ છે કે શરૂઆતના કામકાજ વખતે પ્રાથમિક મંડળીઓને નાણાં આપવામાં આવ્યાં છે. ૧૯૦૪ નો સહકારી મંડળીઓનો કાયદો પસાર થયા પછી હિંદી સરકારે પ્રાંતિક સરકારોને ખેડૂતોની મંડળીઓને પોતાના સભાસદોમાંથી શેર અથવા થાપણો મારફત ઉભાં કરવામાં આવેલાં નાણાં જેટલી રૂ. ૨૦૦૦ ની અંદરની રકમો ધીરવાની સત્તા આપી હતી. આ રીતે સરકાર તરફથી ધીરવામાં આવતાં નાણાં ૩ વર્ષ સુધી વગર વ્યાજે આપવામાં આવતાં હતાં, અને ૩ વર્ષની મુદતને અંતે ૪ ટકા વ્યાજ લઇને દશ વાર્ષિક હપતાથી વસુલ કરવામાં આવતાં હતાં. જૂદાં જૂદાં વર્ષ આખરે ખરી મંડળીઓએ સરકાર તરફથી કરજે કાઢેલાં નાણાંની રકમો નીચે જણાવેલા આંકડા ઉપરથી માલૂમ પડશે—

| | રૂ. |
|---|---|
| ૧૯૦૬–૦૭ | ૨,૮૪,૯૩૮. |
| ૧૯૦૭–૦૮ | ૬,૫૧,૮૧૬. |
| ૧૯૦૮–૦૯ | ૬ ૮૬,૧૪૩. |
| ૧૯૦૯–૧૦ | ૭,૨૨,૭૮૫. |
| ૧૯૧૦–૧૧ | ૮,૫૭,૪૬૮. |
| ૧૯૧૧–૧૨ | ૯,૩૪,૬૬૩. |
| ૧૯૧૨–૧૩ | ૧૧,૨૮,૫૪૭. |
| ૧૯૧૩–૧૪ | ૧૧,૪૬,૯૨૦. |
| ૧૯૧૪–૧૫ | ૧૩,૬૮,૨૦૭. |
| ૧૯૧૫–૧૬ | ૧૫,૯૮,૭૦૫. |
| ૧૯૧૬–૧૭ | ૧૭,૨૪,૮૫૯. |

આ આંકડાઓમાં ખર્ચની અંદર ખેડુતોને નાણાં ધીરવાના સાધારણ કાયદાની રૂએ આપવામાં આવતાં નાણાંની રકમોનો પણ

કારી મંડળીઓને સહકાર તરફથી અપાતી મદદ તરીકે સમાવેશ કરવામાં આવ્યો છે. આ રકમો બાદ કરવામાં આવે તો જણાશે કે મંડળીઓને સરકાર તરફથી નાણાંની મદદ બહુ ઓછા પ્રમાણમાં આપવામાં આવી છે. મોટા પ્રાંતોની ખેડૂતોની શાખવાળી મંડળીઓના આ પ્રકારની સરકારી મદદને લીધે પૂરતું ભંડોળ એકઠું કર્યા શિવાય કામ ચલાવવાનું બની શક્યું છે અને સ્થાનિક લોકોને એ મંડળીઓ ઉપર વિશ્વાસ બેઠો છે. આ સગવડનો દુરૂપયોગ ન થાય એમ સાવચેતી રાખવામાં આવે તો, વણકરો, ગરીબ મજુરો અને જંગલી વર્ણોની સ્થપાયેલી મંડળીઓને આ પ્રકારની નાણાંની મદદની ઘણી જરૂર છે. બીન શાખવાળી મંડળીઓમાં પણ માલ ઉત્પન્ન કરવાની તથા વેચવાની, માલ ખરીદ કરવાની તથા ઘર સામગ્રી વિગેરે પૂરી પાડવાની મંડળીઓના કામકાજ સારૂ નાણાંની મદદની જરૂર જણાય, પણ તે ચોક્કસ નિયમ અને અંકુશ મૂકયા પછી જ આપવી જોઇએ.

(૨) ૧૯૧૪–૧૫ માં લઢાઇને લીધે ઉત્પન્ન થયેલી મુશ્કેલીઓ દૂર કરવા સારૂ પ્રાંતિક સરકારોની સૂચનાઓ અનુસાર હિંદી સરકારે સંયુક્ત પ્રાંતો અને પંજાબની અમુક મધ્યસ્થ બેન્કોને ખાસ નાણાંની રકમોની જોગવાઈ કરી આપી હતી. એવી બ્હીક તે વખતે હતી કે આ બે પ્રાંતોમાંની કેટલીક મધ્યસ્થ બેન્કોને નવી થાપણો બંધ થવાને લીધે તથા નાણાં વસુલ થવામાં આવી પડતી ઢીલને લીધે બહારની મદદ નહિ મળે તો તે બેન્કો ટકી શકશે નહિ. તો પણ ૩$\frac{1}{2}$ લાખથી વધુ નાણાંની જરૂર પડી નહિ. કારણ સરકાર નાણાં ધીરવા તથા સહકારને ટેકો આપવા તૈયાર છે તેટલું માલુમ પડવાથી જ માત્ર બધી મુશ્કેલીઓ દૂર થઇ ગઇ, નવી થાપણો આવવા લાગી અને સરકારના વિશ્વાસનું ફળ એ આવ્યું કે બેન્કોનુ કામકાજ પણ વધી ગયું.

(૩) પરંતુ સરકારની સાધારણ નીતિ વિરૂદ્ધ ભરવામાં આવેલું એક અગત્યનું પગલું એ છે કે મુંબાઇની મધ્યસ્થ બેન્કે [ બોમ્બે સેન્ટ્રલ બેન્કે ] કાઢેલાં ડીબેન્ચરોના વ્યાજની બાંહેધરી સરકારે આપી છે.

પોતાની શેરથી ઉઘરાવેલી અને ભરપાઇ થયેલી થાપણથી ત્રમણી કીંમતનાં તથા વધુમાં વધુ ૨૦ લાખ રૂપીયાની કીંમતનાં ડીબેન્ચર કાઢવાની સત્તા બેન્કને સરકાર તરફથી આપવામાં આવી છે, અને આ ડીબેન્ચરો ભરપાઇ કરી આપવામાં ન આવે ત્યાં સુધી પ્રાંતિક સરકારની મહેસુલની જામીનગીરી ઉપર આ ડીબેન્ચર ઉપર ૪ ટકા વ્યાજ આપવાની હિંદી સરકારે બાંહેધરી આપી છે. આ જાતની મદદનો એક મોટો લાભ એ છે કે સહકારના પાયા રૂપ સ્વાશ્રયના તત્વને કોરાણે મૂકયા શિવાય બીજી રીતે આપવા પડે તેના કરતાં ઓછા વ્યાજના દરથી લાંબી મુદતનાં નાણાં ઉભાં કરી શકાય છે. લાંબી મુદતનાં નાણાં મળી શકવાની સગવડને લીધે આ રીત ખાસ આકર્ષક છે. ઉપરાંત સરકારને આમાં કાંઇ મોટી નાણાંની જવાબદારી ઉપાડવી પડતી નથી. મધ્યસ્થ બેન્કોના ભંડોળનો મોટો ભાગ એક વર્ષ કરતાં વધારે મુદત સુધી બંધાઇ ગયેલો હોય છે અને સહકારી સંસ્થાઓને નાણાં પૂરાં પાડવા બાબતમાં આવાં લાંબી મુદતનાં નાણાં કેમ ઉત્પન્ન કરવાં એ એક ગંભીર પ્રશ્ન છે. અને આવાં લાંબી મુદતનાં નાણાંની ખાસ કરીને જ્યારે સહકારી મંડળીઓ પોતાના સભાસદોનાં જૂનાં દેવાં પતાવવાનો વિચાર કરે છે ત્યારે ઘણી જરૂર પડે છે. લાંબા વખત સુધીનાં નાણાં જયાં સુધી મળી શકે નહિ ત્યાં સુધી ખેડૂતોની દેવાદારી કાપવાનું કામ થઇ શકતું નથી. વેપારનાં મથકો ન હોય તેવાં મોટાં ગામોમાં ૪ વર્ષ કરતાં વધુ મુદતની થાપણો મેળવી શકાય છે, અને જેમ જેમ વેપાર અને ઉદ્યોગ દેશના જૂદા જૂદા ભાગોમાં વધવા માંડશે તેમ તેમ આ નાણાં મેળવવામાં પણ મહા મુશ્કેલીઓ આવી નડશે. વળી ખાસ કરીને લડાઈનાં ૩ થી ૫ વર્ષની મુદતમાં પા॥ ટકા વ્યાજનાં વૉર બોન્ડ નીકળ્યા પછી થાપણ રૂપે અથવા ડીબેન્ચર રૂપે લાંબી મુદતનાં નાણાં મેળવવાં તે ઘણા ઉંચા વ્યાજના દર ભર્યા શિવાય બની શકે તેમ નથી. તેથી કરીને, જો સરકાર વ્યાજની બાંહેધરી આપે તો આવી લાંબી મુદતની થાપણો રીતસર ઓછા વ્યાજે મળી શકશે અને તેથી સરકારને તેમજ સહકારની પ્રવૃ-

ત્તિને બન્નેને ફાયદો થશે. તેથી કરીને જો સરકારને બેન્કના સદ્ધરપણાની ખાત્રી થાય અને બેન્ક સહકાર વિષયમાંજ પ્રવૃત્તિ આદરશે એવું નક્કી કરવામાં આવે તો પછી સરકારે ભંડોળના વ્યાજની બાંહેધરી આપવી એ કાંઇ પણ અયોગ્ય ન ગણાય. આ જાતની બાંહેધરી, જો સામ્રાજ્યની બેન્ક ઉભી કરવામાં આવે તો તેને, નહિતર પ્રાંતિક બેન્કને અને નહિ તો છેવટે જ્યાં મધ્યસ્થ બેન્કો પ્રાંતિક બેન્કો સાથે જોડાયલી ન હોય ત્યાં મધ્યસ્થ બેન્કોને પણ આપવી જોઇએ. ઉપર જણાવેલી ત્રણ રીતો શિવાય સરકારે સહકાર પ્રવૃત્તિને નાણાં બાબતની મદદ આપવા વિગેરેની જોખમદારી લેવાની સ્પષ્ટ ના કહે છે.

થોડા વખત પહેલાં કેટલાક પ્રાંતોમાં સહકારી મંડળીઓ કોર્ટ ઓફ વોર્ડસ વિગેરે બીજી અર્ધ સરકારી સંસ્થાઓ પાસેથી સારી રકમ ઉધાર મેળવતી હતી. આવાં નાણાં લેવામાં આવે તો કાંઇ વાંધા જેવું નથી, ઉલટું સ્થાનિક વિશ્વાસ પેદા કરવાને લીધે આ રીત આવકારદાયક છે. કોર્ટ ઓફ વોર્ડસના કાયદાની રૂએ કેટલાક પ્રાંતોમાં સગીરોની મીલકતનાં નાણાં ટ્રસ્ટ ફંડ શિવાય બીજી કોઇ રીતે રોકી શકાતાં ન હોવાથી સહકારી મંડળીઓને એ નાણાં ઉપયોગમાં આવી શકતાં નથી. તો પણ મધ્યસ્થ બેન્કોમાં જો કોર્ટ ઓફ વોર્ડસનાં નાણાં ખાસ નિર્દેશ કરીને કોરાણે રાખવામાં આવે તો મધ્યસ્થ બેન્કોને તે નાણાં ધીરવાં એવી કેટલેક ઠેકાણે રજા આપવામાં આવેલી છે. ૧૮૮૪ ના ખેડૂતોને કરજે ધીરવાનો કાયદો (Agriculturist's Loans Act) અને ૧૮૮૩ નો જમીન સુધારણાનાં કરજે ધીરવાનો કાયદો (Land Improvement Loans Act) આ બે કાયદાની રૂએ સહકારી મંડળીઓના સભાસદોને નાણાં ધીરવા બાબતમાં જૂદા જૂદા પ્રાંતોમાં જૂદી જૂદી રીતો ચાલુ છે. સહકારી કમિટીએ એવી સૂચના કરી છે કે ૧૮૮૪ ના પહેલા કાયદામાં એવા ફેરફાર કરવા કે કાયદામાં જણાવેલાં કારણો સારૂ સભાસદોને આપવા સારૂ, સરકાર તરફથી, રજીસ્ટર કરવામાં આવેલી સહકારી મંડળીઓને અથવા મધ્યસ્થ બેન્કોને નાણાં ધીરવામાં

આવે. ૧૯૮૩ ના બીજા કાયદા વિષે પણ સહકારી કમિટીની લગભગ એવીજ સૂચના છે કે કાયદામાં સુધારો કરીને સહકારી મંડળીઓના સભાસદો જ્યાં એકત્ર મળીને સુધારણાનાં કામ આદરે ત્યાં આગળ મંડળીઓને તે સારૂ પણ નાણાં ધીરવાની જોગવાઇ કરવામાં આવે.

સરકારે નાણાં વિષયક બાબતોમાં સહકાર પ્રવૃત્તિ જોડે કાંઇ પણ સંબંધ નહિ રાખવાની વૃત્તિનો સ્વીકાર કરેલો હોવાથી સરકારી અમલદારોએ પણ સહકારી મંડળીઓ સાથે નાણાં બાબતનો સંબંધ નહિ જેવો રાખવો એવું ઠરાવવામાં આવ્યું છે, જો કે જરૂર પડતાં થોડી છૂટ આપવામાં આવે છે. બર્મામાં જ્યારે કોઇ પણ સરકારી નોકરને પ્રાંતિક બેન્કના શેર લેવાની અથવા તેમાં થાપણો રોકવાની છૂટ આપવામાં આવી છે, ત્યારે મદ્રાસ, મધ્ય પ્રાંતો અને બીહારમાં કોઇ પણ મધ્યસ્થ બેન્કમાં થાપણ રૂપે અથવા શેર રૂપે નાણાં રોકવાનો સરકારી નોકરોને જરા પણ પ્રતિબંધ નથી. વળી બીજા પ્રાંતોમાં ઇન્ડીયન સીવીલ સર્વીસ તથા પ્રોવીન્શીયલ અને સબોર્ડીનેટ સર્વીસના અમલદારો શિવાયના બીજા નોકરોને જ આવી રીતે નાણાં રોકવાની રજા આપવામાં આવી છે. દેખીતી રીતે કોઇ પણ વ્યકિતવાર અમલદાર પ્રાંતિક બેન્કના કામકાજમાં આડે આવી શકે નહિ તેમ હોવાથી તે બેન્કમાં થાપણો મૂકવા ઉપર કાંઇ પણ અંકુશ હોવો જોઇએ નહિ. પરંતુ મધ્યસ્થ બેન્કમાં થાપણો મુકવાનો અધિકાર તો તે મધ્યસ્થ બેન્કના પ્રદેશમાં જે અમલદાર નોકરી ન કરતો હોય તેવાનેજ આપવો જોઇએ. સરકારી નોકરો પ્રાથમિક મંડળીઓના શેરો લે તે રીત સલાહકારક નથી, પરંતુ એવી કેટલીક કોમી મંડળીઓ તથા ઓફીસોના નોકરોની મંડળીઓ હોય છે કે જેમાં કોઇપણ પાયરીના સરકારી નોકરોને સભાસદ તરીકે દાખલ કરવામાં આવે છે અને આમાં કાંઇ વાંધા જેવું નથી. આવી કોમી મંડળીઓ તથા ખાતાંની મંડળીઓના કારોબારમાં અમલદારો ભાગ લે તેમાં કાંઇ હરકત નથી. પરંતુ સામાન્ય મત એવો છે કે સીવીલ, પ્રોવીન્શીયલ અને સબોર્ડીનેટ સર્વીસના સનદી અમલદારોને ખાસ પ્ર-

વાનગી શિવાય કોઈ પણ સહકારી મંડળીની વ્યવસ્થાપક કમિટીમાં હોદ્દો ધરાવવાનો હક્ક હોવો ન જોઇએ.

વળી ડીસ્ટ્રીકટના અમલદારોએ પોતાના હાથ તળેની સહકારી મંડળીઓ પ્રત્યે કેવું વર્તન રાખવું જોઇએ તેનો પણ સરકારે ન્યાયપૂર્વક અને યોગ્ય નિયમ કરેલો છે. જયારે હિંદુસ્તાનમાં સહકારની પ્રવૃત્તિ દાખલ કરવામાં આવી હતી ત્યારે ડીસ્ટ્રીકટના અમલદારોને સહકારની શરૂઆત કરવાની તથા તે પ્રવૃત્તિને આશ્રય આપવાની ખાસ હીમાયત કરવામાં આવી હતી. સહકારી મંડળીઓના કાયદાની રૂએ કલેકટરને બે જાતની સત્તા આપવામાં આવેલી છે. એક, એ કે, મંડળીઓના કામકાજની તપાસણી કરરવાનું તે રજીસ્ટ્રારને સૂચવી શકે, અને બીજી એ કે, મંડળીઓના ચોપડા તથા હીસાબકિતાબ તે જોઇ શકે. હીસાબ તથા ચોપડા તપાસવા સારૂ માણસો મોકલવાની કલેકટરની સત્તા જયારે કાયદામાં સુધારો કરવામાં આવ્યો ત્યારે ખેંચી લેવામાં આવી હતી. સરકારે જણાવેલું છે કે જયારે એક બાજુ ડીસ્ટ્રીકટના અમલદારોએ સહકારી મંડળીઓના અંદરના કારોબારમાં માથું મારવું એ પોતાની ફરજ સમજવાની નથી, ત્યારે બીજી બાજુ તેઓએ સહકાર પ્રવૃત્તિથી અલગ પણ રહેવાનું નથી. કારણકે સહકારી મંડળીઓ ડીસ્ટ્રીકટના કારોબારમાં એક ઉપલક અખતરા રૂપ નથી. પરંતુ લોકના હિતને લગતી એક અસરકારક અને વજનદાર સંસ્થા છે. સહકારી મંડળીઓ ડીસ્ટ્રીકટના કારોબારનું એક નવીન અંગ છે. અને અમલદારોએ તેની જોડે સંબંધ જાળવી રાખવો જોઇએ. ઘણી વખત એવી સૂચના કરવામાં આવેલી છે કે કલેકટર અને તેના હાથ તળેના અમલદારોને સહકારી મંડળીઓના કાયદા મુજબની રજીસ્ટ્રારની થોડી સત્તાઓ સોંપવી જોઇએ. કારણ કે સરકારી અમલદારોને સહકાર પ્રવૃત્તિથી દૂર રાખવામાં હાલ સહકારી ખાતામાં સત્તાનું ઘણું એકીકરણ થઇ ગયેલ છે. દેશના કેટલાક ભાગોમા ખરેખર આ રીતનું સઘળા કામનું તથા સત્તાનું ખાતામાં એકીકરણ થવું એ ઠીક

નથી. પરંતુ રજીસ્ટ્રારની થોડી સત્તા કલેકટરને આપવાથી જ કાંઈ આ ખામી દૂર થઇ શકશે એમ નથી. ખરો ઈલાજ તો એ છે કે મંડળીઓનો અંદરનો અથવા એકત્રિત અંકુશ વધારવો જોઇએ. ઉપરાંત પોતાની વિવિધ પ્રવૃત્તિઓમાંથી ઉંચા ન આવતા ડીસ્ટ્રીકટના અમલદારને રજીસ્ટ્રારની આંટીઘુંટીવાળી ફરજોની સોંપણી કરવી તે પણ બની શકે તેમ નથી.

ઉત્તર હિંદુસ્થાનના પ્રાંતોમાં ઘણુંખરૂ ડીસ્ટ્રીકટનો અમલદાર પોતાની ડીસ્ટ્રીકટની મધ્યસ્થ બેન્કનો પ્રમુખ હોય છે. મુંબાઇ, મદ્રાસ બર્મા અને મધ્ય પ્રાંતોમાં આ રીત ચાલુ નથી. બીન રૈયતવારી પ્રાંતોમાં ખાસ કરીને અને સહકાર મંડળીમાં ડીસ્ટ્રીકટનો અમલદાર મધ્યસ્થ બેન્કનો પ્રમુખ થાય એવી માગણી કરવામાં આવે છે અને બેન્કનું કારણ એમ બતાવવામાં આવે છે કે, સહકારની શરૂઆત સરકારે કરેલી છે અને સહકાર સરકારના આશ્રય ઉપર આધાર રાખે છે. પણ એટલું ભૂલી જવામાં આવે છે કે સહકારનો મુખ્ય પાયો સ્વાશ્રય અને સ્વનિયંત્રણ છે અને સહકાર એ જે ફળીભૂત થશે તે પણ સ્વતંત્ર પ્રયત્નોના ફળ તરીકે જ થશે. મધ્યસ્થ બેન્કની વ્યવસ્થાપક કમિટીમાં મોટા સરકારી અમલદારનું અસ્તિત્વ, બેન્કના કારોબારમાં બીજી ખાનગી વ્યક્તિઓ જે ભાગ લઇ શકે તેને દાબી દે છે અને તેથી સહકાર પ્રવૃત્તિમાં જે બીનસરકારી બહારનો પ્રયાસ જવો જોઇએ તે આડકતરી રીતે મોળો પડી જાય છે. બીજું કુદરતી રીતે આ અમલદારો કેટલીક બાબતોમાં પોતાનો કક્કો ખરો કરવા મથે એવું પણ બને, અને કેટલીક વેળાએ એ અમલદારોની ઉચ્છૃંખલતાને પરિણામે સહકારની પ્રગતિને આવશ્યક એકતાનો વિનાશ થઇ જાય. તેથી કરીને ડીસ્ટ્રીકટના અમલદારોનો સહકારી મંડળીઓ જોડેનો સંબંધ એવો હોવો જોઇએ કે જયાં એ અમલદાર પ્રમાદી, બેદરકાર અથવા ઉદ્ધત હોય ત્યાં આગળ સહકારી મંડળીઓના સ્વતંત્ર વિકાસમાં અથવા સહકારની પ્રગતિમાં કાંઈ પણ અંતરાય ન આવી શકે. સરકારી

અમલદારોને સહકારી મંડળીઓમાં હરરોજ આવકાર આપવામાં આવે છે, અને તેમની સૂચના અને સલાહનો માનપૂર્વક સ્વીકાર કરવામાં આવે છે, પરંતુ એટલું ખાસ થવું જોઇએ કે સરકારી અમલદારો મંડળીઓ જોડે સંબંધ રાખવામાં મંડળીના સભાસદો જોડે એકતાથી ને સમાનતાથી ભેળાય, અને તેમની વૃત્તિ સરકાર તરફના દબાણને લીધે અથવા કુતૂહલ દષ્ટિથી પ્રેરાયેલી છે એવું માનવાનું લોકોને કાંઇ પણ કારણ મળે નહિ. તેમની ખરી વૃત્તિ તો એવીજ હોવી જોઇએ. તેઓ યોગ્ય જ્ઞાન અને શુભ લાગણીવાળા હિતચિંતકો તરીકે તટસ્થ રહે અને અંદરના કારોબાર સાથે નિકટનો સંબંધ ન રાખવો, અથવા તો તે કારોબારની સીધી રીતે જોખમદારી વ્હોરે નહિ. તેથી કરીને જ્યારે એક બાજુ સરકારી અમલદારોને મંડળીઓની મુલાકાત કરવાનું અને કાયદાની રૂએ સોંપવામાં આવેલી સત્તાઓનો મિત્ર તરીકે ઉપયોગ કરવાની રજા આપવી જોઇએ. ત્યારે બીજી બાજુ સહકાર પ્રવૃત્તિની સંગીનતા તરફ દષ્ટિ રાખીને બેન્કની તથા મંડળીઓની રીતસરની સભાઓમાં હાજર રહેવાનો અથવા મધ્યસ્થ બેન્કની વ્યવસ્થાપક કમિટીના સભાસદ તરીકે અથવા તે બેન્કના પ્રમુખ તરીકે વર્તવાનો હક્ક વ્યક્તિવાર અમલદારોને આપવો જોઇએ નહિ.

યૂરોપના દેશોની સહકાર પ્રવૃત્તિ અને હિંદુસ્થાનની સહકાર પ્રવૃત્તિનો એક મોટો ફરક એ છે કે હિંદુસ્થાનમાં રજીસ્ટ્રારને મોટી સત્તા આપવામાં આવેલી છે જયારે હિંદી સરકારે આ દેશમાં સહકારની પ્રવૃત્તિની શરૂઆત કરી ત્યારે રજીસ્ટ્રારની નીમણૂક ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો. આ અમલદારોનું કામ ફક્ત મંડળીઓ રજીસ્ટર કરવાનું જ નહોતું. પણ સાથે સાથે તેમને મંડળીઓની દેખરેખ રાખવાની, તેમને મદદ કરવાની, યોગ્ય સલાહ આપવાની તથા તેમના ઉપર અંકુશ રાખવાની ફરજો પણ સોંપવામાં આવી હતી. જે ચુંટેલા અમલદારોને આ કામ સોંપવામાં આવ્યું હતું તેઓએ પોતાના ઉત્સાહ અને શક્તિથી સહકાર પ્રવૃત્તિને આગળ વધારી દીધી છે એટલું જ નહિ

પરંતુ ઘણા પ્રાંતોમાં બીન સરકારી સ્વયંસેવકો તરફથી ઘણી મદદ મેળવી શકયા છે. તોપણ આ રીતનું પરિણામ ખરેખર જોઇએ તેવું આવ્યું નથી. શરૂઆતમાં સરકાર તરફથી નીમાયેલા સલાહકાર અને નિયામકની તાત્કાલિક થોડા વખત સારૂ જ જરૂર પડશે એમ ધારવામાં આવ્યું હતું અને એવી આશા રાખવામાં આવી હતી કે ધીરે ધીરે જેમ જેમ અનુભવ મળશે તેમ તેમ રજીસ્ટ્રારની દરકાર ઓછી થતી જશે. અને છેવટ જતાં તેની ફરજો માત્ર નામની જ રહેશે તોપણ છેલ્લાં તેર વર્ષના સહકારના અદ્ભૂત વિકાસને અંતે મધ્ય પ્રાંતો અને બીહાર શિવાયના હિંદુસ્થાનના બીજા કોઈ પણ ભાગમાં સરકારના આ ઉદ્દેશનો સ્વીકાર થયેલો હોવાનો પુરાવો માલૂમ પડતો નથી. સરકારનો અંકુશ ધીરે ધીરે ઓછો થવાને બદલે ઉલટો વધતો જવાનાંજ ચિન્હો નજરે પડયાં છે. દાખલા તરીકે, સહકારી કમિટીએ વધુ ને વધુ અંકુશ રાખવાનું તત્વ સ્વીકાર્યું છે અને રજીસ્ટ્રારનું કામકાજ કોઇ પણ બીન સરકારી વ્યક્તિ અથવા સંસ્થાને સોંપવાની સૂચનાનો જરી પણ સ્વીકાર કરવામાં આવ્યો નથી.

જો સહકાર પ્રવૃત્તિને પોતાનું સહકારનું તત્વ જાળવી રાખવું હોય તો આ રીતની ફરજોની બીન સરકારી સંસ્થાઓને ધીરે ધીરે સુપરત કરવી એ કેટલું સલાહકારક અને જરૂરી છે તે હાલ રજીસ્ટ્રાર જે ફરજો બજાવે છે અને જે ફરજો તેણે બજાવવી જોઇએ એવી સૂચના કરવામાં આવી છે તે ફરજોનો ખ્યાલ કરવાથી જણાશે. રજીસ્ટ્રારની ફરજો નીચે પ્રમાણે છે—મંડળીઓ રજીસ્ટર કરવાની અરજીઓ લેવી તે બાબતની તપાસ ચલાવવી અને અરજીઓનો નિકાલ કરવો, મંડળીઓના પેટા કાયદા તથા તે પેટા કાયદાના સુધારા રજીસ્ટર કરવા. મંડળીઓના હિસાબનું વાર્ષિક ઓડીટ કરાવવું, એક મંડળીનાં બીજી મંડળીને ધીરવામાં આવતાં નાણાંની ખાસ હુકમથી અથવા સામાન્ય હુકમથી મંજુરી આપવી, મંડળીઓના કામકાજની તપાસ કરવાના હુકમ કરવા અને જ્યારે કહેવામાં આવે ત્યારે મંડળીઓની સ્થિતિની તપાસણી

કરવી, મંડળીઓની નોંધણી રદ કરવી અથવા તેમને વિખેરી નાંખવા એમે લીકવીડેટર નીમવા, સભાસદોની અંદર અંદરના અથવા મંડળીના તથા સભાસદના વાંધા પતવવામાં લવાદ તરીકે કામ કરવું અથવા કોઇને લવાદ નીમવો, અને પ્રાંતિક સરકારે ઘડેલા નિયમો અનુસાર જે બીજી ફરજો તેને સોંપવામાં આવે તે બજાવવી. કાયદાથી આપવામાં આવેલી સત્તા કાંઈ ઓછી નથી એમ ધારવામાં આવે, પરંતુ સહકારી કમિટી તે સત્તાઓને હજુ વધારે પ્રબળ કરવા ઇચ્છે છે. સહકારી કમિટીનો એવો મત છે કે જો રજીસ્ટ્રારને નાણાં ઉપર અંકુશ રાખવાની અથવા બીજી નાણાં સંબંધી શિક્ષા કરવાની સત્તા આપવામાં આવે તો રજીસ્ટ્રારના ચુકાદાનો પૂરેપૂરો અમલ થાય. તેથી કરીને એવી સૂચના કરવામાં આવી છે કે કાયદામાં મંજુરી આપ્યા મુજબ એક એવો નિયમ ઘડવો જોઇએ કે, બધા વર્ગની મંડળીઓની નાણાં ઉછીનાં લેવાની વધુમાં વધુ હદ અને વ્યાજના સ્વીકારવામાં આવતા દર રજીસ્ટ્રારના અંકુશ તળે હોવા જોઇએ. અમારે એમ કહેવું જોઇએ કે આ સૂચનાની પાછળ રહેલું તત્વ ઘણું શોચનીય છે અને આ રીતની સહકારી અંકુશ વધારવાની સૂચના તરફ બીન સરકારી સહકારકોનો સખત વિરોધ થશે. સહકારી કમિટીના મત પ્રમાણે રજીસ્ટ્રારને જે બીજી ફરજો બજાવવાની છે તે નીચે મુજબ છે—સહકારનાં તત્વોનો પ્રચાર કરનારી સંસ્થાનાં કામકાજ ઉપર દેખરેખ રાખવી, ઓડીટરો અને દેખરેખ રાખનારાઓના મોટા સમૂહ ઉપર અંકુશ રાખવો, નિયમો અને પેટા કાયદાઓ ઘડવા, સહકારનાં નાણાં પૂરાં પાડનારી મોટી બેન્કો વિગેરે સંસ્થાઓ જોડે નિકટ સંબંધ જાળવવો, સહકારનાં પુસ્તકો વિગેરેનો અભ્યાસ કરવો, આર્થિક સ્થિતિ અને વ્યવહારની માહિતી મેળવવી, અને બીન સહકારી બેન્કો તથા બજારની સ્થિતિ વિગેરે હીલચાલો ઉપર ધ્યાન રાખવું.

આવી સખત જોખમદારી અને જવાબદારીવાળી ફરજો રજીસ્ટ્રારને સોંપવાની નક્કી કર્યા પછી એવી દલીલ કરવામાં આવે છે કે સરકા-

-રના ચુંટેલા અમલદારો શિવાય બીજાઓને આવી મહત્વની ફરજો સોંપવી એ પ્રાંતિક સરકારની ફરજથી વિરૂદ્ધ ગણાય. તેથી ફરીને કલેકટરની પાયરીવાળા અમલદારોની જ રજીસ્ટ્રાર તરીકે નીમણુંક કરવાની ભલામણ કરવામાં આવે છે, અને અમલદારના રીતસરના પગાર ઉપરાંત રૂ. ૨૫૦ નું સ્થાનિક માસિક ભથ્થું આપવાનું સ્વીકારવામાં આવે છે. ઉપરાંત, દર હજાર મંડળીઓ તથા તેવા હજારના ભાગ સારૂ એક રજીસ્ટ્રાર અથવા સંયુક્ત રજીસ્ટ્રારની દરેક પ્રાંતમાં નીમણુંક કરવાની સૂચના કરવામાં આવેલી છે. સંયુક્ત રજીસ્ટ્રારની જગ્યા સેટલમેન્ટ ઓફીસરના હોદ્દાની હોવી જોઇએ, અને આ અમલદારો ઉપરાંત એવી સૂચના કરવામાં આવી છે કે દરેક પ્રાંતમાં એક વર્ષ સુધી એક આસિસ્ટંટ કલેકટરને શીખાઉ તરીકે રાખવો જોઇએ આ ભલામણોની પૂરેપૂરી સ્વીકારવામાં આવે તો સહકાર પ્રવૃત્તિના કારોબારમાં પ્રજાના પૈસાનો મોટો ભાગ ખર્ચાશે. અત્યાર સુધી સહકારમાં ખરચવામાં આવેલાં નાણાં સહકારથી ઉપજતા ફાયદાના પ્રમાણમાં હદબહાર ખર્ચાયા હોય એમ લાગતું નથી. પરંતુ હવે ઉપર જણાવ્યા પ્રમાણે ઉપરથી મોટા અમલદારોની નીમણુંક કરીને અને પગારોમાં વધારો કરીને ખર્ચ ઘણો જ વધારી દેવાની પેરવી ચાલે છે. આ રીતનો ખાતાનાં કારોબારના ખર્ચનો વધારો બીનજરૂરી અને હદબહારનો છે, એવો ફક્ત પ્રજાનો મત છે; એટલું જ નહિ પણ જે સહકારકોના લાભ સારૂ આ સૂચનાઓ કરવામાં આવેલી છે તેઓનો પણ એવો અભિપ્રાય છે.

આ યોજનાના ખર્ચાળપણાના પ્રશ્નને કોરાણે મૂકીએ તોપણ હિંદુસ્થાનમાં સહકારની ઉત્તરોત્તર પ્રગતિ સારા ઉંચા પગારના અને પૂરતી સંખ્યાના રજીસ્ટ્રારો જાથુ રાખ્યા શિવાય ન થઇ શકે તે સિદ્ધાન્ત સાથે એકમત થઇ શકાય તેમ નથી. દેખીતી રીતે મોટા એકત્રિત ખાતાનું કામ નિર્જીવ અને યંત્રવત્ થઇ જવાનો ઘણો સંભવ છે, અને તેને લીધે બીન–સરકારી સ્વયંસેવકોની અંદર સ્વાશ્રયની અને સ્વતં-

ત્રતાની લાગણી ઓછી થવાનો પણ સંભવ છે. કારણ કે ઉપર જણાવેલી સૂચનાઓ સરકારી અમલદારોના હાથમાં સઘળી સત્તા એકત્ર કરવા તરફ ચોક્કસ વલણ ધરાવે છે. આ સૂચનાઓ શરૂઆતમાં સરકાર તરફથી જે સિદ્ધાન્ત સહકાર પ્રવૃત્તિને સારૂ સ્વાશ્રયી અને સ્વનિયંત્રિત હોવાનો સ્વીકારવામાં આવ્યો હતો તે સિદ્ધાન્તની વિરૂદ્ધ છે. ખરી વાત છે કે કેટલેક દરજ્જે કેળવણીનો અભાવ અને નિરક્ષરતાને લીધે સ્વાશ્રય અને સ્વાવલમ્બનવાળી ગામડાંની સહકાર પ્રવૃત્તિના માર્ગમાં ઘણા અંતરાય નડયા છે. પરંતુ આ ખામી હોવા છતાં પણ ઘણી ખેડૂતોની મંડળીઓનું કામકાજ ઘણું પ્રશંસનીય થયેલું છે અને સહકારનો પ્રચાર ઘણો નોંધકરવા લાયક થયેલો છે. ઉપરાંત સરકાર તરફથી પણ કબૂલ કરવામાં આવ્યું છે કે ખેડૂતોની મંડળીઓના અગ્રેસરોમાંથી અથવા તો ધંધાદારી વર્ગોમાંથી ખેંચાયેલા બીન–પગારી સહકારી મંડળીઓના વ્યવસ્થાપકોની મદદ પણ આ ફતેહ લાવવામાં ઘણેભાગે અંગભૂત થયેલી છે, અને જો આ સહકારકોને પોતાની મરજીનો વધુ નિરંકુશ ઉપયોગ કરવા દેવામાં આવે તો પરિણામ એનાથી પણ વધુ ફળદાયી નીવડે તેમ છે. આવી રીતે સહકારનો પ્રચાર કરવામાં બીન–સરકારી સહકારકોએ પણ પોતાનો સારો ફાળો આપ્યો છે. જો આ વાતનો સ્વીકાર કરવામાં આવે તો કુદરતી રીતે એવો ખ્યાલ આવે છે કે સહકાર પ્રવૃત્તિના છેવટના અંકુશ બાબતની સરકારની રાજનીતિ સહકારની ભવિષ્યની ખીલવણી સંબંધના કુતર્કો ઉપર જ રચાયેલી છે. અમારૂં અનુમાન ખરૂં છે તે સહકારી કમિટીની નીચેની સૂચના ઉપરથી જણાશે, કે રાજકીય અથવા ધાર્મિક પ્રશ્નોની ચર્ચા અથવા વાદવિવાદ ઉત્પન્ન કરે એવી પ્રવૃત્તિને સહકાર પ્રવૃત્તિથી દૂર રાખવી એ તત્ત્વની વિરૂદ્ધનો મંડળી અથવા કમિટી અથવા કોઇ પણ અમલદારનો ઠરાવ અથવા તેવું વર્ત્તન રદ કરવાની તથા ના કબૂલ કરવાની રજીસ્ટ્રારને સત્તા આપનારો નિયમ પ્રાંતિક સરકારે બહાર પાડવો જોઇએ. આ દેશની સહકારી મંડળીઓના કારોબારના જાણકાર

દરેક મનુષ્યને ખબર હશે કે આ જાતનો નિયમ ઘડવો તે તદ્દન બીન જરૂરી છે અને ખોટી સલાહનું પરિણામ છે. કારણ કે હિંદુસ્થાનમાં કોઇ પણ ઠેકાણે સહકારી મંડળીઓના કાર્યમાં ધાર્મિક અથવા રાજકીય વિષયોની ચર્ચા દાખલ થવાનો પ્રસંગ અથવા સંભવ છે જ નહિ. પરંતુ ખરી વાત તો એ જ છે કે સહકારના આદર્શની સિદ્ધિ ન થાય અને સહકાર પ્રવૃત્તિ તદ્દન સરકારી અમલદારોના હાથ તળે આવી જાય તે બીકના કરતાં, સહકારની શકયતાઓ સંબંધી કુતર્કોની, સહકાર પ્રવૃત્તિ ખોટા પાયા ઉપર ખેંચાઇ જવાની બીકની અને સહકારના પાયા ઉપર વખતે અર્ધ સહકારી એવી બીજી કોઇ ઇમારત ચણવામાં આવે તેવી બીકની સરકારના મગજ ઉપર વધુ અસર થઇ છે. આ વાત શોચજનક છે. કારણ કે જયાં સુધી સહકાર પોતાની અંગભૂત સંસ્થાઓના બંધારણમાં તેમજ પોતાની કાર્યપ્રણાલીના નિર્દેશ તથા અંકુશ બાબતમાં સંપૂર્ણ રીતે લોકશાસન નિયુક્ત ન થાય ત્યાં સુધી સહકાર પ્રજાના જીવનની જાજવલ્યમાન પ્રવૃત્તિ ન થઇ શકે, રાષ્ટ્રીય સુધારણાના મૂળ પાયા રૂપ ન થઇ શકે, અને સમાજજીવનની સર્વાંગણ એકતા સિદ્ધ ન કરી શકે.

જો કે આ આદર્શ હાલ તુરતમાં સિદ્ધ ના થઇ શકે તોપણ સહકાર પ્રવૃત્તિ તે દિશામાં ચોક્કસ આગળ વધવી જોઇએ. ખરો આદર્શ તો થોડી જગ્યાઓમાં જ ધ્યાનનાં રાખવામાં આવ્યો છે. મધ્ય પ્રાંતોમાં મધ્યસ્થ બેન્કોના એક મહામંડળ (ફીડરેશન Fedracin) ની યોજના કરવામાં આવેલી છે, અને આ મહા મંડળના ઉદ્દેશોમાં, સભાસદ તરીકે દાખલ કરવામાં આવેલી બધી બેન્કો અને મંડળીઓની દેખરેખ, ઓડીટ તથા અંકુશ વિગેરેની ધોરણસર તથા અસરકારક પદ્ધતિ ઘડી કાઢવી; સઘળી સહકારી સંસ્થાઓના કારોબારમાં તથા પ્રયાસમાં તેમજ આદર્શમાં એકતા ઉત્પન્ન કરવી; સઘળા સહકારોના હિતને સારૂ પ્રયાસ કરવા, અને ખાસ કરીને સહકારનો કારોબાર સદ્ધર અને સંગીન પાયા ઉપર ચલાવવામાં આવે છે કે નહિ તેની તપાસ

રાખવી. મહા મંડળના નોકરોને શીખવવા, દોરવા અને કેળવવા, અને અને તેટલા પ્રયત્નોથી લોકોમાં સહકારનો જુસ્સો વધે તેવા પ્રયાસ આદરવા વિગેરે ઉદ્દેશો છે. મહા મંડળ એ પ્રાંતના સહકારી સ્વરાજ્યની પ્રતિનિધિ સભા (પાર્લામેન્ટ) છે, અને તે પ્રવૃત્તિની કાર્યપ્રણાલી મુકરર કરે છે, નાણાં પૂરાં પાડવાની વ્યવસ્થા કરે છે, અને ઓડીટરો, બેન્કના મેનેજરો, મ્હેતાજીઓ, દેખરેખ રાખનારાઓ અને તેના હાથ તળે કામ કરનારા સેક્રેટરીઓ વિગેરે મારફત સઘળો કારોબાર પોતાને હાથ ધરાવે છે. આ મહા મંડળના નિયામક (ગવર્નર) ની પદવી એક હિંદવાસી ભોગવે છે એ વાતથી હિંદુસ્થાનના બીજા પ્રદેશોના સહકારકોના મનમાં આશાનાં કિરણો પ્રગટશે. મદ્રાસમાં પણ મંડળીઓની એક પ્રાંતિક યુનીયન હયાતીમાં છે, પરંતુ તેની પ્રવૃત્તિ ઘણીખરી સહકારનાં તત્ત્વોનો પ્રચાર કરવામાં જ સમાયેલી છે. તો પણ આ વાત નિર્વિવાદ છે કે કોન્ફરન્સો બોલાવીને, સહકારી છાપું બહાર પાડીને અને બીજી પ્રવૃત્તિઓ હાથ ધરીને એ યુનીયન સ્થાનિક સહકારી ખાતાની નીતિ મુકરર કરવામાં ઘણી અસર કરે છે. બીજું આશાજનક ચિહ્ન એ છે કે એ જ પ્રાંતમાં પ્રાંતિક સરકારે બીન પગારી આસિસ્ટન્ટ રજીસ્ટ્રારની નીમણુંક કરવાનો ઠરાવ હમણાં કર્યો છે. આ નીતિ ખાસ નોંધ કરવા લાયક છે. અને તેના પરિણામે બીન સરકારી સહકારકોને સહકારના કારોબાર જોડે વધારે પ્રમાણનો અને વધુ જોખમદાર સંબંધ થવાનો સંભવ છે. મુંબાઇમાં પણ પ્રાંતિક યુનીયનની સ્થાપના કરવાનો ઘણા વખતથી વિચાર ચાલે છે, અને છેલ્લી પ્રાંતિક સહકારી કોન્ફરન્સમાં આગળ ઉપર અંકુશ રાખનાર મહામંડળ તરીકે નીવડી આવે અને પ્રાંતિક વ્યવસ્થાપક મંડળી તરીકે કામ કરી શકે તેવી એક સંસ્થા ઉભી કરવાની સૂચના કરવામાં આવી હતી અને તે સૂચનાનો સ્વીકાર પણ કરવામાં આવ્યો હતો. શરૂઆતમાં આ સંસ્થાનો ઉદ્દેશ, સહકારના ઉત્તેજન સારૂ સહકારના તત્ત્વોનો પ્રચાર કરવાનો, સહકારી કાર્ય પ્રદેશોમાં સામાજીક તથા કેળવણી વિષયક પ્રવૃત્તિ આદરવાનો,

મુંબાઇ શહેરમાં સહકારી મંડળીઓ સ્થાપવાનો, અને જ્યારે પૂછવામાં આવે ત્યારે સહકારી વિષયોમાં સલાહ અને સૂચના આપવાનો રાખી શકાય.

બંગાલમાં પણ છેલ્લી પ્રાંતિક સહકારી કોન્ફરન્સ વખતે એક વ્યવસ્થાપક મંડળી સ્થાપવાની યોજના ઉપર વિચાર ચલાવવામાં આવ્યો હતો. આ મંડળીના ઉદ્દેશ ઘણુંખરૂં મુંબાઇમાં સ્થાપવા સૂચવેલી મધ્યસ્થ સંસ્થાને મળતા થશે. ઉપરાંત, જોડાયેલી મંડળીઓ અને સામાન્ય પ્રજા સારૂ ખબર પૂરી પાડનાર સંસ્થા તરીકે પણ કામ કરશે.

બીહાર અને ઓરીસામાં પણ પ્રાંતની બધી જાતની સહકારી મંડળીઓનું એકત્ર કરેલું મહામંડળ થોડા વખત પહેલાં રજીસ્ટર કરવામાં આવેલું છે. મધ્ય પ્રાંતોના મહામંડળના બંધારણ ઉપરજ તેનું બંધારણ રચાયેલું છે અને તેના ઉદ્દેશ નીચે પ્રમાણે છે-(૧) સભાસદ તરીકે દાખલ કરવામાં આવેલી સહકારી બેન્કો તથા મંડળીઓની ઓડીટ, દેખરેખ તથા અંકુશની રીતસર તથા અસરકારક પદ્ધતિ મુકરર કરવી; (૨) ખેતીવાડીના, ઔદ્યોગિક તથા બીજી જાતના વિશિષ્ટ સહકારને ઉત્તેજન આપવું. (૩) પ્રાથમિક કેળવણીના વિસ્તાર અને સુધારણા સારૂ મદદ કરવી, આરોગ્ય વધારવું, તબીબી મદદ આપવી તથા દુષ્કાળના સંકટોનું નિવારણ કરવું, અને સાધારણ રીતે જોડાયેલી મંડળીઓના નૈતિક તથા આર્થિક વિકાસ સારૂ પ્રયત્ન કરવા. (૪) બીહાર અને ઓરીસાના બધા સહકારકોની એકતા તથા સમાનતા ઉત્પાદન કરવી, અને બધો સહકારનો કારોબાર સદ્ધર અને સુધરેલા પાયાસર ચલાવવો.

રજીસ્ટ્રારને હોદ્દાની રૂએ પ્રાંતિક મહામંડળનો નિયામક નીમવામાં આવ્યો છે અને તેને મદદ કરવા સારૂ સલાહ આપનારી મંત્રી સભા હોય છે. એવી આશા રાખવામાં આવે છે કે આ મહામંડળ મધ્ય પ્રાંતોના દાખલાનું અનુકરણ કરી નજદીક ભવિષ્યમાં બીન સરકારી ચુંટાયલો નિયામક નીમવાની પ્રથા ચાલુ કરશે.

## પ્રકરણ ૬ ઠું.

### વ્યવસ્થા, દેખરેખ અને ઓડીટ.

સહકારી મંડળીઓનું કાયદેસર અમુક વખતે રજીસ્ટ્રાર તરફથી ઓડીટ કરવામાં આવે છે, અને તેને લીધે લોકોમાં સહકારી મંડળીઓના કારોબાર વિષે વિશ્વાસ ઉત્પન્ન થાય છે. પરંતુ જો મૂળમાંથી જ મંડળીઓને સદ્ધર પાયા ઉપર સ્થાપવામાં આવી ન હોય અને બંધારણ જ સહકારનાં તત્ત્વોથી વિરૂદ્ધ રચાયેલું હોય તો બધા બંધ તુટી જાય છે અને સરકારી ઓડીટથી પણ કાંઈ વળી શકતું નથી. તેથી કરીને સહકાર સાથે સંબંધ ધરાવનારી બધી વ્યક્તિઓની મુખ્ય ફરજ એ છે કે સહકારી મંડળીઓ સાચાં સહકારનાં સિદ્ધાંત અનુસાર સ્થાપવામાં આવે છે કે નહિ તેની બારીક તપાસ રાખવી. વ્યવસ્થાપકનું (ઓરગેનાઇઝર organizer) મુખ્ય કર્તવ્ય જ સહકારનાં તત્વોનું ધોરણસર શિક્ષણ અપાય છે કે નહિ તે ઉપર જાતે દેખરેખ રાખવાનું છે. ભાષણો આપ્યાથી અથવા નિબંધો વાંચ્યાથી આ કામ સમાપ્ત થઇ જતું નથી, પરંતુ જાતે શિક્ષણ આપવાની ખાસ જરૂર પડે છે. ત્યાર પછી વ્યવસ્થાપકનું બીજું કર્તવ્ય સ્થાપવા માંગેલી મંડળીના ભવિષ્ય સંબંધી બારીક અને ધોરણસર તપાસ કરવાનું હોય છે;—બધા એકઠા થવા માંગનારા સભાસદો સહકાર્યનાં તત્વો સાથે ઓતપ્રોત થઇ ગયા છે કે કેમ એટલું જ માત્ર તપાસીને સંતોષ પામવા ઉપરાંત, તેણે એ પણ તપાસ કરવી જોઇએ કે, સભાસદોના દેવાનો બોજો એટલો તો ગંભીર નથી કે જેથી મંડળી ફત્તેહમંદ રીતે પોતાનો કારોબાર ચલાવી શકે નહિ, સભાસદ થવા માંગનારાઓની મીલકત કેટલી છે અને તેમની જવાબદારીઓ તથા દેવાં કેટલાં છે. અરજી કરનારા સારી ચાલચલગતના માણસો છે કે નહિ તથા ગામમાં તડ પડેલાં છે કે નહિ, મંડળીની દેખરેખ કેવી રીતે રાખવાની છે, સ્થાનિક ભંડોળ કેટલું પ્રાપ્ત કરી શકાય તેમ છે, સભાસદોની જરૂરીયાતોને પુગી વળવા સારૂ કેટલું ભંડોળ બહારથી લાવવું જોઇએ અને તે કેવી રીતે લાવી શકશે. ગામમાં કેળવણીનો પ્રચાર કેટલો થયેલો છે, અને પ્રમુખ સેક્રેટરી વિગેરે

વ્યવસ્થાપક કમિટીના સભાસદો યોગ્ય માણસો છે કે નહિ વિગેરે વિગેરે.

આ બધું જોતાં વ્યવસ્થાપકનું કામ કાંઇ સહેલું નથી, અને તેણે ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે મંડળી રજીસ્ટર થઇ એટલે તેનું કામ પતી જતું નથી. પરંતુ રજીસ્ટર થયા પછી પણ મિત્ર સલાહકાર તરીકે તેણે મંડળી જોડે નિકટ સંબંધ સાચવી રાખવો જોઇએ. ત્યારે જ તેને અનુભવથી જાણવાનો પ્રસંગ મળશે કે સભાસદોએ તેણે શીખવેલાં સહકારનાં તત્વો પૂરેપૂરાં ઉપયોગમાં લીધાં છે કે નહિ. કારણ કે સિદ્ધાન્તોની પીછાણ અને સહકારના મુખ્ય મુદ્દાઓના સિદ્ધાંત દાખલ જ્ઞાન ઉપરાંત વ્યવસ્થાપક તથા શિક્ષકની રોજીંદા કારોબારમાં સલાહ તથા સૂચના મળે તો મંડળી ઘણાભાગે ફત્તેહમંદ નીવડી શકે.

રજીસ્ટ્રારને બહુ જ સંભાળપૂર્વક અને મંડળીઓને એકત્ર કરીને આગળ વધવાની સૂચના આપવાની નીતિ જો દેશની આર્થિક જરૂરીયાતોના પ્રમાણમાં સહકારનો વિસ્તાર થવાની આડે આવે તો ઘણી વખોડવા લાયક છે. જે પ્રદેશોમાં સહકારી મંડળીઓ અસ્તિત્વમાં છે ત્યાં આગળ ખાસ પ્રસંગ શિવાય સાધારણ રીતે મંડળીઓની સંખ્યાનો વધારો સહકારનાં વિદ્યમાન કેન્દ્રમાંથી જ થવો જોઇએ અને તે પણ સારા દાખલાઓનું અનુકરણ કરવાની સંગીન ઇચ્છાથી જ ઉત્પન્ન થવો જોઇએ. જયારે નવા પ્રદેશ અથવા ડીસ્ટ્રીકટને સહકારનો પ્રદેશ બનાવવો હોય ત્યારે સહકારનાં તત્વનો પ્રચાર કરનારી કોઇ પણ સંસ્થા તરફથી નમૂના દાખલ અમુક સહકારી મંડળીઓની સ્થાપના કરવામાં આવે તો વાંધા જેવું નથી; પરંતુ જયારે એવી મંડળીઓને સારૂં નાણું પૂરાં પાડનાર તથા અંકુશ રાખનાર મધ્યસ્થ સંસ્થાની સ્થાપના કરવામાં આવે ત્યારે નવી મંડળીઓની સ્થાપના પાડોશીઓના થતા હિતનું અનુકરણ કરવાની ઇચ્છાને અંગે જ થવી જોઇએ. કેટલાક આખા પ્રાંતો તથા પ્રાંત વિભાગો એવા છે કે સ્થાનિક સંજોગોને લઇને ત્યાં આગળ યોગ્ય દેખરેખ રાખવી બની શકે તેમ હોતું નથી; ત્યાં એવી સૂચના કરવામાં આવી છે કે કોઇપણ પ્રકારનું સહકાર્ય એવા પ્રદેશમાં દાખલ કરવું એ ભૂલભરેલું થઇ પડે. તોપણ તે પ્રદેશોમાં પણ સ્થાનિક સંજોગો ધ્યાનમા લેતાં જયાં સહકારી શાખવાળી મંડળીઓની સ્થાપના

ન્હાના ખેડૂત અથવા કારીગરનું હિત વધારી શકે તેમ લાગે ત્યાં તેવી મંડળીઓની સ્થાપના ઉપર આ જાતનો અંકુશ મૂકવો સલાહકારક નથી, ટપાલ ઇત્યાદિ વ્યવહારનાં સાધનના અભાવે અથવા લોકોની નિરક્ષરતા તથા અજ્ઞાન સ્થિતિને લીધે દેખરેખ રાખી શકાય નહિ એવું જણાય તેટલાથી જ લોકોને તેમની સ્થિતિ સુધારનારી સંસ્થાનો લાભ ન આપવો તે નીતિ તદ્દન ભૂલભરેલી છે. ખરો ઉપાય તો એ છે કે વ્યવહારનાં સાધનો ધીરે ધીરે સુધારીને તથા અજ્ઞાનનો નાશ કરીને જયાં જયાં ખરી જરૂર જણાય ત્યાં ત્યાં સહકારી શાખવાળી મંડળીઓની સ્થાપના કરવી જોઇએ.

કેટલાક પ્રાંતોમાં અને મુખ્યત્વે કરીને મુબાઇમાં, મંડળીઓની સ્થાપના વિગેરે કરવાનું ઘણું શરૂઆતનું કામ બીનસરકારી સ્વયંસેવકો જેમને ઓનररી ઓરગેનાઇઝર કહે છે તેમની મારફત કરવામાં આવે છે. તેઓનો સહકારના કારોબાર સાથે કાંઇ પણ જુમ્મેદારીવાળો સંબંધ ન હોવાને લીધે તેમના પ્રયાસ છૂટાછવાયા અને ધોરણ વિનાના થઈ જવાનો ઘણો સંભવ છે. બીજું તેઓ એમ નથી જાણતા કે એક વખતે મંડળીઓની સ્થાપના કર્યા પછી તે મંડળીઓનું કામકાજ ફતેહમંદ ચાલે તેમ કરવાની પણ તેઓની જ ફરજ છે. બીજા પ્રાંતોમાં સહકારનું શિક્ષણ આપવાનું તથા પ્રાથમિક તપાસ કરવાનું કામ મધ્યસ્થ બેન્કોના ડીરેકટરો અને તેવી બેન્કોના રોકેલા સુપરવાઇઝર (દેખરેખ રાખનારાઓ) મારફત કરાવવામાં આવે છે. મધ્ય પ્રાંતો, સંયુક્ત પ્રાંતો, બીહાર અને બંગાલમાં આ રીત ચાલુ છે. આ રીતના ઘણા ફાયદા છે, પરંતુ આ રીત તે જ પ્રાંતોમાં અથવા પ્રદેશોમાં દાખલ કરી શકાય કે જયાં નવા પ્રદેશોમાં સ્થાપવામાં આવતી મંડળીઓ શિવાયની બીજી બધી મંડળીઓના સભાસદપણાવાળી અથવા મિશ્ર સભાસદપણાવાળી તાલુકાની અથવા ડીસ્ટ્રીકટની મધ્યસ્થ બેન્કો સાથે જોડાયેલી હોય. આ બધી વખતે જે માણસ મંડળીની સ્થાપના કરે તેણે મંડળી રજીસ્ટર થયા બાદ મંડળી ઉપર દેખરેખ રાખનાર તરીકે તથા શિક્ષક તરીકે પોતાનો સંબંધ જારી રાખવો જોઇએ. તોપણ આ રીતમાં એક ખામી છે. કારણ કે સહકારી મંડળીઓનો કઇ રીતે વિસ્તાર થવો જોઇએ તેની ચોક્સ

પદ્ધતિના અજ્ઞાનને લઇને કેટલાક પ્રદેશની મધ્યસ્થ બેન્કોના ડીરેક્ટરો તથા સુપરવાઇઝરોએ પોતાની સંસ્થાઓને બહોળો વેપાર મળે તેવા ઇરાદાથી પૂરેપૂરી ચોકસી કર્યા શિવાય અને નાણાંની જોગવાઇ થઇ શકે તેના કરતાં વધુ પ્રમાણમાં મંડળીઓની સ્થાપના ન થાય તે બાબતે પૂરતી સાવચેતી રાખ્યા શિવાય મોટી સંખ્યામાં મંડળીઓની સ્થાપના કર્યા કીધી છે. સહકારી વ્યવસ્થાને લગતાં તત્વોની પૂરેપૂરી પીછાણ થતાં આ ખામી દૂર થશે એવી આશા રાખવામાં અ વે છે, અને ઉપરના સંજોગો જોતાં મધ્યસ્થ બેન્ક અથવા યુનીયન તેજ વ્યવસ્થાપક સંસ્થા તરીકે ઉત્તમોત્તમ કામ કરી શકશે એ વાત નિર્વિવાદ છે.

તોપણ કેટલાક પ્રાંતમાં એવા વિભાગો છે કે જ્યાં સહકાર્યનું નામ નિશાન પણ નથી અને જ્યાં સહકારની શરૂઆત કરવાથી ઘણો લાભ થઈ શકે. આવા પ્રદેશોમાં અત્યાર સુધી વ્યવસ્થાપકનું કામ સ્થાનિક અમલદારો તરફથી અથવા રજીસ્ટ્રારના ખાતાંના માણસો મારફત કરવામાં આવતું હતું. આ રીત વખાણવા લાયક નથી, અને પ્રાંતિક સરકાર તેને ચાલુ રાખશે પણ નહિ. બીન શાખવાળી સહકારી મંડળીઓની પણ એવીજ સ્થિતિ છે. ઘણા પ્રાંતોમાં બીન શાખવાળી સહકારી મંડળીઓની સ્થાપનાને કુદરતી અને દઢ ચાલુમાં ગણી છે. અને બની શકે તેમ, સરકારી અમલદારો મારફત અવારનવાર સહકારનાં તત્વોનું શિક્ષણ અપાય છે. વખત જતાં વધતી જતી આ બન્ને માંગણીઓને પુગી વળવા સારૂ વ્યવસ્થાપક મંડળીઓની સ્થાપના થાય તો ઘણું સારૂં.

ઉપર કહી ગયા તે ઉપરથી જણાશે કે સહકાર્ય પ્રવૃત્તિની સંગીનતા સારૂ મંડળીઓની સારી વ્યવસ્થાની જેટલી જરૂર છે તેટલીજ બલ્કે તેથી વધારે જરૂર મંડળીઓની સ્થાપના કર્યા પછી તેઓના કામકાજપર ધોરણસર દેખરેખ રાખવાની છે. કામના બોજા તળે દબાયલા અજ્ઞાન ખેડૂતો તથા કારીગરોને એક સાદી શાખવાળી મંડળીની વ્યવસ્થા કરવી તે પણ ઘણું મુશ્કેલ થઇ પડે છે, અને ઓદ્ધેદારોની ઉદ્ધતાઇ ઉપર પૂરતો અંકુશ તેમનાથી રાખી શકાતો નથી. તેથી કરીને ગામડાંઓમાં મંડળીઓ સરવાયા ઉપર સ્થાપવામાં આવેલી હોય તો પણ મંડળીઓનું કામ ચલાવવામાં સૂચના તથા સલાહ આપતી વખતે

જો સાચાં સિદ્ધાંતોને વળગી રહેવાની પૂરતી દરકાર રાખવામાં ન આવે તો ફક્ત સદ્ધર પાયા ઉપર મંડળીની સ્થાપના કરવાથીજ બધું કામ સંગીનપણે ચાલશે એમ ધારી શકાય નહિ. તેથી ઉલટું જો યોગ્ય સલાહ અને શિક્ષણના પરિણામે સભાસદો તેમને આપવામાં આવેલા શિક્ષણને અનુરૂપ તથા સિદ્ધાંતને અનુકૂલ વર્તન કરતાં શીખે તો મંડળીને સહકારી તત્વ અનુસાર ચલાવવામાં આવે છે તે બીના મંડળીની નાણાં વિષયક સ્થિતિ સદ્ધર બનાવવામાં ઘણી સહાયભૂત થઈ શકે છે.

સહકારી મંડળીઓના કાયદામાં જાથુની દેખરેખ તથા સૂચના વિષે જોગવાઇ કરવામાં આવી નથી. ખાસ સંજોગોનાં ફક્ત તપાસ તથા પૂછપરછ કરવાનું ઘડવામાં આવ્યું છે. તેથી કરીને દેખરેખ એટલે શું તે અમે જણાવીશું. તેમાં પહેલવહેલાં મંડળીઓના સભાસદોને સહકાર્યનાં તત્ત્વોનું શિક્ષણ આપવાની ફરજનો સમાવેશ થઇ જાય છે. મંડળીઓના સદ્ધરપણાની તથા સંગીનપણાની પરીક્ષા કરવા ઉપરાંત સુવ્યવસ્થિત રીતે કારોબાર ચલાવવામાં મદદ કરવાનો પણ ઉદ્દેશ સચવાવો જોઇએ. દેખરેખ રાખનારે (સુપરવાઇઝરે) સાધારણ રીતે હીસાબ ખરા રાખવામાં આવે છે કે નહિ તેની સામાન્ય તપાસ કર્યા પછી બહુ બારીક તપાસ કરવાની જરૂર નથી. પરંતુ મંડળીઓનો કારોબાર સદ્ધરપણે ચાલે છે કે નહિ તથા ખરાં સહકાર્યના તત્ત્વોનું પ્રતિપાદન થાય છે કે નહિ તે બાબતની દરકાર તેણે રાખવી જોઇએ. વધારામાં તેણે નીચે પ્રમાણે કામ કરવાં જોઇએ–હોદ્દેદારોને પોતાના કામની વિગતોનું પૂરૂં ભાન છે કે નહિ, તથા સભાસદો મંડળીના સામાન્ય કારોબારથી વાકેફ રહે છે કે નહિ તે વિષે તપાસ કરવી; મુશીબતોમાં તથા વાંધાઓ ઉભા થાય ત્યારે સલાહ આપવી; ભૂલો થઇ હોય તેને સમજાવીને દૂર કરવી; ઓડીટ વખતે કરવામાં આવેલી સૂચનાઓનો અમલ થાય છે કે નહિ તે જોવું; અને સહકાર્યના નૈતિક, સામાજીક અને કેળવણી વિષયક તથા આર્થિક આદર્શ તથા ફાયદા સભાસદોના મગજ ઉપર ઠસાવવા.

દેખરેખ રાખવાનું કામ કુતૂહલ દૃષ્ટિથી કરવામાં ન આવતાં ફરજ દાખલ તથા પ્રેમયુક્ત ભાવનાથી કરવામાં આવવું જોઇએ અને કામ

તરફ નજર કરતાં તથા મોટી સંખ્યામાં સહકારી અમલદારોની નીમણુંક કરવાની અયોગ્યતા તરફ જોતાં આ કામ સહકારી સંસ્થાઓ પોતેજ માથે લઇ લે તે બહેતર છે. જયારે મંડળીઓને યુનીયનોમાં અથવા મધ્યસ્થ બેન્કોમાં એકત્ર કરવામાં આવેલી હોય છે ત્યારે દેખરેખ રાખનારા માણસોને એ સંસ્થાઓ તરફથી નીમવામાં આવે છે, તથા તેમના કામકાજ ઉપર એજ સંસ્થાઓ તરફથી નીમવામાં આવે છે, તથા તેમના કામકાજ ઉપર એજ સંસ્થાઓ અંકુશ રાખે છે, અને આ રીત આવકારદાયક છે. મંડળીઓ આવી સંસ્થાઓમાં એકત્ર થાય છે તે ફક્ત નાણાં પૂરાં પાડવા સારૂજ નહિ પણ અરસપરસ દેખરેખ તથા અંકુશ રાખવા સારૂ એકત્ર થાય છે. યુનીયનો તથા બેન્કો તરફથી દેખરેખ રાખનારા માણસોની નીમણુંક કરવામાં, પગાર આપવામાં તથા અંકુશ રાખવામાં આવે છે, અને રજીસ્ટ્રારનો અંકુશ આડકતરોજ હોય છે. દેખરેખ રાખનારા માણસોના ભવિષ્યની સુધારણા સારૂ અને તેમના કામકાજમાંથી જડતા અને નિર્જીવતા દૂર કરવા સારૂ મધ્ય પ્રાંતોમાં થયું છે તે માફક એક પ્રાંતિક મહામંડળ તથા યુનીયન મારફત સઘળી મધ્યસ્થ બેન્કોએ એકજ દેખરેખ રાખનારા ખાતાનો નિભાવ કરવો જોઇએ. બર્મામાં પણ પગારદાર સુપરવાઇઝરોની નીમણુંક કરવા સારૂ યુનીયનો સ્થાપવામાં આવે છે.

મજૂરો તથા ગરીબ વર્ગોની મંડળીઓની સ્થાપના તથા દેખરેખનું કામ સક્કર સામાજીક સ્વયંસેવકો અથવા તે કામમાં રસ લેનારા માણસોનાં બનેલાં મંડળો મારફત કરવામાં આવે તો તેનું ઘણું સારૂં પરિણામ આવે. બહોળો ખર્ચ ઉઠાવવામાં આવતો હોવાથી તથા પરોપકારનું કામ હોવાથી આવી સંસ્થાઓને આ કામમાં સરકાર તરફથી પણ નાણાંની મદદ મળવી જોઇએ. આ જાતની ઔદ્યોગિક મંડળીઓની સ્થાપના તથા દેખરેખનું કામ બંગાલ અને મુંબાઇની માફક ખાસ સુપરવાઇઝરો મારફત અથવા ખેડૂતોની શાખવાળી મંડળીઓની દેખરેખની જે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવે છે તેવી રીતે કરવામાં આવે છે. જો ઔદ્યોગિક કમિશને ચલાવેલી તપાસને

પરિણામે સહકાર્ય મારફત ગૃહ ઉદ્યોગની ખીલવણીની વિશાળ યોજના એ ઘડવામાં આવે, અને બંગાલ ગૃહઉદ્યોગપોષક મંડળ જેવી સંસ્થાઓની સ્થાપનાની યોજના સ્વીકારવામાં આવે તો સહકારી કારોબારની દેખરેખ હેઠળ આવાં મંડળો આ જાતની ઔદ્યોગિક મંડળીઓની સ્થાપના અને દેખરેખ બાબતમાં ઘણી સારી મદદ કરી શકશે.

મોટા વિસ્તારવાળી નાગરિક મંડળીઓ, પગારદાર નોકરોની મંડળીઓ, બેન્કો અને વ્યાપારીઓની મંડળીઓ, તથા ઘરસામગ્રી પૂરી પાડનારી મંડળીઓ અને જથાબંધ માલ પૂરો પાડનારી મંડળીઓ જેવી મહત્વની બીજ શાખવાળી સહકારી સંસ્થાઓની સારી તપાસ તથા દેખરેખ ખેડૂતોની મંડળીઓની દેખરેખ રાખનાર સંસ્થાઓથી રાખી ન શકાય અને બન્ને જાતની સંસ્થાઓની જરૂરી દેખરેખનું ધોરણ એકસરખું હોતું નથી. તેથી કરીને આવી મોટી સહકારી સંસ્થાઓની દેખરેખ રાખવાનું કામ રજીસ્ટ્રાર અથવા તેના હાથ તળેના અનુભવી અમલદારોને માથે આવી પડે છે; જો કે જ્યાં આગળ મંડળીઓ મોટા પ્રાંતિક દેખરેખ તથા અંકુશ રાખનારા મંડળની જોડે જોડાયેલી હોય ત્યાં આગળ તે દેખરેખની વ્યવસ્થા એવા મંડળ મારફત કરવામાં આવવી જોઇએ. જે પ્રાંતોમાં મધ્યસ્થ બેન્કોના કારોબાર ઉપર દેખરેખ રાખવાથી પ્રાંતિક બેન્કો તેમના ઉપર થોડો અંકુશ રાખી શકે છે. પરંતુ જે પ્રાંતોમાં એવી પ્રાંતિક બેન્ક અથવા મહામંડળ હયાતીમાં ન હોય ત્યાં આગળ રજીસ્ટ્રારને જાતે મધ્યસ્થ બેન્કોના કામકાજ ઉપર ધ્યાન આપવું પડે છે. જેમ જેમ આ સંસ્થાઓનો વિકાસ થતો જાય તેમ તેમ આ જાતનો અંકુશ ઓછો કરવો જોઇએ. મધ્યસ્થ બેન્કો રજીસ્ટ્રારની દેખરેખ હેઠળ હોય છે અને તેમ થોડો વખત સુધી રહેશે; જો કે આવી મધ્યસ્થ બેન્કોનું બંધારણ મૂડીવાળાઓનું જ હોય તે શિવાય બીજે બધે ઠેકાણે આ અંકુશ માત્ર નામનોજ હોવો જોઇએ. જો સામ્રાજ્યની બેન્કની સ્થાપના કરવામાં આવે તો પ્રાંતિક બેન્કો ઉપર તેઓને નાણાં ધીરવા અગાઉ કોઇપણ પ્રકારનો અંકુશ રાખવાની રીત આદરવામાં આવશે.

દરેકે દરેક વેપારી મંડળી જેમાં તે મંડળીના કામકાજમાં હિત

ધરાવનારા થોડા ખાનગી માણસો અથવા મોટી સંખ્યાવાળા ભાગીદારોના સંતોષ સારૂ ચોખ્ખા હીસાબ કિતાબ રાખવામાં આવે છે ત્યાં વખતોવખત તે મંડળીના ચોપડા તથા હિસાબનું ઓડીટ થવું જોઇએ. હિંદુસ્થાનની કંપનીઓના કાયદાની રૂએ દરેક રજીસ્ટર કરવામાં આવેલી કંપનીને પોતાની વાર્ષિક સાધારણ સભા વખતે આવતા વર્ષ માટે ઓડીટર નીમવો પડે છે, અને આ ઓડીટરને બધા કંપનીના ચોપડા, હીસાબ, તથા પાવતીઓ માંગવાનો તથા તપાસવાનો અધિકાર હોય છે, અને પોતાના કામને લગતા હરેક પ્રકારના પ્રશ્નો પૂછવાની તથા ખબર મેળવવાની તેને સત્તા હોય છે. પોતાની કંપનીનું યોગ્ય ઓડીટ કરાવવાની કંપનીના સભાસદોની પોતાની ફરજ હોય છે. તેઓ વ્યવસ્થાપકોથી સ્વતંત્ર એવી કંપનીના કામકાજની તપાસ કરવા સારૂ અને ભાગીદારોને તે તપાસનું પરિણામ જાહેર કરવા સારૂ ઓડીટરોની નીમણુંક કરે છે. સહકારી મંડળીઓનો કાયદો આ જુમ્મેદારી રજીસ્ટ્રારને શિર નાંખે છે. એનું કારણ ખુલ્લું છે. સરકારે પોતે સહકાર પ્રવૃત્તિ શરૂ કરેલી હોવાને લીધે અને તેને નાણાંની સગવડ આપીને સારે પાયે ચલાવેલી હોવાને લીધે, અત્યાર સુધીનો પૈસા રોકનારાઓનો સહકારી મંડળીઓ ઉપરનો વિશ્વાસ મંડળીઓના કારોબાર તથા તેમનાં બંધારણના જ્ઞાનને લીધે નહિ પણ સરકારના વલણના જ્ઞાનને લીધે દેખવામાં આવ્યો છે. મૂડી રોકનારા માણસોએ મંડળીઓ ઉપર મૂકેલો વિશ્વાસ યોગ્ય રીત જાળવવા સારૂ, મંડળીઓ સદ્ધર પાયા ઉપર તેનો વિસ્તાર વધારે તેને સારૂ, મંડળીઓને આપવામાં આવેલી નાણાંની મદદની સહીસલામતી સારૂ અને છેવટના સહકારી મંડળીઓના કાયદાની રૂએ બક્ષવામાં આવેલા હકકોનો દુરૂપયોગ તો કરવામાં નથી આવતો, અથવા તો તે હકકો અયોગ્ય સંસ્થાઓ પણ નથી ભોગવતી, તેટલું જોવા સારૂ સરકારી અંકુશવાળા ઓડીટની ખાસ જરૂર જોવામાં આવી છે. તેથી કરીને રજીસ્ટ્રારના ઉપર દરેક મંડળીના હીસાબ દરેક વર્ષે ઓછામાં ઓછાં એક વખત ઓડીટ કરાવાની અથવા યોગ્ય માણસો મારફત ઓડીટ કરાવવાની ફરજ નાંખવામાં આવે છે. એવું ઓડીટ કરવામાં આવતી વખતે મંડળીએ પોતાના બધા ચોપડા, દફતરો તથા જામીન-

ગીરીઓ રજુ કરવાં જોઇએ. સહકારી મંડળીઓના કાયદામાં ઘડયા મુજબ ઓડીટમાં, વસુલ ન થયેલાં દેવાંની તપાસ તથા મંડળીઓનાં લ્હેણાં તથા દેણાં વિગેરેની આંકણીનો સમાવેશ થઈ જાય છે. સહકારી મંડળીઓના ઓડીટમાં સામાન્ય બીન સહકારી સંયુક્ત ભંડોળવાળી કંપનીઓના ઓડીટ કરતાં વધુ વિશાળ પ્રકારની તપાસ કરવી પડે છે. ઓડીટરે નીચેની બાબતો ઉપર ધ્યાન આપવું જોઇએ–કાયદાનો, નિયમોનો અથવા પેટા કાયદાનો ભંગ કરવામાં આવ્યો છે કે કેમ તેની નોંધ કરવી; રોકડ તથા જમે રકમની ચોકસી કરવી, અને હીસાબ ચોખ્ખા છે કે નહિ તે વિષે ખાત્રી આપવી; કરજો યોગ્ય રીતે ખરેખર હપતાથી અને જરૂરી કારણોસર તથા પૂરતી જામીનગીરી ઉપર ધીરવામાં આવે છે કે નહિ તેની તપાસ કરવી; વસુલ કરવામાં આવેલાં નાણાંની તથા રોકડ નાણાં આવ્યા શિવાય ચોપડે જમા કરવામાં આવેલી રકમોની અથવા અયોગ્ય રીતે વધારવામાં આવેલી મુદતો વિગેરેની તપાસ કરવી; અને સાધરણ રીતે મંડળી સદ્ધર પાયા ઉપર કામકાજ કરે છે અને સાધારણ સભાસદો પોતાની ફરજો અને જોખમદારીઓ સંપૂર્ણ રીતે સમજે છે કે નહિ તે બાબતપર લક્ષ આપવું.

ઓડીટ મંડળીના કામકાજની જગો ઉપર જ થવું જોઇએ. ઘણી વખત કરવામાં આવે છે તેમ જો ઓડીટ મુખ્ય ઓફીસના સ્થળે કરવામાં આવે તો સહકારનાં તત્ત્વો તથા કારોબાર પરત્વે શિક્ષણ આપવાની ઓડીટની જે ઉપયોગિતા છે તેનો વિનાશ થઇ જાય અને ઓડીટ ફક્ત ચોપડા તથા હીસાબકિતાબની નિર્જીવ તપાસણીનું રૂપ પકડે. શાસ્ત્રીય ધોરણપર હીસાબ વિગેરેમાં કાઢવામાં આવેલી ચૂકો તથા સેક્રેટરીની ઉલટપાલટ તપાસથી મંડળીને કુલ કાંઇ વધુ ફાયદો નથી, અને ઓડીટને લગતી મુશીબતો તથા અગવડોને લઇને મંડળીના સભાસદો અને ખાસ કરીને કાર્યવાહકો ઓડીટની પદ્ધતિ તરફ વિરોધ દર્શાવે છે. અને તેના ફાયદા વિષે શકમંદ થાય છે. ગામડાંઓની મંડળીઓનું ઓડીટ કરતી વખતે સભાસદોને મળવું, તેમની સ્થિતિ વિષે તેમને પ્રશ્ન પૂછવા, અંગત તપાસ કરીને ચોપડાઓમાં લખેલી વિગતોના ખરાપણાનો નિશ્ચય કરવો, અને કમિટીઓના તથા મંડળી-

ઓના સભાસદોને પોતાની ફરજો બજાવવામાં સૂચનાઓ આપવી એ ઓડીટરનું કર્તવ્ય છે.

સહકારી મંડળીઓના ઓડીટમાં ખાસ કરીને તે ઓડીટ અસરકારક થવું જોઇએ, અર્થાત્ ઓડીટર તરફથી કરવામાં આવેલી સૂચનાઓનો અમલ કરવો જોઇએ, તથા દેખાડવામાં આવેલી ભૂલોને સુધારવી જોઇએ. જો કેટલાક પ્રાંતોમાં થાય છે તે મુજબ ઓડીટરોના રીપોર્ટ જૂજ જેવા અચોક્કસ હોય અને મંડળીઓના દફતરોમાં જ શીવાતા હોય તો ઓડીટ કરવામાં વપરાતી મહેનત તથા વખતનો દુરૂપયોગ થાય છે અને જાહેર પૈસાનો સરકાર તરફથી નકામો વ્યય થાય છે એમજ ગણી શકાય. ઓડીટ પૂરેપૂરૂં થવું જોઇએ, ઓડીટરનો રીપોર્ટ વિગતવાર હોવો જોઇએ, જોકે બહુજ બારીકીવાળો હોવાની કાંઇ જરૂર નથી, અને જયારે કાંઈ ખાસ સૂચના કરવામાં આવી હોય ત્યારે મંડળીઓ ઉપર અંકુશ રાખનારી સંસ્થાએ લક્ષમાં રાખવું જોઇએ કે સૂચનાનો પૂરેપૂરો અમલ કરવામાં આવે. જયારે મંડળીઓને યુનીયનોમાં અથવા મધ્યસ્થ બેન્કોમાં એકત્રિત કરવામાં આવેલી હોય છે ત્યારે આ સંસ્થાઓના હાથ તળે કામ કરતા સુપરવાઇઝરોની ફરજ છે કે ઓડીટરની સૂચનાઓનો મંડળીઓ તરફથી અમલ કરવામાં આવે છે કે નહિ તે બાબતની તપાસ કરવી. આવી વખતે નિયમિત રીતે ઓડીટરની નોંધ જોયા પછી રજીસ્ટ્રાર તરફથી શાં પગલાં ભરવામાં આવ્યાં છે અથવા ભરવામાં આવનાર છે તે રજીસ્ટ્રારને પૂછવામાં આવે છે.

ઓડીટરની લાયકાત સંબંધી એક જ ધોરણ ચાલુ નથી. કેટલીક વખતે ઓડીટરની નીમણુંક બારોબાર કરવામાં આવે છે, ત્યારે કેટલીક વખતે સરકારી ખાતાના અમલદારોમાંથી જ ઓડીટરની નીમણુંક થાય છે અને ત્યાર પછી તેને વિદ્યમાન સહકારી નોકરો જોડે રાખીને કામમાં પલોટવામાં આવે છે, તથા સહકારનાં તત્વો તથા કારોબારનું થોડું શિક્ષણ તેને આપવામાં આવે છે. હીસાબકિતાબના બહુ બારીક જ્ઞાનની જરૂર ન હોવાથી હિંદુસ્તાનની કંપનીઓના કાયદામાં જણાવ્યા મુજબ ઓડીટરને પ્રમાણપત્ર હોવાની જરૂર હોતી નથી; શિવાય કે મધ્યસ્થ

બેન્કો તથા મોટી બીન ખેડૂતોની તથા બીન શાખવાળી મંડળીઓના ઓડીટરો સારૂ એવાં પ્રમાણપત્રની જરૂર પડે છે. ઘણા પ્રાંતોમાં ઓડીટરોને કેળવણીના પ્રચારનું તથા સહકારનાં તત્વોના શિક્ષણનું કામ પણ કરવું પડે છે. જયાં સુધી આ કામ ઓડીટરોની સામાન્ય ફરજોને અંગે કરવાનું પ્રાપ્ત થાય ત્યાં સુધી કાંઇ વાંધો નથી, પરંતુ આ કામ તેઓને તેમની મુખ્ય ફરજ તરીકે સોંપાવું જોઇએ નહિ. જો આવાં બીજાં કામોમાં ઓડીટરનો ઘણો વખત રોકાય નહિ તો સાધારણ રીતે દરેક ઓડીટર આશરે ૧૦૦ મંડળીઓનું ઓડીટ દર વર્ષે કરી શકે.

પહેલા સહકારી મંડળીઓના કાયદામાં એમ ઘડવામાં આવ્યું હતું કે સરકાર તરફથી કરવામાં આવતા ઓડીટ દાખલ કાંઈ ફી લેવી નહિ. સહકાર પ્રવૃત્તિને બક્ષવામાં આવેલા હક્કોમાંનો આ એક મોટો હક્ક હતો. જેમ જેમ પ્રવૃત્તિ શરૂઆતનાં પગથીયાં પસાર કરીને જલદી વિસ્તાર પામી તેમ તેમ સરકાર ઓડીટનો વધતો જતો ખર્ચ અમર્યાદિત રીતે વેઠી લે તે યોગ્ય લાગ્યું નહિ. તેથી કરીને પ્રાંતિક સરકારોને નિયમો ઘડવાની સત્તા આપનારી સહકારી મંડળીઓના કાયદાની કલમમાં એમ ઘડવામાં આવ્યું છે કે સરકારી ઓડીટને સારૂ લેવાની ફી મુકરર કરવાના નિયમ પણ પ્રાંતિક સરકાર ઘડી શકે. જમીનની મહેસુલનો વસુલ કરવાની હોય તેમજ આ ફી પણ વસુલ કરવામાં આવે છે.

પ્રાંતિક સરકારોને અપાયેલી આ સત્તાનો સઘળા પ્રાંતોમાં ઉપયોગ કરવામાં આવ્યો નથી. મદ્રાસમાં સખત વાદવિવાદના અંતે બીન ખેડૂતોની મંડળીઓ પાસેથી અને મધ્યસ્થ મંડળીઓ પાસેથી ઓડીટની ફી લેવી એવું નક્કી કરવામાં આવ્યું છે; અને તેવીજ રીતે પંજાબમાં પણ બધી મંડળીઓ પાસેથી ઓડીટ ફી લેવામાં આવે છે. સંયુક્ત પ્રાંતોમાં ખેડૂતોની સહકારી મંડળીઓનું પ્રાથમિક ઓડીટ ઘણું ખરૂં મધ્યસ્થ બેન્કોની મદદથી કરવામાં આવે છે. મધ્ય પ્રાંતોમાં પ્રાથમિક મંડળીઓ તથા મધ્યસ્થ બેન્કો જે પ્રાંતિક મહામંડળમાં એકત્ર થયેલી છે તે મહામંડળ તરફથી ઓડીટની વ્યવસ્થા કરવામાં આવે છે. મુંબાઇ અને આસામમાં નિયમિત જવાબદારીવાળી બીન ખેડૂતોની સહકારી મંડળીઓ, જેમનું કામકાજનું ભંડોળ રૂ. ૫૦,૦૦૦ થી વધુ રકમનું

હોય છે તેમની પાસેથી ઓડીટની ફી લેવામાં આવે છે. બીહાર, બર્મા અને બંગાલમાં ઓડીટની ફી લેવાની યોજનાઓ ઉપર વિચાર ચલાવવામાં આવે છે.

ઉપર બતાવ્યા મુજબ જેમ જેમ સહકાર પ્રવૃત્તિનો વિસ્તાર વધતો ગયો તેમ તેમ સરકાર તરફથી મંડળીઓના ઓડીટ દાખલ વેઠવામાં આવતા ખર્ચનો બધો અથવા થોડો ભાગ આપવા સારૂ મંડળીઓ પાસે માંગણી કરવાની સત્તા પ્રાંતિક સરકારોને આપવાની જરૂર જણાઇ છે. પરંતુ એમ જણાયું છે કે ઓડીટના કામમાં ફક્ત ખાતાનું રૂઢિનું જ કામ થાય છે તે પણ થોડે ઘણે અંશે ઓછું કરી નાંખવું જોઇએ. મંડળીઓની સંખ્યાના વધારાને લીધે પ્રમાણમાં ઓડીટની સંખ્યા પણ વધારવી જરૂરી છે, પરંતુ ખાતાના સરકારી નોકરોની સંખ્યા વધારવાની અયોગ્યતા સ્વીકારીને સરકાર તરફથી તથા બાહોશ સહકારકો તરફથી એવો મત પ્રદર્શિત કરવામાં આવ્યો છે કે સરકારી અમલદારોની સંખ્યા જેમ બને તેમ ઓછી કરવી, અને ઓડીટનું કામ કરવામાં બીન સરકારી વ્યક્તિઓ તથા સંસ્થાઓનો જેટલો બને તેટલો વધારે ઉપયોગ કરવો. સરકારી તથા બીન સરકારી ઓડીટ કરનારી સંસ્થાઓ વચ્ચે કામની વહેંચણી કયી રીતે કરવી તે સંબંધે કોઇ ચોક્કસ મત બંધાયો નથી, પરંતુ મધ્ય પ્રાંતો તથા બીજા કેટલાક પ્રાંતોમાં બીન સરકારી સંસ્થાઓ તરફથી કરવામાં આવતા કામ તરફ જોતાં બન્ને સંસ્થાઓ વચ્ચે કામકાજની કેવી રીતે વહેંચણી કરવી તે માલૂમ પડશે.

મંડળીઓના ઓડીટની કુલ જવાબદારી રજીસ્ટ્રારને શિર નાંખી દીધેલી હોવાથી જ્યાં સુધી રજીસ્ટ્રાર કાયદેસર સોંપવામાં આવેલી પોતાની ફરજો બજાવે ત્યાં સુધી તેણે મંડળીઓ જોડે નિકટ સંબંધમાં રહેવું જોઇએ. ઉપરાંત વેપારી પદ્ધતિથી અણજાણે એવા મનુષ્યોમાં સહકાર પ્રવૃત્તિનો વિકાસ થતો હોવાથી તે માણસોના તથા પ્રાથમિક મંડળીઓમાં પોતાનાં નાણાં રોકનાર મનુષ્યોના બન્નેના હિતને સારૂ સ્વતંત્ર અને ભરોંસાપાત્ર સંસ્થા તરફથી મુદતસર ઓડીટ થવું આવશ્યક છે, અને રજીસ્ટ્રાર આ ખોટ બહુ સારી રીતે પૂરી પાડે છે.

તેથી કરીને રજીસ્ટ્રારે પોતાના અમલદારો મારફત વધારાના ઓડીટ (સુપર ઓડીટ super audit) ની સત્તા વાપરવી જોઇએ, અને આ વધારાનું ઓડીટ સરકાર તરફથી પગાર લેતા અને રજીસ્ટ્રારના અંકુશ હેઠળ કામ કરતા ઓડીટરો મારફત થવું જોઇએ. આ સત્તાનો કેટલે દરજ્જે ઉપયોગ થવો જોઇએ, સરકાર તરફનું ઓડીટ દર વર્ષે થવું જોઇએ કે બે અથવા વધુ વર્ષોની મુદતે થવું જોઇએ તે પ્રશ્નોનો નિકાલ, બીન સરકારી સંસ્થાઓની કેટલે દરજ્જે ખીલવણી થઇ છે, મંડળીઓ એકત્ર પ્રવૃત્તિ અને અરસપરસ અંકુશ માટે કેટલી લાયકાત ધરાવે છે, થાપણ મૂકનારાઓનો સહકારી સંસ્થાઓમાં કેટલો વિશ્વાસ છે, યુનીયનો અને મધ્યસ્થ બેન્કોની પદ્ધતિ કેટલે અંશે પ્રચારમાં આવી છે અને મંડળીઓ પોતાનાં ભંડોળ સારૂ કેટલે દરજ્જે પોતાના પગ ઉપર ઉભી રહી શકે છે તેના ઉપર આધાર રાખે છે.

આ બાબતમાં પહેલું પગથીયું સહકારી સંસ્થાઓએ પોતે નીમેલા ઓડીટરો મારફત દર વર્ષે કરવામાં આવતું ઓડીટ અને બબ્બે વર્ષે કરવામાં આવતું વધારાનું ઓડીટ કરાવવાની વ્યવસ્થા કરવાથી ભરાશે. પ્રાથમિક ઓડીટ કરવાનું અને તે ઉપર અંકુશ રાખવાનું કામ એક મંડળીથી અથવા તે મંડળીની એકત્ર એક યુનીયન અથવા મધ્યસ્થ બેન્કથી સંતોષકારક રીતે ના થઇ શકે. તેથી કરીને આવી સંસ્થાઓએ ઓડીટ સારૂ એકઠા થવાની, એકત્ર મળીને ઓડીટરોની નીમણુંક કરવાની, અને તેમની નીમણુંક, ફેરબદલી તથા બરતરફી વિગેરેની ગોઠવણ કરવાની જરૂર પડશે. આ ઓડીટરોએ સહકારી મંડળીઓના કાયદાની રૂએ રજીસ્ટ્રાર તરફથી ઓડીટ કરવાની સત્તા મેળવવી જોઇશે. અને જો તે ઓડીટરોનું કામ રજીસ્ટ્રારને ભરોંસાપાત્ર નહિ જણાય તો તેમનાં પ્રમાણપત્રો છીનવી લેવામાં આવશે. જે જે પ્રાંતોમાં સરકારની એવી ઇચ્છા હોય કે સહકારી સંસ્થાઓએ ઓડીટના ખર્ચમાં પોતાનો ફાળો આપવો જોઇએ ત્યાં ત્યાં મધ્ય પ્રાંતોની માફક વ્યવસ્થા તથા દેખરેખ રાખવાનું કામ કરનાર અમલદારો ઉપર જરૂર પડતાં અંકુશ રાખનારી પ્રાંતિક ઓડીટ યુનીયનની સ્થાપના જરૂરી ગણાશે. ગમે તે પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવે તો પણ જો સહકારી સંસ્થા-

ઓને ઓડીટરનું ખર્ચ આપવાની ફરજ પાડવામાં આવે તો અંકુશ પણ તેમના જ હાથમાં રહેવો જોઇએ એ વાત નિર્વિવાદ છે. જો ઓડીટ ખાતાનો કોઈ પણ માણસ પોતાની ફરજ બજાવવામાં ગુન્હો કરે તો રજીસ્ટ્રારને તેને આપવામાં આવેલી સત્તા ખેંચી લેવાનો હક્ક છે. ઓડીટ ખાતાના ખર્ચને પુગી વળવા સારૂ ભંડોળ ઉભું કરવામાં કેટલાક પ્રાંતોમાં પ્રાથમિક મંડળીઓના સભાસદો ઉપર માથા દીઠ લાગત લેવામાં આવે છે, બીજા પ્રાંતોમાં મંડળીઓના કામકાજના ભંડોળના પ્રમાણમાં ખર્ચની વહેંચણી કરી નાખવામાં આવે છે, અથવા તો મંડળીનો ચોખ્ખો નફો અથવા મંડળીના ઓડીટમાં કેટલા દિવસ રોકાયા તેના પ્રમાણમાં ખર્ચનો ફાળો નાંખવામાં આવે છે. એવી પણ સૂચના કરવામાં આવી છે કે નાણાં પૂરાં પાડનાર સંસ્થાઓ તરફથી ધીરવામાં આવતાં કર્જ ઉપર વ્યાજના વધુ દર લઇને પણ ઓડીટનો ખર્ચ વસુલ કરી શકાય.

કારીગરો, મજૂરો અને પછાત વર્ગના માણસોની મંડળીઓના ઓડીટમાં કાંઈ વિશેષ હોતું નથી. પરંતુ આ મંડળીઓ હમણાં જ હયાતીમાં આવેલી હોવાથી અને તે મંડળીઓના સભાસદો ખેડૂતોના કરતાં ઘણા પછાત વર્ગોમાંથી આવતા હોવાથી મોટા કારીગરોની મંડળીઓ શિવાયની બીજી મંડળીઓના ઓડીટનો ખર્ચ સરકાર તરફથી અથવા બીજી કોઇ ઓડીટ કરનારી સંસ્થા તરફથી વસુલ કરવો જોઇએ નહિ. જો ઓડીટ યુનીયન જેવી બીજી કોઈ સંસ્થા તરફથી આવી મંડળીઓનું ઓડીટ કરવામાં આવતું હોય તો તે ઓડીટનો ખર્ચ સરકાર પોતે વેઠી લે તો પણ કાંઇ વાંધો નથી.

તેથી ઉલટું, મોટી નાગરિક મંડળીઓ, પેઢીઓના નોકરોની મંડળીઓ, ઘણીખરી કોમી મંડળીઓ અને પ્રજાકીય બેન્કો તથા માલ પૂરો પાડનારી તથા ઉપજાવનારી મંડળીઓ જેઓનો કારોબાર ઘણો વિસ્તૃત હોય છે તેવી મંડળીઓનું ઓડીટ ઘણું ખર્ચાળ હોય છે અને ઘણો વખત રોકાય છે. તેથી કરીને રજીસ્ટ્રાર અથવા ઓડીટ યુનીયનને

ખાસ લાયકાતવાળા ઓડીટરોની નીમણુંક કરવાની તથા આવી મંડળીઓએ આપવાની ઓડીટ ફી મુકરર કરવામાં કેટલેક દરજજે પોતાની મુનસફી વાપરવાની જરૂર પડે છે.

કેટલીક મધ્યસ્થ અને પ્રાંતિક બેન્કો છ માસિક અથવા વાર્ષિક ઓડીટ કરાવવાની જાતે વ્યવસ્થા કરી લે છે અને સાધારણ સભામાં સભાસદો લાયકાતવાળા ઓડીટરોની નીમણુંક કરે છે. જો તે ઓડીટરોને રજીસ્ટ્રાર પણ પસંદ કરે તો રજીસ્ટ્રારને જૂદું સરકારી ઓડીટ કરાવવાની જરૂર રહેતી નથી, અને રજીસ્ટ્રારો આ ઓડીટરોને પોતા તરફ ઓડીટ રીપોર્ટ મોકલવાનું ફરમાન કરે છે. તે છતાં, સહકારી કમિટીની એવી સૂચના છે કે બેન્કોએ પોતે માથે લીધેલું કોઇ પણ આવું ઓડીટ સરકારી ઓડીટના અંગીભૂત તરીકે ગણવું જોઇએ. તો પછી મોટી બેન્કોએ રજીસ્ટ્રાર તરફથી અથવા તો ઓડીટ યુનીયન તરફથી નીમાયલા અને સત્તાધારી ચાર્ટર્ડ અને ઈન્કોરપોરેટેડ (Chartered and Incorporated Accountant) વિગેરેનાં પ્રમાણપત્રવાળા ઓડીટરો મારફત સરકારી ઓડીટ કરાવવું જોઇએ. આ બેન્કોના હીસાબ ઘણા બારીક વિગતોવાળા હોવાને લીધે સરકારી તથા યુનીયનના ઓડીટરો જલદી ઓડીટ કરી શકે તેમ હોતું નથી, અને તેથી કરીને જો કાબેલ અને લાયકાતવાળા ઓડીટરો નીમવામાં આવે તો તેઓ પોતાના હીસાબી જ્ઞાન તથા અનુભવના પરિણામે હીસાબ રાખવાની પદ્ધતિમાં યોગ્ય સુધારાવધારા સૂચવી શકે અને મૂડી રોકનારા સામાન્ય જનસમૂહમાં પણ વધુ વિશ્વાસ ઉત્પન્ન કરી શકે. બધી મધ્યસ્થ બેન્કોમાં એક જાતની પદ્ધતિ સ્વીકારવામાં આવે તેમ બને નહિં. તોપણ ગમે તે પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવે તે છતાં પોતાના ઓડીટનો ખર્ચ આ સંસ્થાઓએ પોતે ભોગવી લેવો જોઇએ અને આ બાબતમાં સરકારી મદદની અપેક્ષા રાખવી જોઇએ નહિં.



# શુદ્ધિપત્રક.



| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | લીંટી |
|---|---|---|---|
| સમેદ્ધિની | સમૃદ્ધિની | ૨ | ૨૪ |
| ગામડાઓનાં | ગામડાંઓમાં | ૪ | ૧૫ |
| ખેતરોનાં | ખેતરોમાં | ૫ | ૭ |
| વેચાતા | વેચાથી | ૬ | ૨૪ |
| નિરર્થક મારવાડી | નિરથક ખર્ચ ઘણોજ ઓછો થઇ શકે. નાણાં ધીરનાર મારવાડી | ×૮ | ૨ |
| મંડળ | મંડળી | ,, | ૫ |
| સારૂં | સાફ | ,, | ૧૮ |
| ઉઠાઉ | ઉડાઉ | ૯ | ૧૦ |
| થાય | થયા | ,, | ૧૫ |
| વિચારનો | વિચારકો | ૧૪ | ૬ |
| ધર્માદા લેનારના ચારિત્ર્યનોપાયો | ધર્માદા લેનારનું ચારિત્ર્ય કથળે છે ત્યારે. સહકાર્ય ચારિત્ર્યનો પાયો | ×૧૬ | ૮ |
| રાહકારના | સહકારના | ૧૯ | ૨૫ |
| મંડળીઓનાં | મંડળીઓમાં | ૨૧ | ૧૬ |
| અદર | અંદર | ૨૬ | ૬ |
| કાવડીઆનો | કાપડીઆનો | ,, | ૨૦ |
| આયલેન્ડમાં | આયર્લૅન્ડમાં | ૨૯ | ૯ |
| મંડળીઓની જર્મનીના જૂદા જૂદા | મંડળીઓની શરૂઆત જર્મનીમાં થઈ છે. જર્મનીના જૂદા જૂદા | ×૩૨ | ૩ |

| | | | |
|---|---|---|---|
| Providant | Provident | ૩૨ | ૨૬ |
| શુલ્ઝ | શુલ્ઝે | ૩૪ | ૧ |
| અદાયતોમાં | અદાલતોમાં | ,, | ૨ |
| શુલ્ઝં | શુલ્ઝ | ,, | ૯ |
| ,, | ,, | ,, | ૨૩ |
| ,, | ,, | ,, | ૨૫ |
| વ્યવસ્થપકોને | વ્યવસ્થાપકોને | ૩૫ | ૫ |
| બનાવી | બનાવતી | ,, | ૨૪ |
| લોકશાનનની | લોકશાસનની | ૩૮ | ૨૧ |
| એકલી ઉપભોગ | એકત્ર ઉપયોગ | ૩૯ | ૯ |
| જર્મનની | જર્મનીની | ,, | ૧૮ |
| સમકારી | સહકારી | ૪૧ | મથાળું |
| ડેન્માર્ક | ડેન્માર્ક | ,, | ૧૫ |
| ઘટાતી | ઘડાતી | ૪૩ | ૫ |
| જાતાનાં | જાતોનાં | ,, | ૧૩ |
| મંડળીઓ વેચાણ | મંડળીઓ મારફતે વેચાણ | ૪૪ | ૨૭ |
| ડેન્માકના | ડેન્માર્કના | ૪૭ | ૨૬ |
| કરવા | કરવાનો | ૪૯ | ૩ |
| પ્લેન્કેટ | પ્લન્કેટ | ૫૨ | ૧૮ |
| ,, | ,, | ,, | ૨૬ |
| ,, | ,, | ૫૩ | ૧૦ |
| સ્થપાયું | સ્થાપ્યું | ,, | ૧૪ |
| સહકારી | સરકારી | ૫૪ | ૯ |
| પ્લેન્કેટ | પ્લન્કેટ | ,, | ૧૨ |
| ,, | ,, | ,, | ૧૬ |
| મંડળીને | મંડળને | ૫૫ | ૧ |
| ,, | ,, | ,, | ૧૦ |

| | | | |
|---|---|---|---|
| મદદની શાળાઓ | મદદનીશ મંડળીઓ. | ૪ ,, | ૧૫ |
| ખેતીવાડી વ્યવસ્થાપક મંડળીઓ | ખેતીવાડી વ્યવસ્થાપક મંડળની મંડળીઓ | ૪૫૬ | ૧-૨ |
| પાશ્ચમાત્ય | પાશ્ચિમાત્ય | ૫૭ | ૨ |
| જેનાં | જેમાં | ૫૮ | ૨૦ |
| સભાસદોની આવા | સભાસદોની વતી આવાં | ૫૯ | ૧૪ |
| વર્ધે | વર્ષે | ૬૦ | ૮ |
| પુરેદર | પુરંદર | ૬૧ | ૧૦ |
| મોકલ્યો | મોકલ્યા | ,, | ૨૭ |
| નિદેશ | નિર્દેશ | ૬૩ | ૯ |
| સરકારી | સહકારી | ,, | ૧૮ |
| અલ્લાબાદ | અલ્હાબાદ | ,, | ૨૦ |
| ઉપરાંતના શેર કોઇ પણ | ઉપરાંતના શેર કોઇ પણ સભાસદ રાખી ના શકે એવા પણ ઠરાવ આ કાયદામાં હતા. સહકારી મંડળીઓને આ કાયદાથી કેટલાક હક્ક મળ્યા. સભાસદે ભરેલી | ૪૬૫ | ૧૯ |
| કાયદમાં | કાયદામાં | ૬૮ | ૭ |
| લલુભાઇ | લલ્લુભાઇ | ૬૯ | ૨ |
| એ કોમાંથી | એ કોમાંથી | ,, | ૨૪ |
| એક્કી કરણ | એકી કરણ | ૭૦ | ૧૪ |
| અનુત્પાદ | અનુત્પાદક | ૭૩ | ૭ |
| ,, | ,, | ,, | ૯ |
| બીન શાખવળી | બીન શાખવાળી | ૭૫ | ૨૪ |
| દ્રાસ | મદ્રાસ | ૭૬ | ૩ |

| | | | |
|---|---|---|---|
| ૧૨૫૨,૧૫૫ અને | ૧૨½,૧૫ અને | ૭૭ | ૮ |
| અડોળ | અંડોળ | ૮૭ | ૧૪ |
| ગામડાંઓનાં | ગામડાંઓમાં | ૯૦ | ૧૮ |
| ઉદભવે | ઉદ્ભવે | ૯૩ | ૯ |
| વર્તું | વર્તું | ૯૫ | ૧૩ |
| ઠરવાને | ફરવાને | ૯૬ | ૧૦ |
| વષે | વર્ષે | ૯૮ | ૮ |
| ખેતી, ખર્ચ. | ખેતી ખર્ચ | ,, | ૧૧ |
| વારે | પાયે | ,, | ૧૭ |
| આવે છે કે નહિ. તે | આવે છે નહિ કે તે | ૧૦૦ | ૨૬ |
| દાવા દુખી | દાવા દુવી | ૧૦૧ | ૨ |
| ફરીને લેવાની | ફરીને જમીન લેવાની | ,, | ૪ |
| રસ્તાનાં | રસ્તામાં | ૧૧૮ | ૨૨ |
| અંદરની | અંદરથી | ૧૨૨ | ૪ |
| ૨ય | ત્યારે | ૧૨૩ | ૩ |
| મંડળીઓનાં | મંડળીઓમાં | ,, | ૧૨ |
| અઘ | અઘરૂં | ૧૨૭ | ૧૭ |
| મ્યુનીસીપાલીટીઓનાં | મ્યુનીસીપાલીટીઓમાં | ૧૨૯ | ૧૫ |
| બીન શાખાવાળી | બીન શાખવાળી | ૧૩૧ | ૪ |
| ,, | ,, | ,, | ૯ |
| સરકારની | સહકારની | ,, | ૧૪ |
| સહકારના | સરકારના | ૧૩૩ | ૩ |
| આંકડાઓનાં | આંકડાઓમાં | ,, | ,, |
| મંડળીઓનાં | મંડળીઓમાં | ૧૩૫ | ૧૭-૮ |
| સરકારી | સહકારી | ૧૩૭ | ૪ |
| મંડળીઓમાં | મંડળીઓનાં | ,, | ૮ |
| ,, જ | ,, જ | ,, | ૧૦ |

| | | | |
|---|---|---|---|
| સરકારી | સહકારી | ૧૩૮ | ૨૫ |
| ધરાવાતા | ધરાવતા | ૧૩૯ | ૯ |
| માલુલ | માલુમ | ૧૪૧ | ૧૩ |
| હારેલા | ન્હોરેલા | ૧૪૭ | ૨ |
| રી. ઇનસ્યુરન્સ | રી ઇન્સ્યુરન્સ | ,, | ૩ |
| Ri–Insurance | Re–Insurance | ,, | ,, |
| તયાર | તૈયાર | ૧૪૮ | ૨૪ |
| મડળીઓના | મંડળીઓના | ૧૪૯ | ૪ |
| ગૃહ ઉપયોગને | ગૃહ ઉદ્યોગને | ૧૫૦ | ૬ |
| વ્યવવસ્થિત | વ્યવસ્થિત | ,, | ૬–૭ |
| ખાખતના | ખાખતનો | ૧૫૧ | ૧૫ |
| સ્થાપમાં | સ્થાપવામાં | ૧૫૩ | ૧ |
| કરવામ | કરવામાં | ,, | ૪ |
| કેટલાક | કેટલીક | ,, | ,, |
| નાણુ | નાણું | ,, | ૧૬ |
| પાછો | પાછાં | ,, | ,, |
| મંડળીઓ | મંડળીઓમાં | ૧૫૩ | ૧૮ |
| માકાનોની | મકાનોની | ૧૫૪ | ૧૪ |
| અનુત્પાદ | અનુત્પાદક | ૧૫૫ | ૯ |
| કરવાને | કરવાથી | ૧૫૬ | ૧૧ |
| વખથી | વખતથી | ,, | ૨૭ |
| એક | એવાં | ૧૫૭ | ૪ |
| કાર્યોત્સાહી | કાર્યોત્સાહી | ,, | ૪–૫ |
| ફત્તેમંદ | ફત્તેહમંદ | ૧૫૮ | ૨૦ |
| મંડળાઓનુ | મંડળીઓનું | ૧૬૦ | અથાણું |
| ગાલ | બંગાલ | ૧૬૧ | ૯ |
| ખહુ | ખહુ | ૧૬૨ | ૮ |

| | | | |
|---|---|---|---|
| એઠઠો | એન્ઠો | ૧૬૩ | ૨૩ |
| એઠઠને | એન્ઠને | ૧૬૪ | ૩ |
| એઠઠ | એન્ઠ | ,, | ૪ |
| તરફ | તરફથી | ,, | ૧૩ |
| પાંરસ્થિતિનુ | પરિસ્થિતિનું | ૧૬૫ | ૧૮ |
| એન્ઠોનાં | એન્ઠોમાં | ૧૬૬ | ૨૪ |
| ,, | ,, | ,, | ૨૬ |
| ભડોળ | ભંડોળ | ૧૬૮ | ૨૨ |
| એન્ઠોનાં | એન્ઠોમાં | ૨૭ | ૧૬૯ |
| એન્ઠ | એન્ઠે | ૧૭૦ | ૨ |
| જેમ | જે | ૧૭૨ | ૭ |
| હપત | હપતા | ,, | ૧૧ |
| ખમની | ખર્મીની | ૧૭૫ | ૧૩ |
| એન્ઠોનાં | એન્ઠોમાં | ૧૭૮ | ૨૬ |
| બીહારમાં | ચરાડમાં | ૧૭૯ | ૧૩ |
| ખચ | ખર્ચ | ૧૮૧ | ૪ |
| ચોચો | ચોખો | ,, | ,, |
| સંઘદન થાય | સંઘટ્ટન ન થાય | ૧૮૨ | ૨૭ |
| મઘ્ય | મધ્યસ્થ | ૧૮૩ | ૩ |
| આવી | આખી | ,, | ૧૭ |
| સ્ટાપના | સ્ટાંપના | ૧૮૬ | ૩ |
| ૧૦૯૮–૦૯ | ૧૯૦૮–૦૯ | ૧૮૭ | ૧૭ |
| ૧૦૧૪–૧૫ | ૧૯૧૪–૧૫ | ,, | ૨૩ |
| કહે છે | કહી છે | ૧૯૦ | ૯ |
| કરરવાની | કરવાની | ૧૯૨ | ૧૦ |
| સહકાર મંડળીનાં | સહકારી મંડળોમાં | ૧૯૩ | ૧૦ |
| વ્યવવસ્થાપક | વ્યવસ્થાપક | ,, | ૧૬ |

